આંતરભારતીય પુસ્તકમાળા

# માહીમની ખાડી

મધુ મંગેશ કર્ણિક

અનુવાદક

દીપક મહેતા




નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# ભૂમિકા

મરાઠી નવલકથાનો પ્રારંભ ગયા શતકમાં થયો. અંગ્રેજી, બંગાળી, ઉર્દૂ, ફારસી જેવી ભાષાઓની નવલકથાઓ તથા નવલકથા જેવી અન્ય કૃતિઓના અનુવાદથી આ પ્રારંભ થયો હતો. મરાઠીમાં પહેલી મૌલિક નવલકથા ''યમુના પર્યટન'' બાબા પદમનજીએ અઢારસો સત્તાવનની સાલમાં લખી. આ નવલકથા વાસ્તવદર્શી અને સામાજિક સમસ્યાપ્રધાન હતી. પણ એ વખતે એ પ્રકારની નવલકથાઓની પરંપરા ઊભી થઈ નહીં. ત્યાર પછીનાં ઘણાં વર્ષો સુધી મરાઠીમાં મુખ્યત્વે અદ્‌ભુતરમ્ય (રોમૅન્ટિક) નવલકથાઓ જ લખાતી રહી. અસંભવિત ઘટનાઓ, આલંકારિક શૈલી અને માણસોના સજ્જન અને દુષ્ટ એવા બે જડબેસલાક વિભાગો કરતા પરંપરાગત બેડોળ પાત્રાલેખનને કારણે આ નવલકથાઓ–એ જમાનામાં અત્યંત લોકપ્રિય થઈ હતી છતા – કલાદષ્ટિએ જોતાં આજે વિચારવા યોગ્ય પણ જણાતી નથી. અદ્‌ભુતના, અવાસ્તવિકતાના અને પરંપરાના ચોકઠામાંથી મરાઠી નવલકથાને બહાર કાઢીને તેને વાસ્તવિકતાનું અધિષ્ઠાન આપવાનું કાર્ય હરિનારાયણ આપટેએ કર્યું. ખરું જોતાં તેમને જ પહેલા મરાઠી નવલકથાકાર કહેવા જોઈએ. હરિભાઉએ સામાજિક નવલકથાઓ લખી છે, તેમ ઐતિહાસિક નવલકથાઓ પણ લખી છે. તેમની સામાજિક નવલકથાનું ક્ષેત્ર તત્કાલીન મધ્યમવર્ગના ઉજળિયાત બ્રાહ્મણસમાજ પૂરતું જ મર્યાદિત છે એ ખરું, પણ એ સમાજના જીવનનું ઊંડું અને મર્મગામી ચિત્રણ તેમણે કર્યું છે. વાસ્તવિકતા પ્રત્યે રાખેલી અવિચળ વફાદારી, જીવંત અને પ્રતીતિકર પાત્રાલેખન, રોજિંદી–બોલી ભાષાની નજીક રહેનારી અકૃત્રિમ શૈલી–આ બધાંને લીધે હરિભાઉની સામાજિક નવલકથાઓએ વિશિષ્ટતા પ્રાપ્ત કરી છે. તેમની સામાજિક નવલકથાઓ વાસ્તવપ્રધાન છે, તો ઐતિહાસિક નવલકથાઓ અગાઉની અદ્‌ભુતરમ્ય નવલકથાઓ સાથે સંબંધ રાખનારી છે, છતાં તેમાંથી પણ હરિભાઉની કલાત્મક મહત્તાનો પરિચય થયા વગર રહેતો નથી. હરિભાઉની સામાજિક નવલકથા પાછળ તેમની સમાજસુધારણાની પ્રેરણા કામ કરી રહી હતી, તો તેમની ઐતિહાસિક નવલકથા પાછળ સમકાલીન રાજકારણને ઉપકારક એવું મરાઠા અને રજપૂત ઇતિહાસનું આદર્શવાદી ચિત્રણ કરવાની પ્રેરણા કામ કરી રહી હતી. હરિભાઉની આ ઐતિહાસિક નવલકથાઓએ તેમની પછીના અનેક નવલકથાકારોને

પ્રેરણા આપી છે. નારાયણ હરિ આપટે, નાથમાધવ જેવા લેખકોએ ત્યાર બાદ અનેક ઐતિહાસિક નવલકથાઓ લખી. એટલું જ નહીં, ચિંતામણિરાવ વૈદ્ય જેવા સંશોધક પણ આ સાહિત્યપ્રકાર તરફ આકર્ષાયા. ઉત્કટ સહાનુભૂતિ, મનુષ્ય-સ્વભાવનું માર્મિક જ્ઞાન અને આદર્શવાદી દૃષ્ટિકોણ – આ બધાંને લીધે હરિભાઉની નવલકથાઓએ તરત જ લોકોના મનને વશ કરી લીધું. મરાઠી નવલકથાના પ્રવાહને તેમણે નવી જ દિશા બતાવી એટલું જ નહીં, તેના વિકાસ માટે અનેક નવા માર્ગો પણ તેમણે મો઼'ળા કરી આપ્યા.

મરાઠી નવલકથાના પ્રારંભકાળે તેના પર સામાજિક તથા રાજકીય સુધારાવાદની પ્રબળ અસર હતી. પણ ઓગણીસસો વીસ પછી મહારાષ્ટ્રના સમગ્ર જીવનમાં એક નવા આંદોલનની શરૂઆત થઈ અને સમાજની સર્વાંગીણ ક્રાન્તિ પર ભાર મૂકનારો એક ધ્યેયવાદી દૃષ્ટિકોણ બધા વિચારશીલ લોકોએ સ્વીકાર્યો. દેશની રાજકીય ક્ષિતિજ પર થયેલો મહાત્મા ગાંધીનો ઉદય, રશિયન રાજ્યક્રાન્તિને લીધે આખા જગતમાં પ્રસરેલી માર્ક્સવાદી વિચારસરણીની અસર, ફ્રોઇડ, યુંગ, એડલર જેવા માનસશાસ્ત્રીઓએ કરેલું માનવમનનું અવગાહન અને તેને પરિણામે માનવમનની લૈંગિક પ્રવૃત્તિનું માનવજીવનમાં સમજાયેલું મહત્ત્વ–આ બધાંનો મરાઠી સાહિત્ય પર ઊંડો પ્રભાવ પડ્યો. આથી, આ સમય દરમ્યાન લખાયેલી મરાઠી નવલકથાનું સ્વરૂપ ધીમેધીમે બદલાવા લાગ્યું. મરાઠી નવલકથામાં આલેખાતા વિષયોનું ક્ષેત્ર વ્યાપક થયું. તો સાથોસાથ મરાઠી નવલકથાની સામગ્રી વધુ સમૃદ્ધ થવા લાગી. ઉપર ઉલ્લેખેલી જુદીજુદી વિચારધારાઓ જુદાજુદા લેખકોની નવલકથામાં પ્રગટ થતી ગઈ. હરિભાઉ આપટેની નવલકથાઓમાંનો આદર્શવાદનો તથા વિચારપ્રધાનતાનો અંશ આગળ જતાં વધુ વિકસ્યો તે વામન મલ્હાર જોશીની નવલકથાઓમાં. માત્ર આ આદર્શવાદનાં અને વિચાર પ્રધાનતાનાં રૂપો ભિન્ન હતાં. વામન મલ્હાર જોશીએ સંખ્યાની દૃષ્ટિએ ઝાઝી નવલકથાઓ લખી નથી, પણ તેમાં વ્યક્ત થતું જીવનનું મૌલિક દર્શન, નૈતિક અને સામાજિક ઘેરી સમસ્યાઓનો તાગ મેળવવા પ્રયત્ન કરતી વિચારશીલતા અને તત્ત્વચિંતનાત્મક વૃત્તિ–આ બધાંને લીધે જોશીની નવલકથાઓએ મરાઠી નવલકથાક્ષેત્રે પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. વામન મલ્હાર જોશીના બીજા એક સમકાલીન નવલકથાકાર હતા ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર. વામન મલ્હાર જોશીએ જો મરાઠી નવલકથાને તત્ત્વચિંતનનુ પરિમાણ આપ્યું તો, ડૉ. કેતકરે તેને પોતાના સમાજશાસ્ત્રીય દૃષ્ટિકોણની ભેટ આપીને તેને વધુ સમૃદ્ધ કરી. ડૉ. કેતકરની નવલકથાઓમાં ઉજળિયાત સમાજના સીમાડા પર જીવતાં અનેક માણસોનું ચિત્રણ થયેલું જોવા મળે છે. તેવી જ રીતે, અનેક સામાજિક, નૈતિક અને બૌદ્ધિક પ્રશ્નોની ચર્ચા પણ તેમાં થયેલી જોવા મળે છે. ક્યારેક તેમની નવલકથાઓ

સામાજિક વિષયો પરના નિબંધો જેવી પણ બની જાય છે. છતાં એ નવલકથાઓમાંના જીવનદર્શનની સમર્થતાનો નકાર કરી શકાય તેમ નથી.

ના. સી. ફડકે, વિ. સ. ખાંડેકર, ગ. ત્ર્યં. માડખોલકર, પુ. ય. દેશપાંડે, ભા. વિ. (મામા વરેરકર) વગેરે આ સમયના બીજા કેટલાક મહત્ત્વના નવલકથાકારો છે. મરાઠી નવલકથાની કલાત્મક અભિવ્યક્તિ તરફ સર્વ પ્રથમ ધ્યાન કેન્દ્રિત કર્યું તે ના. સી. ફડકેએ. તેમણે મરાઠી નવલકથાને વધુ સુરેખ અને સુઘટ્ટ ઘાટ આપ્યો. નવલકથા એ મૂળે એક સર્જનાત્મક કૃતિ છે, વૈચારિક લેખન પાછળની પ્રેરણા કરતાં જુદી એવી પ્રેરણા વાર્તા કે નવલકથા જેવા સર્જનાત્મક લેખન પાછળ કામ કરી રહી હોય છે, અને લેખનનો આશય બદલાતાં તેની અભિવ્યક્તિનું સ્વરૂપ પણ બદલાય છે – આ બધાંની સ્પષ્ટ જાણ ફડકેનાં સર્જનાત્મક લખાણોમાં પહેલી વાર પ્રગટ થઈ. ફડકેએ રંજનપ્રધાનતાને આપેલું મહત્ત્વ, તેમના નવલકથાલેખન માટે કંઈક અંશે હાનિકારક પુરવાર થયું, પણ આટલું કહ્યા પછીય એ સત્ય સ્વીકારવું જ પડશે કે મરાઠી નવલકથાના વિકાસમાં એક મહત્ત્વનો વળાંક ફડકેની નવલકથાઓથી આવ્યો. ફડકેની નવલકથાઓ અત્યંત લોકપ્રિય નીવડી. નવલકથાની કથનશૈલી, તેમાંનું સ્વભાવ-નિરૂપણ, ક્યારેક તેમાંથી પ્રગટ થતું માનવ-મનનું તથા જીવનનું સૂક્ષ્મ સ્વરૂપ – આ બધી બાબતોમાં ફડકેની નવલકથાઓએ નવા નવલકથા-લેખકોને નવી પ્રેરણા આપી. ફડકેના સમકાલીન નવલકથાકારોમાં વિ. સ. ખાંડેકર અને મામા વરેરકરનો સવિશેષ ઉલ્લેખ કરવો જોઈએ. વિ. સ. ખાંડેકરની નવલકથાઓ બલકે તેમના સમગ્ર સર્જનાત્મક લેખન પાછળનું મુખ્ય બળ છે તેમાં વ્યક્ત થતો માનવતાવાદી દૃષ્ટિકોણ. ફડકેના લેખન પાછળની મુખ્ય પ્રેરણા સૌંદર્યપ્રેમ છે તો ખાંડેકરના લેખન પાછળની મુખ્ય વૃત્તિ છે સહાનુભૂતિ. ફડકેની સૂક્ષ્મ અને અભિજાત સૌંદર્યદૃષ્ટિ કે તેમની કલાત્મકતાની સભાનતા તેટલા પ્રમાણમાં ખાંડેકર પાસે ન હોવા છતાં, ખાંડેકર ફડકે જેટલા જ લોકપ્રિય નવલકથાકાર બની શક્યા તે તેમની સહાનુભૂતિ અને ઉત્કટતાની અતિશયતાને લીધે. ફડકે અને ખાંડેકર બન્નેએ વિપુલ પ્રમાણમાં નવલકથાઓ લખી છે. પણ તેમાંનું જીવનદર્શન મુખ્યત્વે ઉજળિયાત મધ્યમવર્ગ પૂરતું જ મર્યાદિત હતું. આ જ ગાળામાં નવલકથા લખનાર મામા વરેરકરે ઉજળિયાત સમાજની સાથોસાથ તેની આસપાસના બહુજનસમાજનું જીવન પણ પોતાની નવલકથાઓમાં સવિશેષપણે આલેખ્યું. મિલમજૂરો, કામદારો, કોંકણમાંની કેટલીક ચોક્કસ જાતિઓ, દેવદાસીઓ વગેરેનું ચિત્રણ મરાઠીમાં વરેરકરની નવલકથાઓમાં જ પ્રથમ વાર થયું. એ દૃષ્ટિએ જોતાં મરાઠી નવલકથાના ક્ષેત્રને તેમણે વધુ વ્યાપક કર્યું.

નવલકથાનો સાહિત્યપ્રકાર આ ગાળામાં ખૂબ લોકપ્રિય થયો. અનેક નવા લેખકો

તેના તરફ આકર્ષાયા. રાજકીય ક્રાન્તિકારીઓથી માંડીને છેક વેશ્યા સુધીનાં અનેક પ્રકારનાં પાત્રો મરાઠી નવલકથામાં હરતાંફરતાં થઈ ગયાં, અને માર્ક્સવાદથી માંડીને ગાંધીવાદ સુધીના અનેક વાદના પડઘા તેમાં ઊઠવા લાગ્યા. મરાઠી નવલકથાની સામગ્રીમાં વિવિધતા આવી. તેની સાથોસાથ તેની અભિવ્યક્તિમાં પણ જાતજાતના પ્રયોગો થવા લાગ્યા. એકમુખી, અનેકમુખી, પત્રાત્મક એમ તેની કથનપદ્ધતિ વિવિધ પ્રકારની બની. એક બાજુ મરાઠી નવલકથાનો કલાત્મક અને સ્વરૂપગત વિકાસ થઈ રહ્યો હતો ત્યારે, બીજી બાજુ, માત્ર મનોરંજન પર જ લક્ષ કેન્દ્રિત કરનારી અને કલાદૃષ્ટિએ નિકૃષ્ટ એવી નવલકથાઓ પણ આ કાળમાં પુષ્કળ લખાતી હતી. અને ભિન્નભિન્ન પ્રકૃતિના વાચકોનું, તે પોતપોતાની રીતે સમરાધાન કરી રહી હતી. ઉપર કહ્યા તે નવલકથાકારોની નવલકથાઓની સમાંતર બીજો એક પ્રવાહ અનેક "સરસ" અને "સુરસ" નવલકથામાળાઓનો, અનુવાદિત નવલકથાઓનો, રહસ્યકથાઓનો અને રોમાંચક કથાઓનો વહી રહ્યો હતો. તેવી જ રીતે ઐતિહાસિક નવલકથામાળાઓ પણ લખાતી જતી હતી.

મુખ્યત્વે નવલકથાનું જ લેખન કરનારા લેખકોની સાથોસાથ, જેમણે નવલકથાઓ ભલે થોડી લખી છે, પણ મરાઠી નવલકથાના વિકાસક્રમમાં જેમનું સ્થાન મહત્ત્વનું છે એવા કેટલાક લેખકો વિષે પણ વિચાર કરવો ઘટે.

વિશ્રામ બેડેકરની પ્રગટ થયેલી 'રણાંગણ' નામની નવલકથા મરાઠી નવલકથાના વિકાસનો એક ચોક્કસ તબક્કો દર્શાવે છે. મરાઠી નવલકથાની શરૂઆતથી જ તેનો ઉપયોગ કોઈ ને કોઈ અન્ય હેતુની સિદ્ધિ માટે કરવામાં આવ્યો હતો. ક્યારેક તે માત્ર મનોરંજનનું સાધન બની રહી હતી, તો ક્યારેક કશોક ચોક્કસ ઉપદેશ આપવા માટે તેનો ઉપયોગ કરવામાં આવ્યો. નવલકથાના સાહિત્યપ્રકારનું કલાત્મક સામર્થ્ય ધ્યાનમાં રાખીને તેના દ્વારા જીવનની મૂળભૂત સમસ્યાનો તાગ લેવાના જે ગણતર પ્રયત્નો મરાઠીમાં થયા છે તેમાં 'રણાંગણ' એક વિશિષ્ટતાપૂર્ણ પ્રયત્ન છે. યુરોપમાંના યુદ્ધની પાર્શ્વભૂમિકા પર આલેખાયેલી, એક ભારતીય યુવક અને એક જર્મન જ્યૂ યુવતીની પ્રેમકથા એ આ નવલકથાનો વિષય છે. પણ તે દ્વારા યુદ્ધની નિર્ઘૃણતા, માણસ માણસ વચ્ચેના પરસ્પરના સંબંધોનું અકળ સ્વરૂપ, જન્મ, મૃત્યુ, ધર્મ, સંસ્કૃતિ વગેરેમાં અંતર્ભૂત રહેલ ગૂઢ રહસ્ય, અને સમગ્ર માનવજીવનને વ્યાપીને રહેલી કરુણતા આ બધાંનું અત્યંત પ્રભાવક એવું ચિત્ર લેખકે આલેખ્યું છે. આ જ ગાળામાં, પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વની સભાનતા જેનામાં વિકસી રહી હતી તેવી સુશિક્ષિત સ્ત્રીનું સ્વસ્થ અને નિખાલસ ચિત્રણ વિભાવરી શિરૂરકરે પોતાની નવલકથાઓમાં કર્યું. તેમની "બળી" નવલકથામાં ભંગી અને શિકારી જાતિનું જીવન આલેખાયેલું જોવા મળે છે.

બા. સી. મર્ઢેકર મરાઠીના એક અગ્રગણ્ય પ્રયોગશીલ અને પ્રતિભાસંપન્ન કવિ હતા. "રાત્રીચા દિવસ" નામની નવલકથામાં સંપ્રજ્ઞતા-પ્રવાહાત્મક (સ્ટ્રીમ ઑફ કૉન્શિયસનેસ) કથનપદ્ધતિનો ઉપયોગ મરાઠીમાં તેમણે પહેલી વાર કર્યો. "તાંબડી માતી" અને "પાણી" એ તેમની અન્ય નવલકથાઓ પણ સામગ્રીની સમૃદ્ધિ, કથનશૈલીમાંની સાચી કાવ્યાત્મકતા અને વિષયોની નવીનતાને લીધે નોંધપાત્ર બની. ર. વા. દિઘે નામના નવલકથાકારનો અહીં સ્વતંત્ર ઉલ્લેખ કરવો ઘટે. "સરાઈ" અને "પાણકળા" જેવી તેમની નવલકથાઓએ મરાઠી પ્રાદેશિક નવલકથાનો પાયો નાખ્યો. આ નવલકથાઓનું સ્વરૂપ સ્વપ્નરંજનાત્મક (રોમૅન્ટિક) હતું. પણ તેમાંનાં નિસર્ગચિત્રોની સાચકલાઈ અને નિતાન્ત તાજગી એ વખતે મરાઠીમાં અપૂર્વ કહેવાય તેવી હતી. હજી આજે પણ આ નવલકથાની બોલબાલા ઘટી નથી.

ઓગણીસ સો પિસ્તાલીસની આસપાસ મરાઠીમાં કથા અને કવિતા એ બે સાહિત્યપ્રકારોમાં મૂળભૂત સ્વરૂપનું પરિવર્તન આવ્યું. નવી સંપ્રજ્ઞતા, સામગ્રી સાથે એકરૂપ થનારી શૈલી, પ્રતીકો અને કલ્પનાનો સમર્થ ઉપયોગ, માનવ-મનનાં સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાવસંવેદનોનું ચિત્રણ – એમ અનેક દિશામાંથી નવી કવિતા અને નવી કથા સમૃદ્ધ થતી ગઈ. પણ આ નવા પરિવર્તનનો સ્પર્શ મરાઠી નવલકથાને થવો જોઈએ તેટલા પ્રમાણમાં થયો નહીં. પ્રાદેશિક નવલકથાને આ કાળની એક ઉલ્લેખનીય ઘટના કહી શકાય. વ્યંકટેશ માડગૂળકર, ગો. ની. દાંઢેકર, શ્રી. ના. પેંડસે વગેરેની નવલકથાઓનો આ સંદર્ભમાં સવિશેષ ઉલ્લેખ કરવો ઘટે. તેમાંથી શ્રી. ના. પેંડસેએ આ ક્ષેત્રમાં કરેલું અર્પણ મહત્ત્વનું છે. તેમના લેખનનો પ્રારંભ પ્રાદેશિક નવલકથાથી થયો. પણ તેમની પ્રતિભા વિશિષ્ટ પ્રાદેશિક ચિત્રણમાં જ રમમાણ ન રહેતાં આગળ જતાં જુદાજુદા માર્ગે વિકસતી રહી. "રથચક્ર" અને "ઑક્ટોપસ" જેવી તદ્દન ભિન્ન પ્રકારની નવલકથાઓ પેંડસેએ લખી છે. આ નવલકથાઓ તેમના આવા વિકાસની સાક્ષીરૂપ છે.

ઓગણીસ સો સાઠથી ઓગણીસ સો સિત્તેરનો દસકો મરાઠી નવલકથાની દૃષ્ટિએ મહત્ત્વનો છે. પરંપરાગત અને બીબાંઢાળ થવા લાગેલ નવલકથાના સાહિત્યપ્રકારને આ દસકામાં નવું જીવન પ્રાપ્ત થયેલું જણાય છે. આ ગાળામાં નવલકથાનો પ્રવાહ બે દિશામાં વહેવા લાગ્યો. તેમાનો એક પ્રવાહ ભૂતકાળ તરફ વળ્યો. ઇતિહાસ-પુરાણમાંના પુરુષોત્તમનું ચિત્રણ કરવું અને તે દ્વારા આજને માટે કશી પ્રેરણા, પ્રોત્સાહન અને આશા પણ ભેળવવાં એવા હેતુથી આ સમયાવધિમાં કેટલીક નવલકથાઓ લખાઈ. તો બીજી બાજુ આજના કાળનું, તેમાંના સંકુલ જીવનનું, તેમાંનાં દારિદ્ર્ય, કુરૂપતા, બીભત્સતા અને હેતુશૂન્યતાનું ચિત્રણ કરવાની દૃષ્ટિથી પણ કેટલીક નવલકથાઓ

લખાઈ. આ બન્ને પ્રવાહોને પોતાની આગવી એવી વિશિષ્ટતા હતી. સમય જતાં આમાંથી પહેલો પ્રવાહ રોમાંચક આદર્શાત્મક અને સ્વપ્નરંજનાત્મક ચિત્રણમાં પરિણમ્યો, તો બીજો પ્રવાહ જીવનની વાસ્તવિકતાનો પાર પામવા જતાં ફરી સ્વપ્નરંજનાત્મક ભાવવિવશતા, અને ક્યારેક તો અર્થશૂન્યતામાં પરિણમશે એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં. વિ. સ. ખાંડેકરની 'યયાતિ' અને રણજિત દેસાઈની 'સ્વામી' પહેલા પ્રકારની નવલકથાનાં ઉલ્લેખનીય દૃષ્ટાંતો છે. 'યયાતિ'માં ખાંડેકરે મહાભારતના યયાતિના પાત્રનો પ્રતીકાત્મક ઉપયોગ કરીને તેના દ્વારા આજના સમયના ભોગવાદી માનવીની કરુણાંતિકા (ટ્રેજેડી)નું ચિત્રણ કરવાનો પ્રયત્ન કર્યો, તો રણજિત દેસાઈએ 'સ્વામી' નામની નવલકથામાં પહેલા માધવરાવ પેશવાનું જીવનચિત્ર આલેખ્યું. અને એક ઐતિહાસિક લોકોત્તર વીરપુરુષનું, રાજ્યકર્તાનું ચિત્રણ પરંપરાગત પદ્ધતિથી કરવાને બદલે એ 'પુરુષોત્તમ'માં રહેલા વ્યક્તિગત સુખ-દુઃખથી સ્પંદિત થનારા જીવંત માણસને શોધવાનો તેમણે પ્રયત્ન કર્યો. "સ્વામી" અને "યયાતિ"ને અપાર લોકપ્રિયતા મળી. તેમાંથી જ ઐતિહાસિક અને ચરિત્રાત્મક નવલકથાની એક નવી પંરપરા શરૂ થઈ. "સ્વામી" પછી અનેક ઐતિહાસિક નવલકથાઓ લખાઈ. ઇતિહાસમાં વ્યક્તિની જે સામાન્ય છબી ઊપસતી જોવા મળતી હોય તેનાથી વેગળું અને ક્યારેક તો તદ્દન વિરોધી એવું તે ઐતિહાસિક વ્યક્તિનું ચિત્ર આલેખવાનો પ્રયત્ન આ નવલકથાઓમાં થયેલો જણાય છે. સામાજિક તથા રાજકીય ક્ષેત્રમાંની કેટલીક પ્રસિદ્ધ વ્યક્તિઓ વિશે ચરિત્રાત્મક નવલકથા લખવાનું એક નવું મોજું મરાઠીમાં ફરી વળ્યું. સાવરકર, ડૉ. આનંદીબાઈ જોશી તથા તેમના પતિ ગોપાળરાવ જોશી, લોકમાન્ય ટિળક વગેરેના જીવન વિશે મરાઠીમાં નવલકથાઓ લખાઈ. તેમાંની ઐતિહાસિક નવલકથાઓ હરિભાઉ આપટેની પહેલાં મરાઠીમાં પ્રચલિત એવા અદ્દ્ભુત રસપૂર્ણ, રોમાંચક અને સ્વપ્નરંજનાત્મક નવલકથાના પ્રવાહને જ આગળ ચલાવી રહી છે કે શું એવો પ્રશ્ન થવા લાગ્યો. નવલકથાનો સાહિત્યપ્રકાર આ દસકામાં એટલો તો લોકપ્રિય થયો કે પુ. શિ. રેગે અને આરતી પ્રભુ જેવાં નામાંકિત કવિઓને પણ આ પ્રકાર કલાદૃષ્ટિએ અજમાવી જોવા જેવો લાગ્યો. અને તેમણે કેટલીક સારી નવલકથાઓ લખી.

ઉપર ઉલ્લેખેલો નવલકથાનો બીજો પ્રવાહ વાસ્તવિકતાનું નિર્ભીક, સ્પષ્ટ અને ઉગ્ર એવું દર્શન આલેખવા પર ભાર મૂકનારો હતો. આ પ્રકારની પણ અનેક ઉલ્લેખનીય નવલકથાઓ લખાઈ. કોંકણમાંના સંયુક્ત કુટુંબમાંની એકાદ સ્ત્રી, એકાદ યુવાન કૉલેજ-વિદ્યાર્થી, મુંબઈ જેવા મહાનગરમાં હેતુશૂન્ય જીવન જીવનારા અને તેથી ગુંડાગીરી તરફ વળનારા તરુણો અને બાળકો, ઝૂંપડપટ્ટીમાંના લોકો–આવાં આવાં પાત્રો આ નવલકથાઓમાં મરાઠીમાં પહેલવહેલી વાર આલેખવામાં આવ્યાં. સામગ્રીને અનુસરતી

આ નવલકથાઓની ભાષા પણ જુદા પ્રકારની બની. વાસ્તવિકતા પ્રત્યે વફાદારી રાખતી આ નવલકથાઓએ શ્લીલ-અશ્લીલના પરંપરાગત રૂઢિસંકેતોને દૂર હડસેલી દીધા. ભાષાની જેમ જ નિરૂપણમાં પણ પૂરેપૂરી નિખાલસતા અને ખુલ્લંખુલ્લાપણું આવ્યાં. આ નવલકથાઓએ મરાઠી સાહિત્યમાંના અનુભવ-વિશ્વનું ક્ષેત્ર વધુ વ્યાપક કર્યું. અનેક જૂની રૂઢિઓએ આ નવલકથાને ઉપહાસપૂર્વક આઘી હડસેલી, પણ સાથોસાથ કેટલીક નવી રૂઢિઓએ તેમનો માર્ગ મોકળો કરી આપ્યો. આમ છતાં, આ પ્રકારની નવલકથાએ મરાઠીમાં ગણનાપાત્ર ઉમેરો કર્યો છે એ હકીકત નિર્વિવાદ છે.

આ સંદર્ભમાં 'ચક્ર' અને 'માહીમચી ખાડી' એ બન્ને નવલકથાઓનું સ્થાન મહત્ત્વનું છે. અહીં મુંબઈની ઝૂંપડપટ્ટીઓનું ચિત્રણ કરવામાં આવ્યું છે. ચામડીના કોઈક ચેપી રોગની જેમ શહેરોના શરીર પર ફેલાતી જતી ઝૂંપડપટ્ટીઓ એ આજની એક ભયાનક સમસ્યા છે. જયવંત દળવીએ તેમની 'ચક્ર' નામની નવલકથામાં ઝૂંપડપટ્ટીના લોકોના ગતિશૂન્ય જીવનનું ચિત્રણ કર્યું છે. મધુ, મંગેશ કર્ણિકની "માહીમચી ખાડી" નવલકથા પણ આ જ વિષય પર આધારિત છે. મૂળ વિષયને અનુષંગે વધતી જતી ગુનાખોરી, વેશ્યાવૃત્તિ, દિશાહીન નિરુદ્દેશ જીવન જીવતા તરુણો, આર્થિક અને નૈતિક મૂલ્યોની પરસ્પરાવલંબિતા – આવા અનેક પ્રશ્નોની ચર્ચા અહીં લેખકે કરી છે.

મધુ મંગેશ કર્ણિક મરાઠી વાચકોને મુખ્યત્વે વાર્તાકાર તરીકે પરિચિત છે. છેલ્લાં પંદર-વીસ વર્ષોમાં મરાઠી વાર્તાકારોની જે નવી પેઢી ઉદય પામી તેમાંના તેઓ એક મુખ્ય અને લોકપ્રિય વાર્તાકાર છે. કોંકણના જે દેવગઢ-કણકવલી ભાગમાં કર્ણિકનું બાળપણ વીત્યું એ ભાગમાંનાં દરિદ્ર માણસો, તેમનાં સુખદુઃખ, ત્યાંની પ્રકૃતિનાં વિવિધ રૂપો – આ બધું કર્ણિકે પોતાની વાર્તાઓમાં ઊલટભેર આલેખ્યું છે. જીવનમાં રહેલ વિરોધ, નાટ્યાત્મકતા, વિધિની અકળ લીલા – આ બધાંની કર્ણિકની જાણકારી તેમની અનેક વાર્તાઓમાંથી પ્રગટ થાય છે. મુંબઈનું બહુરંગી જીવન પણ તેમણે પોતાની વાર્તાઓમાં આલેખ્યું છે. 'દેવકી' એ કર્ણિકની પહેલી નવલકથા હતી. આ ઉપરાંત તેમણે 'સૂર્યફૂલ', 'ભાકરી', 'અર્પણ ફૂલ', 'નિરભ્ર' વગેરે નવલકથાઓ પણ લખી છે, પણ મરાઠી નવલકથાકારોની હરોળમાં કર્ણિકને મહત્ત્વનું સ્થાન મળ્યું તે તો તેમની 'માહીમચી ખાડી દ્વારા. 1969ની સાલમાં આ નવલકથા પ્રગટ થઈ, અને પ્રગટ થતાંવેંત વાચકોનું તેમ જ વિવેચકોનું – બંનેનું ધ્યાન તેણે એકસાથે ખેંચ્યું.

'માહીમચી ખાડી' નવલકથા મુંબઈની એક વિશિષ્ટ ઝૂંપડપટ્ટીનું આલેખન કરે છે. પણ આવી અસંખ્ય ઝૂંપડપટ્ટીઓ મુંબઈમાં તેમજ મુંબઈ જેવાં બીજાં મહાનગરોમાં પણ ઠેરઠેર જોવા મળે છે. એ દૃષ્ટિએ જોતાં 'માહીમચી ખાડી' પ્રતિનિધિ રૂપ બની

રહે છે. 'માહીમચી ખાડી' રૂપે કર્ણિકે એક નાનકડું પણ સ્વયંસંપૂર્ણ વિશ્વ અદ્ભુત ચૈતન્યમય રીતિથી, તેમાંની એકદમ ઝીણીઝીણી વિગતો સાથે આપણી સમક્ષ ખડું કર્યું છે. આ વિશ્વ જેટલું વાસ્તવિક છે તેટલું જ ઉગ્ર અને ભયાનક પણ છે. એ વિશ્વનું દર્શન કરતાં આપણાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે તો સાથોસાથ આપણને ખિન્ન અને અંતર્મુખ કર્યા સિવાય પણ તે રહેતું નથી.

દાદૂમિયાં અને તેની બીબી સકીના, લંગડો કિશન, તેની બૈરી ગંગા અને ઉંમરલાયક થવા માંડેલી જયા અને ભીખુ – એ બે છોકરાં, બાળકો જીવતાં ન હોવાથી હતાશ થયેલી યેસુ અને સાળીની પાછળ પડનારો તેનો પતિ કાશીરામ, માહીમની ખાડીની તસુએ તસુની માહિતી ધરાવતો સરજૂ કોળી, ઉજળિયાત જીવનમાંથી ઝૂંપડપટ્ટીના ગંદવાડમાં દૈવયોગે ચડી આવેલો, નાનકડા બાળક જેવું નિખાલસ મન અને કલાકારનું હૃદય ધરાવતો વાયોલિનવાળો – આવાં તો અનેક માણસો આ ઝૂંપડપટ્ટીમાં આપણને જોવા મળે છે. તે બધાં જ પોતપોતાની રીતે વિશિષ્ટતા ધરાવનારાં છે. આ ખાડીના ગંદવાડમાં સારું તો કશું ટકતું જ નથી. ટકે છે માત્ર ગુનાઓ, અનાચાર, લબાડી અને જીવલેણ સ્પર્ધા. સરજૂ કોળીના શબ્દોમાં કહીએ તો – "આ સાલી ખાડી જ આખ્ખી બેઈમાન છે... અહીંનો માણસ પાણી પીએ છે તે ચોરીનું... પેટ માટે ધંધો કરે છે તે ચોરીનો... જે મકાનમાં રહે છે તે મકાન પણ ચોરીનું... કશું જ પોતાના હક્કનું નથી અહીંના માણસ પાસે... પછી ઈમાનદાર લોહી પેદા થાય ક્યાંથી?"

આ 'માહીમચી ખાડી'માં બધાં સુંદર સ્વપ્નો નાશ પામે છે. બધાં જ પવિત્ર મૂલ્યો અહીં ખાખ થઈ જાય છે. ચાર જણાની વચમાં કમરેથી ઘાઘરો સરી પડતાં શરમની મારી ખાડીમાં કૂદી પડનારી રોશન આગળ જતાં ખુલ્લંખુલ્લો વ્યભિચાર કરવા માંડે છે. શ્યામુ પેન્ટર સાથે ગૃહિણી જેવો સુખી સંસાર માંડીને રહેવાનું સ્વપ્ન જોનારી જયાને તેનો વર અને ભાઈ જ વેશ્યા-વ્યવસાયમાં ખેંચી જાય છે. છોકરાં આજે નહીં તો કાલે પોતાને સુખના દહાડા બતાવશે એવી આશા પર દિવસો વિતાવતી ગંગાને માટે ગુપ્ત રોગથી પીડાતા છોકરાની સારવાર કરવાનું તથા છોકરી વેશ્યા બની છે એ જોવાનું નસીબમાં લખાયું છે. નિશાળમાં જઈને ચાર ચોપડી ભણવાની ઇચ્છા રાખનારાં સાયબુ અને અબ્બાસ જેવાં છોકરાંનું તે સ્વપ્ન પણ સિદ્ધ થઈ શકતું નથી. સારા નરવા તરુણ છોકરાઓ અહીં ગુંડાગીરી અને મવાલીપણા તરફ વળે છે, તો દેખાવડી તરુણ છોકરીઓએ પોતાના દેહને પેટ ભરવા માટેનું એક સાધન બનાવવો પડે છે. સૌનાં જીવન આડેઅવળે માર્ગે વહી જઈને છેવટે ક્યાંક લુપ્ત થઈ જાય છે. સુસંસ્કૃત જગતની બધી નીતિરીતિ, બધી મૂલ્યપરંપરા અહીં નિરર્થક બની રહે છે.

આવું છે ઝૂંપડપટ્ટીનું ઉગ્ર, દારુણ, ખરડાયેલું અને કરુણ જગત. કર્ણિકે પ્રતીતિકર અને સશક્ત રીતે આપણી સમક્ષ આ વિશ્વ ખડું કર્યું છે. સામગ્રી સાથે સુસંગત એવી તેની ભાષા પણ લૂખીસૂકી, ખરબચડી, સૂત્રાત્મક અને શ્લીલ-અશ્લીલના રૂઢ ખ્યાલોને ન ગાંઠનારી એવી બનેલી જણાય છે. કર્ણિકનો બધો ભાર પ્રત્યક્ષ વર્ણન પર, ચિત્રણ પર જણાય છે. આ ચિત્રમાંની વિગતો તેઓ ચોકસાઈથી અને સૂક્ષ્મતાથી નિરૂપે છે. 'પનોતી', 'મરણદારી', 'નાલ્યાક' જેવા શબ્દોની સાથોસાથ "એ કોઈ જખમી જનાવરની જેમ થરથરતી ચાલવા લાગી," "બળતા લાકડાની જેમ તે ભાંગી પડી" જેવા એકાદ સમર્થ કલ્પનથી વસ્તુને અનેક અર્થોનો પુટ તેઓ ચડાવે છે. મરાઠી, મુસલમાની, અંગ્રેજી જેવી ભાષાઓના શબ્દોના મિશ્રણથી બનેલી ખાસ ઝૂંપડપટ્ટીની ભાષા પણ તેમણે અહીં અચૂકપણે વાપરી છે.

'માહીમચી ખાડી' મધુ મંગેશ કર્ણિકના લેખનમાં તો મહત્ત્વનું સ્થાન ધરાવે છે જ, પણ મરાઠી નવલકથાના વિકાસક્રમમાં પણ આ કલાકૃતિને પોતાનું આગવું વૈશિષ્ટ્યપૂર્ણ સ્થાન છે.

– શાન્તા જ. શેળકે

# 1

કશોક પ્રચંડ ઘરઘરાટ સાંભળીને અબ્બાસ એકાએક જાગી ગયો. તે ઝડપથી ઊઠ્યો અને તેના કાનમાં ધાક પાડી દેતા પ્રચંડ અવાજમાં પોતાનો દબાયેલો અવાજ ભેળવીને તેણે ધડકતે કાળજે પૂછ્યું,

"મા રે, યે કાયકા આવાજ હય ?"

સકીના પણ આ અવાજ સાંભળીને ગભરાઈ ગઈ હતી. ઝૂંપડીની બહાર આવીને તે આકાશ તરફ જોવા લાગી. સવારના ચકચકતા અજવાળામાં એક ખૂબ મોટું વિમાન પોતાના અવાજથી આખી ઝૂંપડપટ્ટીને થડકાવી દેતું ખૂબ નીચેથી ઊડી જતું હતું. તેના પંખા નીચેથી ભૂરા રંગની જ્વાલાઓ નીકળતી દેખાતી હતી. પૂંછડી આગળ લાલ લાઇટ ટમટમતું હતું. વિમાને સાન્તાક્રૂઝની દિશામાં પૂર્વ તરફ એક ચક્કર માર્યું અને પછી નજરથી દૂર થઈ ગયું. સકીનાની નજર સામે ઊભેલા વાંદરાની મસીદના બે ઊંચા મિનારા તરફ ગઈ. ત્યાંથી આવતી મુલ્લાંની સવારની બાંગનો અવાજ તેના કાનમાં ક્ષણભર ઘૂમી રહ્યો અને તેની જીભે આપોઆપ જ અલ્લાનું નામ આવી ગયું.

પથારીમાં બેઠાંબેઠાં જ અબ્બાસે ફરી પૂછ્યું : "મા, વિમાન હૈ ક્યા ?"

"હાં, વોચ. અબી ઇધર દરરોજ મિલેંગે દેખનેકુ હવાઈ જહાજ. વરલીમેં કભી દેખા થા ઇતના નજદીક જહાજ ?"

અબ્બાસને પછી પથારીમાં પડ્યા રહેવું ગમ્યું નહીં. તે ધીમેધીમે ઊઠીને ઝૂંપડીના મોં આગળ આવ્યો. ખાડીના કાદવની તીવ્ર વાસ એકદમ તેના નાકમાં ઘૂસી ગઈ. જાણે સડી ગયેલાં ઈંડાં ને માછલાંની વાસ! તેણે ઝૂંપડીના બારણામાં ઊભા રહીને સામે નજર નાખી. સામે ઘોડબંદર રોડ ફેલાયેલો હતો. ડાબી-જમણી તરફ જુદાં જુદાં વાહનો સતત ઊલટાસૂલટી દોડી રહ્યાં હતાં. નાની મોટરો, મોટી લૉરીઓ અને લાલચટક બસો. એક ક્ષણ માટે પણ થંભ્યા વગર આ બધાં વાહનો દોડતાં હતાં. તેના તરફ ખાલી તાકી રહેવામાં પણ ગમ્મત પડતી હતી. રસ્તાની સામી બાજુએ માહીમની ખાડી પથરાયેલી હતી. ખાડીમાં કેટલીયે હોડીઓ નાંગરીને પડી હતી. એમના ઊતરેલા સઢો, ડોલકાંઠા અને દોરડાના વીંટા, હોડી પર ફરફરતા લાલ-લીલા વાવટા – આ બધું સ્પષ્ટ દેખાતું હતું. ખાડીની પાછળ સમુદ્ર દેખાતો હતો. જમણી બાજુ લીલી ઝાડીથી ખીચોખીચ ભરાયેલી જમીનની એક ધાર

સમુદ્રની દિશામાં ખૂબ દૂર સુધી જતી હતી. એ લીલી ઝાડીની અંદરથી સફેદ-પીળા બંગલા ચોરનજરે બહાર જોતા હતા. ઝાડી પૂરી થયા પછી એક ઊંચી ટેકરી નજરે પડતી હતી. ત્યાં બે ઊંચા અણીદાર મિનારા દેખાતા હતા. તેના તરફ આંગળી ચીંધીને અબ્બાસે પૂછ્યું :

"ઔર વો ક્યા હય્ મા?"

"વો હૈ મોતમાવલી."

"હમ જત્રાકે વાસ્તે જાતે વોચ?"

"વોચ."

અબ્બાસને ખૂબ આનંદ થયો. તે ઝૂંપડીના દરવાજાથી આગળ વધ્યો અને ઠંડા પાણીની છાલકથી તેની ફાટેલી ચડ્ડી અચાનક ભીંજાઈ ગઈ. મોંમાંની ગાળ ગળી જઈને તેણે નીચે જોયું. ખાડીનાં પાણીનું મોજું તેની ઝૂંપડીની નીચે જ આવીને અટક્યું હતું. આ તો મારી ઝૂંપડી પાણીમાં જ ઊભી છે! – તેને થયું. અને તેણે એકાએક શરમથી પોતાનું માથું ફેરવ્યું. પાછળ પાઇપલાઇનની આડશે એક પુરુષ સંડાસ જવા બેઠો હતો. તે એકલો જ નહોતો, બીજાં ત્રણચાર મરદો અને બાઈઓ એકબીજાથી નજર ચોરીને પાઇપની આડશે બેઠાં હતાં. અબ્બાસને શરમ આવી. તેણે સકીનાને કહ્યું :

"મા, સાલા વરલીકુ અચ્છા થા! ઇધર દેખ આદમી લોગ સામને-સામનેચ સંડાસ કરતે હૈં."

સકીનાએ એ તરફ એક વાર નજર નાખી અને પછી મોઢું ફેરવી લીધું. પોતે પણ વખત આવ્યે આમ જ બેસવું પડશે કે શું તેવો વિચાર મનમાં આવતાં તે શરમિંદી બની ગઈ. ચિડાયેલા અવાજે તેણે છોકરાને કહ્યું : "સાલા તેરેકુ બી શરમ નહીં આતી દેખનેકુ? જા, નિકલ યહાંસે, ઔર પાવ દેખો કિધર મિલતા. મૈં ચાય બનાતી તબ તક..." દસ પૈસાનો એક સિક્કો તેણે કાઢીને અબ્બાસની સામે ધર્યો. અબ્બાસ તે લઈને ઘોડબંદર રોડ પર આવ્યો.

ત્યાંથી હવે બધી બાજુ સ્પષ્ટ દેખાતું હતું. ગઈકાલે રાત પડવા આવી હતી ત્યારે તેનું કુટુંબ વરલીથી માહીમ આવ્યું હતું. વરલીની ઝૂંપડી કરતાં અહીંની ઝૂંપડી મોટી હતી. અહીં રાતે સૂતી વખતે પગનું બહુ ટૂંટિયું વાળવું પડતું નહોતું અને રાતે ખૂબ આળોટી પણ શકાયું હતું. અબ્બાસને આટલી જ ખબર પડી હતી. પછી તેને ઊંઘ આવી ગઈ હતી. આથી આ નવો ભાગ એ અત્યારે પહેલી વાર જ જોઈ રહ્યો હતો.

"વો દેખ પલ્લી તરફ, પાવવાલા જા રહા હૈ. જા, જલ્દી લે કે આ પાવ." સકીનાએ દૂરથી જ બૂમ પાડી તે તેણે સાંભળી. સકીનાએ લંબાવેલા હાથની દિશામાં તેણે જોયું. રસ્તાની સામી બાજુની ફૂટપાથ પાસે જાંગલા જેવી હેટ પહેરેલો એક સાઇકલવાળો પાંઉના

થેલા હૅંડલમાં લટકાવીને ઊભો હતો અને રસ્તામાં મળેલા ઘરાકોને પાંઉં વેચતો હતો. પૈસા મુઠ્ઠીમાં પકડીને અબ્બાસ રસ્તો ઓળંગવા લાગ્યો. વરલીમાં રહેતો હતો ત્યારે આવડો મોટો અને વાહનોથી ધમધમતો રસ્તો ઓળંગવાની કસોટી ક્યારેય તેની સામે આવી જ નહોતી. આ રસ્તો ખૂબ પહોળો હતો. મેંદીની વાડ વડે રસ્તાના બે સરખા ભાગ કર્યા હતા, અને તેની બન્ને બાજુ મોટરગાડીઓ સતત દોડી રહી હતી. આ મોટરોની હારમાળામાંથી પસાર થઈને સામી બાજુ જવું શી રીતે? દરેક મોટર પસાર થતી ત્યારે તે મનમાં બોલતો: "આ જાય પછી તરત જ આગળ વધીશ." – પણ ત્યાં તો વાંસોવાંસ બીજી મોટર આવી પડતી! અને તેની પૂંઠે ત્રીજી. આ રસ્તો ઓળંગવો કઈ રીતે ને પાંઉં લાવવો કઈ રીતે? અબ્બાસે જોયું. રસ્તાની સામી બાજુએથી એક તેની જ ઉંમરનો છોકરો અબ્બાસ તરફ તાકીને જોઈ રહ્યો હતો. તેણે ત્યાંથી જ બૂમ પાડીને કહ્યું :

"અબી દૌડ બે! દેખ રહા હૈ ખાલીપીલી. વૈસા તો જનમમેં નહીં ક્રાસ કરેગા તૂ યે રોડ."

– આટલું બોલતાં બોલતાંમાં તો એ છોકરો ઝડપથી દોડી જતી બે ટેક્સીની વચ્ચેથી સરકીને દોડી જઈ અબ્બાસ પાસે આવી પણ પહોંચ્યો! અબ્બાસને આ જોઈ નવાઈ લાગી. પણ તેની જેમ પોતે પણ રસ્તો ક્રૉસ કરી શકશે એવી ખાતરી તેને થઈ નહીં. એણે એ છોકરાને કહ્યું :

"એઈ, મેરા એક કામ કરેગા?"

"બોલ."

"મેરેકો એક છે પૈસેવાલા પાવ લે કે આયેગા વો પાવવાલાકે પાસસે? મેરેકુ ડર લગતી યે ગાડીયોંકી – "

"લાવ પૈસા."

અબ્બાસે પટ દઈને પૈસાનો સિક્કો તેના હાથમાં મૂક્યો. એ છોકરો પહેલાંની જેમ જ ચપળતાથી રસ્તો ઓળંગી ગયો. અબ્બાસના પેટમાં ગભરામણ થઈ. કારણ એક ખાસ્સી મોટી ડબલ-ડેકર બસ એ છોકરાના શરીર પર લગભગ ધસી આવી હતી. અને છતાં એ છોકરો તો સલામત રીતે નીકળી ગયો હતો. અબ્બાસ ફાટ્યે મોંએ તેના એ પરાક્રમ તરફ જોઈ રહ્યો. એ છોકરો રસ્તાની સામી બાજુએ ગયો, થોડે દૂર જઈ પાછો વળ્યો અને જમણા હાથનો અંગૂઠો ઊંચો કરી અબ્બાસને ઠિંગો બતાવતાં તેણે બૂમ પાડી : "એ છોકરા, યે લો પાવ!"

અબ્બાસ વિસ્મયથી બાઘો બની જોઈ જ રહ્યો. તેને કાંઈ જ સૂઝતું નહોતું. પેલા છોકરાએ આંખો ઝીણી કરી અને હાસ્ય કરતાં પૂછ્યું : "મસ્કા ચાહિયે ક્યા?" અને એકવાર જીભ બહાર કાઢી, અબ્બાસને બતાવી, એ છોકરો ઠેકડા મારતો ફૂટપાથ પાછળની

ખાડીના કાંઠા પરની ઝૂંપડપટ્ટીમાં ઊતર્યો અને અલોપ થઈ ગયો. આટલું બન્યું તેટલામાં તો પાંઉવાળો સાઇકલ પર બેસી આગળ નીકળી પણ ગયો હતો. તેને "ઊભો રહે" એમ કહેવાનું પણ અબ્બાસને સૂઝ્યું નહીં.

અબ્બાસને પોતે ઠગાઈ ગયો હતો એનો ખ્યાલ આવ્યો. આ સામેનો જીવલેણ ઘોડબંદર રોડ ક્રૉસ કરીને એ છોકરાને પોતે પકડી તો બાપજન્મેય નહીં શકે એનો તેને મનોમન ખ્યાલ આવી ગયો. તેને ચીડ ચડી. વરલી પર આટલી મોટી ઝૂંપડપટ્ટી હતી, આટલાં બેસુમાર છોકરાં હતાં, પણ તેમાંના કોઈએ ક્યારેય પોતાને આમ ફસાવ્યો હોય એવું તેને સાંભર્યું નહીં. માહીમની ખાડીના આ પહેલા જ અનુભવથી એ આઠ-નવ વર્ષનો કુમળો છોકરો ગભરાઈ ગયો. અસહાયપણે તેણે પાછળ ફરીને જોયું. માહીમની ખાડીનું સમગ્ર દર્શન તેને ત્યાંથી થતું હતું.

એક તરફ મિનારાવાળી એક મસીદને કૂખમાં તેડીને ઊભું રહેલું વાંદરાનું કતલખાનું અને બીજી તરફ માહીમની ખાડીમાંના ખારા, ગંદા કાદવમાં ઊગી નીકળેલાં જંગલી ઝાડઝાંખરાં, તેની વચ્ચેની એક લાંબી પટ્ટી પર ઘોડબંદર રોડની લગોલગ વસેલી એ ઝૂંપડપટ્ટી. ખાડીનું ગંદું, કાળું, વાસ મારતું પાણી પગ નીચે સંતાડીને બેઠેલાં સેંકડો ઠીંગણાં ઝૂંપડાંઓ અને તેની પાછળ સફેદ રંગમાં લખાયેલી જાહેરખબરોને ધરીને ઊભેલી મોટી પાઇપલાઇન. તેનીયે પાછળ ખાડી પરનો રેલવેનો પુલ. તેના પરથી દોડી જતી લોકલ ટ્રેનો. વાસી પાણી, જંગલી વનસ્પતિ, ગંદો કાદવ આ બધાંની વચમાં માણસને પગ ને માથું ટેકવવાનો આધાર આપી રહેલી સેંકડો નાની ઝૂંપડીઓ. ગૂણપાટ, સિનેમાનાં પોસ્ટર, જૂનાં પતરાં, ફેંકી દીધેલી ફાટેલી ચટાઈઓ અને વાંસ વડે ઊભાં કરાયેલાં, ખાડીમાંના જોરદાર પવનમાં છાપરાં ઊડી ન જાય તે માટે મોટામોટા પથરા લઈને ઊભેલાં એ ઘરો... તેમાં વસતાં કંગાળ માણસો, લબાડ છોકરાઓ, જીવાત લાગેલાં કૂતરાંઓ, પાંસળાં બહાર લબડાવતાં ઢોરો અને એકબીજા સામે ધગડાં ખુલ્લાં કરી બેઠેલા પાઇપલાઇન પાસેના મરદો – અને બૈરીઓ સુધ્ધાં!

અબ્બાસને માહીમની ખાડી ગંદી લાગી. ત્યાંની વસ્તીની તેને બીક લાગી. આ બધું જોતાં જેમાં તે કાલ સુધી રહેતો હતો તે વરલીની લોટસ સિનેમા પાસેની ઝૂંપડપટ્ટી તેની આંખ આગળ તરવા લાગી. અને તેને થયું : દાદૂને અને માને કહીને આ માહીમની ખાડીમાંથી ચાલ્યાં જવું જોઈએ – પાછા વરલી. ધોંડુમામા તો હજી ત્યાં રહે જ છે ને!

દાદૂમિયાં પરકાર અને ધોંડુ માળગાંવકર મૂળ તો બાણકોટ ખાડીના રહેવાસી. દાદૂમિયાંના બધા ભાઈબંધો 'સફરી' હતા. આફ્રિકામાં અને ઈરાનના અખાતમાં વ્યાપારધંધા નિમિત્તે વર્ષો સુધી રહીને તેમણે બાણકોટ ખાડીમાંનાં પોતાનાં ઘરો સોનાનાં નળિયાંથી શણગાર્યાં હતાં. એકમાત્ર દાદૂમિયાં જ મોમ્બાસા કરતાં 'મુંબૈ'ને બહેતર માની બેસી રહ્યો

હતો. દસ-બાર વરસ પહેલાં તે સકીનાબીબી સાથે મુંબઈ આવ્યો. ધોંડુ માળગાંવકર આ દાદૂમિયાંનો દોસ્તાર હતો. તે મિલમાં કામ કરતો હતો. દાદુને પણ તેણે મિલમાં જ જોબરની ઓળખાણથી રખાવી દીધો. થોડાક દિવસો વહી ગયા – અને ધોંડુની બુદ્ધિ અવળી થઈ ગઈ. ગોદીમાંથી માલ ચોરીને બહાર વેચી મારનારા એક 'દાદા' સાથે તેને દોસ્તી થઈ ગઈ. તેણે મિલની સારી નોકરી તરત છોડી દીધી. ચોરીનાં ઘડિયાળો, રેડિયો, કાપડ વગેરે ચીજો છૂપી રીતે વેચવાનો ધંધો તે કરવા લાગ્યો. આ ધંધામાં કમિશન સારું મળી રહેતું હતું અને પાછી મિલના ભૂંગળાની કટકટ પણ નહીં. આરામથી ધંધો કરવાનો અને દિવસમાં ત્રણ વખત પુલાવ-બિરયાની ઝાપટવાનાં. મન માને તે દિવસે ઘેર રહેવાનું, તીનપત્તી રમવાનું, નહીંતર, 'નવટાંક' 'પાશેર' ઢીંચીને ઘોરી જવાનું. દાદૂમિયાંને પોતાના દોસ્તનો આ નવો ધંધો પસંદ પડ્યો નહીં. પણ તેના વિરોધને ઠોકર મારીને ધોંડુએ પોતાનાં 'કામ' ચાલુ રાખ્યાં અને એક દિવસ તે જેલમાં જઈ બેઠો. ધોંડુ તો એકલરામ હતો. પણ દાદૂમિયાંને ખૂબ શરમ લાગી. પણ અલ્લાનું નામ લેવા સિવાય તે બીજું કાંઈ કરી શકે તેમ નહોતું.

ત્રણ વરસ પછી ધોંડુ જેલમાંથી છૂટ્યો ત્યારે મુંબઈમાંના દિવસો બદલાતા હતા. સારા માણસો માટે ઈમાનથી રહેવાનું મુશ્કેલ બન્યું હતું. મોંઘવારી ચોટલી સુધી પહોંચી હતી. ગલીએ ગલીએ બેકાર માણસોનાં ટોળાં ફરવા લાગ્યાં હતાં. અને છતાં શ્રીમંત માણસો વધુ ને વધુ શ્રીમંત થતા જતા હતા. ગરીબોની હાલાકીનો પાર નહોતો. દાદૂમિયાં વરલીની એક સિમેન્ટની પાકી ચાલમાં રહેતો હતો, પણ તેની પાછળ પણ પનોતી લાગી હતી. સકીનાબીબી મુંબઈ આવી ત્યારથી સતત માંદી રહેતી હતી. તેમાં વળી દાદૂમિયાંને દર વર્ષે એકએક બાળક જન્મીને તરત મરવા લાગ્યાં. એકમાત્ર મોટો અબ્બાસ તેમાંથી બચી ગયો. તે પછી સકીનાનાં મૂળ મુંબઈની માટીમાં ચોંટ્યાં જ નહીં. આ મંદવાડ અને મરણમાં દાદૂમિયાંનો ખંગ નીકળી ગયો. પઠાણનું વ્યાજ ચૂકવવા માટે છેવટે સિમેન્ટની ચાલીમાંની ઓરડી ચારસો-પાંચસો રૂપિયા પાઘડી લઈને એક મદ્રાસીને ફૂંકી મારી અને પછી દાદૂમિયાં લોટસ સિનેમા પાસેની નવી બંધાયેલી ઝૂંપડપટ્ટીમાં સકીના અને અબ્બાસની સાથે રહેવા આવ્યો. ધોંડુએ જ તેને આ જગ્યા મેળવી આપી હતી.

ધોંડુ એ ઝૂંપડપટ્ટીનો 'દાદો' બની ગયો હતો. તેની આંખોની હાલચાલને અનુસરીને જ લોટસ પાસેની ઝૂંપડપટ્ટીનો વ્યવહાર ચાલતો. ધોંડુદાદાની આંખ ફરે ત્યારે ઝૂંપડપટ્ટીમાંનો કૂતરો સુધ્ધાં વીજળીના થાંભલા પાસે ટાંગ ઊંચી કરવાની હિંમત કરી શકતો નહીં. દાદૂમિયાંને ધોંડુએ કહ્યું હતું: ''સાલા, અહીં મારો જ હુકમ ચાલે છે. ભાભીને અને અબ્બુને લઈ આવ, ને તું તારે રહે અહીં નિરાંતે. હું આપીશ તને મકાન.'' અને ત્યાંના એક મજૂરને હાંકી કાઢીને તેણે જ બાંધેલી તૈયાર ઝૂંપડી તેણે દાદૂને હવાલે કરી હતી.

દાદૂએ કહ્યું હતું : "ધોંડુ, અબે ઉસકુ ગરીબકુ કાયકુ હકાલતા ઇધરસે? હમ દૂસરી જગા દેખેંગે."

"દૂસરી નહીં! સાલા ખાલીપીલી મગજ ખતમ ન કર મેરા. વો કામાઠી મેરા દુશ્મન હૈ. ઉસકો ઇધર રહનેકુ નહીં મિલેગા. તુમ આરામસે રહો યાર –"

ધોંડુએ હુકમ કર્યો કે તરત જ પેલા બિચારા ગરીબે ઝૂંપડી ખાલી કરી નાખી. પહેલાં તો તેણે કોઈને ન સમજાય એવી બોલીમાં, પણ હળવા સાદે ખૂબ બડબડ કરી હતી. ચોળી પહેર્યા વગરની, લીલું ચટાક લૂગડું પહેરેલી તેની કાળી કોલસા જેવી બૈરીએ બેચાર વખત, બહાર દોરીના ખાટલા પર પલાંઠી મારીને બેઠેલા ધોંડુ તરફ જોઈને દાંતિયાં કર્યાં હતા; અને તેની "યંડુગંડુ" ભાષામાં ખૂબ પપડપપડ કરી હતી. પણ પછી છેવટે પોતાનું ઘર ખાલી કર્યું હતું અને દાદૂમિયાં પોતાના કબીલા સાથે એ જ ઠેકાણે રહેવા આવ્યો હતો. ધોંડુએ કહ્યું હતું તેમ, આ વસ્તીનો તે "રાજા" હતો, તેમાં દાદૂને શક રહ્યો નહીં. કારણ, બહાર ખાટલા પર બેઠેલા ધોંડુને રામરામ કે સલામ કર્યા વગર સામેથી પસાર થનારો એક પણ માણસ આગળ જતો નહોતો. વચમાં વચમાં ધોંડુ અમથો જ બાવડાં ફુલાવતો હતો અને મૂછ પર તાવ દઈને એકલો હસ્યા કરતો હતો.

પેલા કામાઠીએ ચાર એલ્યુમિનિયમનાં અને માટીનાં ઠામડાં અને ચીંથરાંનો એક ગાંસડો બહાર કાઢ્યાં. તેની બૈરીએ ઝોળીમાં નાખેલા બાળકને પીઠ પર ઊંચક્યું અને એ લોકો બહાર ખુલ્લામાં આવીને બેસી ગયાં. ધોમધખતા તડકામાં તપતાં એ અઢી માણસો ક્યાંય સુધી તેમ જ બેસી રહ્યાં અને એમની નજર સામે જ ધોંડુએ પોતાના દોસ્તારના – દાદૂમિયાંના – કુટુંબને એ ઝૂંપડીમાં રહેતું કરી દીધું. ધોંડુએ ખુલ્લામાં આણી મૂકેલો એ કામાઠણનો સંસાર સકીનાએ જોયો અને તે શિયાવિયા થઈ ગઈ. અહીં રહેવું ન જોઈએ એમ તેને થયું.

તેણે પોતાના વરને કહ્યું : "દેખો, કિતના છોટા બચ્ચા હૈ ઉન લોગોંકા. ઉનકો બેઘર કરકે આપુન રૂહાનેકા ઇધર? મેરા દિલ નહીં લગતા – "

હજી સુધી બહાર મિજાજમાં બેસી રહેલા ધોંડુએ આ શબ્દો સાભળ્યા અને વુલન પૅન્ટ નીચેથી કમર પાસે છુપાવીને રાખેલી "રામપુરી" તેણે હળવેકથી બહાર કાઢી. ચાકૂ ખોલીને તેનું ધારદાર પાનું એક વાર તડકામાં ઝગમગાવ્યું અને ડાબી આંખ ઝીણી કરીને કામાઠી તરફ જોયું. આ જોઈને કામાઠી એકદમ ઊભો થયો. હાથ ખેંચીને તેણે બૈરીને પણ ઉઠાડી. ગાંસડાંપોટલાં ઊંચકીને અને છોકરાને વાંસામાં ધમકારીને એ માણસે ચાલવાની શરૂઆત કરી. એકાદ વખત પાછળ વળીને જોવાની પણ હિંમત કરી નહીં. ધોંડુ ખુશ થઈને હસ્યો. ચાકૂ બંધ કરીને તેણે ફરીથી તેને પૅન્ટ નીચે છુપાવી દીધું.

ઝૂંપડીના બારણામાં ઊભી રહીને જોઈ રહેલી સકીના મૂંગીમૂંગી પાછી વળી અને આ

નવી વસ્તીના વાતાવરણમાં આવરાબાવરા થઈ ગયેલા અબ્બાસના વધી ગયેલા વાળમાં હાથ ફેરવવા લાગી.

એ ઝૂંપડપટ્ટીમાં એના દિવસો આનંદમાં પસાર થવા લાગ્યા. દાદૂમિયાં હાડકાંનો રાંક હતો, સકીના પણ તેવી જ રાંક હતી. આ ઝૂંપડપટ્ટીમાં જુદાજુદા પ્રદેશનાં, જુદીજુદી જાતનાં માણસો ઊભરાઈ રહ્યાં હતાં – છાણના પોદળા પર બણબણતી માખીઓની જેમ. જ્યાં ઝૂંપડી ન હોય તેવી વેંતભર જગ્યાય ક્યાંય ખાલી નહોતી. વાંસની ચાર વળી, એકાદું પતરું અને ગૂણપાટ એટલી સામગ્રી આ ઘરો માટે બસ હતી. ઠેકઠેકાણેથી બેઘર લોકો આવતાં હતાં અને રોજ નવીનવી ઝૂંપડીઓ ઊભી કરતાં હતાં.

ઝૂંપડપટ્ટીમાં ભાતભાતના ધંધા ચાલતા હતા. ચોરીછૂપીથી દારૂ ગાળવાનો અને વેચવાનો ધંધો તો ચાલતો જ હોય. એ ઉપરાંત પણ બીજા આડાઅવળા ધંધા ચાલતા. જરીપુરાણાં કપડાં ભેગાં કરનાર વોહરાથી માંડીને કલાઈ કરનારા ઘાટી સુધીના, મિલ કે ફેક્ટરીમાં આઠ કલાકની "ડ્યૂટી" બજાવનાર કામગારથી માંડીને ભીખ માગીને પેટ ભરનારા રગતપીતિયા સુધીના, વાંદરા નચાવતા મદારીથી માંડીને "બુઢ્ઢી કે બાલ" વેચનારા ફેરિયા સુધીના અઢારે વરણના લોકો એ વસ્તીમાં આવી વસ્યા હતા. ઑફિસમાં કામ કરતાં સફેદ કપડાંવાળા એકાદ ક્લાર્કનું કુટુંબ પણ ક્યાંય જોવા મળતું. અંગ્રેજી છાપું બગલમાં મારીને માણસ નીચી નજરે ઝડપથી પગલાં પાડતો કામે જતો અને સ્વચ્છ સાડી પહેરેલી તેની વહુ આખો દિવસ ઝૂંપડીનું બારણું બંધ કરીને ચૂપચાપ અંદર બેસી રહેતી.

અહીં બધું ચમત્કારિક હતું. વિલક્ષણ હતું. અહીં ગરીબાઈ હતી તો નોટનાં બંડલનાં બંડલ તૂટેલી ટ્રકોમાં માતાં નહોતાં. ખાનગી દારૂનો ધંધો કરનારા ધોંડુના દોસ્તો આ નોટો કમાઈ લાવતા. પછી એ નોટો જુગાર કે રંડીબાજીમાં વપરાતી. રોજ તકરારો થતી, રોજ મારામારી થતી, રોજ છરીઓ ઊછળતી અને રોજ ચોરીઓ થતી. છતાં સકીનાબીબી અહીં સુખી હતી. ખુદ ધોંડુદાદાનું કૃપાછત્ર તેના ઘર પર હતું એટલે આખી ઝૂંપડપટ્ટીમાંથી અબ્બાસ, સકીના અને દાદૂમિયાંની આડે કોઈ ઊતરતું નહીં.

એક વાર મહાલક્ષ્મીના રેસકોર્સ પર કામ કરતો અને બાજુની ઝૂંપડીમાં રહેતો ચૈત્યો દાદૂમિયાંને રેસની ગંમત બતાવવા લઈ ગયો હતો. મિલમાંથી પગાર લઈને તે સીધો ઘરે આવેલો હતો. સકીનાને ખબર ન પડે તેમ તેણે દસની એક નોટ સાથે લઈ લીધી હતી. ચૈત્યાનો ઓળખીતો એક જોકી હતો. તેણે આપેલા ઘોડા પર પૈસા લગાડવા ચૈત્યાએ દાદૂને કહ્યું, ને દાદૂને તે દિવસે સો-સવાસો રૂપિયા મળ્યા. આ રકમ લઈને તે ઝૂંપડપટ્ટીમાં પાછો આવ્યો અને તેણે સકીનાને પોતાનું પરાક્રમ કહી બતાવ્યું. ધોંડુ પણ એ જ વખતે ત્યાં આવ્યો હતો. બધી વાત સાંભળી લીધા પછી ધોંડુએ ચૈત્યાની બોચી પકડી.

"કેમ, "લ્યા! ગરીબ માણસને ખાલીપીલી નકામા શોખ શું કામ લગાડે છે? આજે સો રૂપિયા મળ્યા. પણ કાલે મળશે? તું આપીશ આટલા પૈસા! ગરીબોની રમત નથી એ. ફરી કોઈ દી જતો નહીં ચૈત્યાની સાથે...રેસકોર્સ અમીરોને માટે છે, દાદૂમિયાં."

– અને ત્યાર પછી ચૈત્યો ક્યારેય દાદૂમિયાંની આડે ઊતર્યો નહોતો. ધોંડુ એ ઝૂંપડપટ્ટીમાં જાતજાતના ગોરખધંધા કરતો પણ દાદૂ અને સકીનાના ઘરને તે ક્યારેય પજવતો નહીં. તે રોજ જ છાંટોપાણી કરતો. પણ કોઈ દિવસ તેણે સકીનાભાભી સામે ઊંચી નજરે જોયું નહોતું. કે નશામાં હોય ત્યારે તેની ઝૂંપડીમાં ક્યારેય પગ મૂક્યો નહોતો. બહાર કાથીના ખાટલા પર તે મડાની જેમ પડી રહેતો.

આમ, ત્યાં વર્ષો વીતવા લાગ્યાં. લોટસ સિનેમા પાસેની એ મોટી ઝૂંપડપટ્ટીને આગ લાગી અને તે બળીને ખાખ થઈ ત્યાં સુધી હજારો માણસો ત્યાં રહેતાં હતાં...આગ લાગી ન હોત તો સકીના-દાદૂનો સંસાર ત્યાં જ સુખેથી ચાલતો રહ્યો હોત.

પણ એક દિવસ કોઈનું ધ્યાન નહોતું ત્યારે ઝૂંપડપટ્ટી સળગી. એ આગ બીજા કોઈએ નહીં પણ ખુદ ધોંડુએ જ લગાડી હતી એમ બધા કહેતા હતા. ઝૂંપડપટ્ટીને તોડવાના કામમાં ધોંડુ જ પૈસા ખાઈને પોલીસનો મળતિયો બની ગયો હતો. વળી પોતાનાં લફરાંને લીધે પણ પોલીસની મહેરબાનીની જરૂર હતી એમ પણ લોકો કહેતા... દિવસે દિવસે ભરતીનાં પાણીની જેમ પ્રસરતી જતી એ ઝૂંપડપટ્ટી ભોંભેગી કરવા માટે કેટલાય દિવસથી વરલીની પોલીસ અને મ્યુનિસિપાલિટીના અમલદારો જીવ આપી રહ્યા હતા. એ ઠેકાણે તેઓ બંગલા બાંધવા માગતા હતા, બાગ-બગીચા બનાવવા માગતા હતા, કારખાનાં અને દુકાનો ઊભા કરવા માગતા હતા. પણ ઝૂંપડપટ્ટીમાંના માણસો જળોની જેમ ગટર પાસેના એ જમીનના ટુકડાને ચોંટીને બેસી રહ્યા હતા. દર ચાર-છ મહિને પોલીસો સરકારી હુકમ હાથમાં લઈને ઝૂંપડપટ્ટીમાં આવતા, અને જબરજસ્તીથી ઝૂંપડાં ઉખાડવાની શરૂઆત કરતા. જોતજોતામાં આખી ઝૂંપડપટ્ટીમાં કોલાહલ મચી જતો. "ઝોંપડપટ્ટી તોડતા હૈ... અપના અપના મકાન બચાઓ!" એવી બૂમો પાડતા માણસો અહીંતહીં દોડવા લાગતા, પછી તરત જ ધોંડુ-દાદૂ જેવા અગ્રણીઓ ટોળે વળતાં. તરત જ લાલ વાવટો ફરકાવવામાં આવતો. ઘોષણા શરૂ થઈ જતી : "હમારા મકાન નહીં તોડના – હમેં બેઘર નહીં બનાના! માંગ હમારી એક હી કમરા!" બૈરીછોકરાં, ડોસાંડગરાં, લૂલાંલંગડાં, આખી ઝૂંપડપટ્ટીના લોકો એક થઈને પોલીસ સામે ઉગ્ર દેખાવો કરવા માંડતાં.

પોલીસો પર પથરા પડતા. ઘણાંને પોલીસના દંડૂકાનો પ્રસાદ મળતો. પછી એકાદ સફેદ ટોપીવાળો, નહીંતર ખાલી બોડકા માથાવાળો લીડર ક્યાંકથી ફૂટી નીકળતો અને જેમતેમ કરીને સમજૂતી સધાતી. મહિના-બે-મહિના માટે ઝૂંપડપટ્ટી પાડી નાખવાનું કામ મુલતવી રખાતું... માણસો છુટકારાનો દમ લેતા... અને પાછા નવી ઝૂંપડીઓ ઊભી કરવા

લાગતા. ગટરની પાઇપના ગંદા પાણીમાં સુધ્ધાં હવે ઝૂંપડીઓ ઊભી થવા લાગી હતી. મ્યુનિસિપાલિટીએ લાવીને મૂકી રાખેલી મોટી, ગોળ, પોલી પાણીની પાઇપોમાં પણ માણસો રહેવા લાગ્યાં હતાં. પીવા માટે પાણી નહોતું. નાહવા-ધોવા માટે પાણી નહોતું. હાજતે જવા માટે જગ્યા નહોતી. છતાં માણસો તો આવતા જ જતા હતા. ઝૂંપડાંઓ ઊભાં થતાં જ જતાં હતા. તેમાં લોકો રહેતાં જતાં હતાં. પગ મૂકવા જેટલી જગ્યાએ ક્યાંય બાકી રહી નહોતી. પોલીસોને મન આ ઝૂંપડપટ્ટી માથાના દુખાવા જેવી બની ગઈ હતી. ગુનેગારીનું પ્રમાણ વધતું જતું હતું, ને ઝૂંપડીઓ પાડી નાખવા માટે મ્યુનિસિપાલિટીએ તકાદો કર્યો હતો. આવી ખેંચતાણમાં દિવસો જતા હતા. એક દિવસ રાતે હળવેથી ધોંડુદાદા દાદૂમિયાંની ઝૂંપડીમાં આવ્યો અને બોલ્યો :

"દાદૂ, કાલે સવારે તું તારાં ગાંસડાં-પોટલાં બાંધીને તૈયાર રાખજે હોં! નોકરીએ જતો નહીં."

"ક્યૂં? ક્યા હુવા ધોંડુદાદા?"

"મેરી બાત સુન! કાલે અહીં ઝૂંપડપટ્ટી નહીં હોય."

"પોલીસ આયેગી ક્યા ફિરસે?"

"વો મેરેકુ માલૂમ નથી. પણ મને એટલી ખબર છે કે કાલે સાલી ઝૂંપડપટ્ટી નહીં હોય. તારો સામાન તું ભેગો કરી રાખ અને બીજી વસ્તીમાં જવાની તૈયારી કરવા લાગ."

"કિધર જાયેગા આ બસ્તી છોડકર?"

"તે પછી જોયું જશે. ભાભી, ધ્યાન રાખજો. અબ્બાસકુ કિધર જાનેકુ મત દેવ હાં."
... આટલું કહીને ધોંડુ આવ્યો તેવો જ ચાલતો થયો. તેના મોંમાંથી વાસ આવતી હતી. પણ દાદૂએ સકીનાને કાંઈ કહ્યું નહીં. માત્ર મનમાં જ તેણે ગાંઠ વાળી લીધી અને સવાર પડતાં જ સામાન એકઠો કરવાની શરૂઆત કરી...

તડકો ચડવા લાગ્યો તેમતેમ ઝૂંપડપટ્ટીમાંના માણસો પેટપાણીનાં ધંધા માટે રવાના થયા. વસ્તી શાંત થઈ ગઈ. ફક્ત બૈરાંઓ અને નવરાં ડોસાંડગરાં ખોડાં કૂકડાં-બતકાંની જેમ પાછળ રહી ગયાં. ભરબપોરે એ લોકોની હલચલ પણ થંભી ગઈ. બધી બાજુ શાંતિ છવાઈ ગઈ ને બરોબર બાર વાગ્યે વલ્લભભાઈ પટેલ સ્ટેડિયમ બાજુ પહેલવહેલી આગ લાગી. વરલીના દરિયાનો સૂસવતો પવન તેમાં ભળતાં જોતજોતામાં આગ ફેલાઈ ગઈ! એક પછી એક ઝૂંપડી પટોપટ સળગવા લાગી. ઠીંગણી, તકલાદી ઝૂંપડીઓ લપેટી લેનારી ઊંચી ભભૂકતી જ્વાલાઓ જોઈને ચારેબાજુ હાહાકાર થઈ ગયો. ઘણાંખરાં ઝૂંપડાંમાં રહેતા પુરુષો તો બહાર ગયા હતા. એટલે બૈરાંછોકરાંની નાસભાગ થઈ રહી. પોતપોતાની ઝૂંપડીમાંથી હાથ આવ્યો તે સામાન લઈને માણસો ખુલ્લામાં સુરક્ષિત જગ્યાએ જવા લાગ્યાં. આગ બુઝાવવાનું પણ કોઈને સૂઝ્યું નહોતું. એક પછી એક ઝૂંપડી સળગી ગઈ.

કેટલીક ઝૂંપડીઓમાં મરઘાં-કૂકડાં ને બકરાં હતાં. એમનું પણ આવી બન્યું. માંદાં અને અપંગ ઝૂંપડાંવાસીઓની પણ દશા બેઠી. કોઈ મદદ કરવા પણ દોડી આવતું નહોતું. ચારે બાજુ ધાંધલ-ધમાલ મચી રહી હતી.

આગ બુઝાવવાનું કોઈને સૂઝતું નહોતું, અને સૂઝે તોય એ માટે પાણી પણ ક્યાં હતું? રસ્તા પરના હાઇડ્રન્ટ ખોલીને તેમાંથી પાણી ચોરીને પોતાની તરસ છિપાવનારી આ વસ્તી. આગ બૂઝવવા માટે પાણીની જરૂર પડે છે એ પણ જાણે એમને હજી ખબર નહોતી. એની બેસંટ રસ્તા પરથી પસાર થતી મોટરોમાંથી એકાદી મોટરે બંબાખાનાને ખબર આપ્યા અને આગ-બંબા દોડી આવ્યા. પણ ત્યાં સુધીમાં તો આખી ઝૂંપડપટ્ટી બળીને ખાખ થઈ ગઈ હતી. માણસો પોતપોતાની ઊગરી ગયેલી દરિદ્રી ઘરવખરીનું પોટલું બાંધીને રસ્તા પર આવીને ઊભા રહી ગયા હતા. પોતપોતાનાં કુટુંબનાં માણસોને એકઠાં કરીને, વચમાં સામાનનાં પોટલાં મૂકીને માણસો મૂંગા ઢોરની જેમ સ્તબ્ધ બનીને ઊભા હતા. જેમનું પોતાના સરસામાન તરફ ધ્યાન નહોતું, તેમની વસ્તુઓ તેમાંથી ચોરાઈ જવા લાગી. કોઈકના સામાનમાંથી ડોકાઈ રહેલો જર્મન કે સ્ટીલનો લોટો ફટ દઈને કઈ રીતે તફડાવી લેવો એનો વિચાર કોઈક માણસ બાજુમાં ઊભો ઊભો કરતો હતો. તો બાજુમાં રખડતા નધણિયાતા બાળકની કમરેથી ચાંદીનો કંદોરો બધાની નજર ચૂકવીને ધીમેકથી કઈ રીતે સેરવી લેવો તેનો અંદાજ કોઈ મનોમન બાંધી રહ્યું હતું. તો કોઈ એ રાખના ઢગલા તરફ અને હજી ધૂંધવાઈ રહેલી આગ તરફ ભીની નજરે ફક્ત તાકી રહ્યું હતું.

"આ શું થઈ ગયું? કેમ કરતાં આ આગ લાગી? કોણે લગાડી આગ? હવે ક્યાં જઈ રહેવું?" કોઈ બોલ્યું: "વરલીનાકા પાછળના ડુંગર નીચે જઈએ, નહીંતર બુદ્ધમંદિર આગળ જઈએ. ત્યાં પણ નવી ઝૂંપડપટ્ટી બંધાઈ રહી છે." તો બીજા થોડાક બોલ્યા : "અહીંથી આઘા ખસવાનું નથી. અહીં જ ફરી ઝૂંપડપટ્ટી ઊભી કરશું." પછી તો લાલ વાવટા લઈને માણસો આવી પહોંચ્યા. કહેવા લાગ્યા : "અહીંથી કોઈ ખસતા નહીં. ગવર્નમેન્ટે તમને અહીં જ નવાં ઘર બાંધી આપવાં પડશે." એ પછી સફેદ ટોપીવાળા લીડરો આવ્યા. તેમણે કહ્યું : "અહીં રહેશો નહીં. તમને પરાંમાં સરસ ગાળા આપવામાં આવશે – ગોરેગાંવમાં, ઘાટકોપરમાં!" થોડીવાર ભાષણો કરીને ને ફોટા પડાવીને એ લીડર લોકો આવ્યા તેવા જ ચાલતા થયા.

– અને પાછળ રહ્યા ફક્ત નિર્વાસિત થયેલા ઝૂંપડાવાસીઓ! તેમનામાં પણ ચારેબાજુ ધમાલ મચી રહી હતી. અને અત્યાર સુધી ક્યાંક દૂરદૂર ઊભા રહેલા પોલીસો હવે પટ દેતાકને ત્યાં આવી પહોંચ્યા અને હજી ધૂંધવાઈ રહેલી એ ઝૂંપડપટ્ટીની ચારેબાજુ તેમણે કાંટાળા તારની ઊંચી વાડ ઊભી કરવાની શરૂઆત કરી. ફરી એ ઠેકાણે કોઈ જવાનો પ્રયત્ન કરે નહીં અને ફરી ઝૂંપડપટ્ટી ઊભી થાય નહીં, તે માટે તેઓ આ ખટપટ કરી રહ્યા

હતા. દરમ્યાન કામધંધે ગયેલા પુરુષો સાંજ પડતાં પાછા આવવા લાગ્યા. પોતાની ઝૂંપડી તો બળી ગઈ હતી, પણ રાખના ઢગલામાંથી પોતાનાં કાંઈ વાસણકૂસણ મળી આવે છે કે કેમ એ જોવા માટે એઓ પોતાની ઝૂંપડીની જગ્યાએ પણ જઈ શકે તેમ નહોતું. કારણ પોલીસ કોઈને ત્યાં જવા દેતી નહોતી. આંખમાંનાં પાણી લૂંછતાંલૂંછતાં માણસો દૂરથી ફક્ત તાકી રહ્યા હતા. સવાર સુધી જે સાજીમાજી ઊભી હતી અને અત્યારે જે રાખ અને કોલસાનો ઢગલો બની ગઈ હતી તે પોતાની વસ્તીને એ માણસો ભીની આંખે જોઈ રહ્યા હતા.

દાદૂમિયાં અને સકીના પણ પોતાની ઘરવખરી પગ આગળ સમેટીને ફૂટપાથ પર બેઠાં હતાં. અબ્બાસ ત્યાં જ ટૂંટિયું વાળીને ઘોંટી ગયો હતો. તેણે પાળેલું કૂતરાનું ગલૂડિયું પણ તેના પડખામાં લપાઈને સૂઈ ગયું હતું. રાત પડવા આવી હતી.

તે જ વખતે પાછળથી એક બાઈ રડતીરડતી આવી. તેની વાંસોવાંસ તેનો ધણી પણ હતો. એ બાઈ મોટે-મોટેથી રડતી હતી, છાતી કૂટતી હતી, અને તેનો ધણી તેને કાંઈક કહીને સમજાવવાની કોશિશ કરી રહ્યો હતો, અને વચમાંવચમાં તે પણ પોતાની આંખમાંનાં આંસુ લૂછી રહ્યો હતો. સકીના એ બાઈને ઓળખી ગઈ. જેની ઝૂંપડીમાં ધોંડુદાદાએ સકીનાનું કુટુંબ ઘુસાડી દીધું હતું, એ જ બાઈ હતી એ. ઝૂંપડપટ્ટીમાં જ પાછળ ક્યાંક રહેતી હતી. તેને આમ રડતી જોઈને સકીના મૂંઝાઈ ગઈ. અને એકાએક તેને એ બાઈનું બાળક યાદ આવ્યું. ક્યાં છે એ બાળક? તેની પીઠ ઉપર ઝોળીમાં પડેલું ગયે વખતે જોયું હતું તે નાનકડું બાળક ક્યાં ગયું? અંગૂઠો ચૂસતું ને કિલ્લોલ કરતું એ બાળક સકીનાની આંખ સામે તરી રહ્યું.

ત્યાં તો બાજુમાં બેઠેલી સકીનાની પડોશણ હળવા અવાજે બોલી – "દેખ સકીનાબીબી! ઝોંપડપટ્ટી તો જલ ગયી! મકાન આજ નહીં તો કલ મિલેગા. લેકિન આજ ગઈ વો જાન ફિર કભી નહીં મિલેગી! વો બાઈ રોતી હૈ ન, ઉસકા બચ્ચા જલ ગયા બેચારીકા! દોનોં મરદ-ઔરત ઝોંપડીકું તાલા લગાકે કામ પર ચલે ગયે. બચ્ચા અંદર સોયા થા. અફીન ભી દેતી થી થોડી, મેરે ખ્યાલસે. અભી આકે દેખતા તો ક્યા!... દેખ, કૈસા હૈ ભગવાન દુનિયામેં!"

સકીનાના મોઢા પર જાણે સફેદ લોટ ઊડવા લાગ્યો. પોતાનાં બધાં બાળકો તેને યાદ આવ્યાં. પોતે પણ હવે રડી પડશે કે શું એમ તેને થયું. આવા આ સંસારને શું ધોઈ પીવાનો? આ ઘર? આ તે વળી ઘર કેવું? આશરો મળે તે માટે માણસ ઘર બાંધે છે. આકાશ ને ધરતી એ બેની વચમાં છાપરાનો એક પડદો આડો નાખી દીધો એટલે માણસને લાગે છે કે પોતે ઘર બાંધ્યું, આશરો મેળવ્યો, ખુદાની મહેરબાની પેદા કરી. પણ પછી આવે વખતે એ ખુદા ક્યાં સંતાઈ જાય છે? બાળક ઉઘાડીને આ બાઈ સવારે પછી

સવારે ઘરની બહાર નીકળી હશે. સાંજે આવી ત્યારે શું જોવા મળ્યું આ બાપડીને! બાજુમાં સૂતેલા અબ્બાસના શરીર પર સકીના અજાણતાં જ હાથ ફેરવવા લાગી. "હુંયે આ છોકરાને આમ ઝૂંપડીમાં મૂકીને બહાર ગઈ હોત તો શું થાત?"

ત્યાં તો પાછળથી ધોંડુદાદા આવી લાગ્યો – કોઈ ચોરની જેમ લપાતોછુપાતો. તે સરખો ઊભોય રહી નહોતો શકતો. તેણે ચિક્કાર પીધો હતો. તેને જોતાં જ દાદૂમિયાં ઊભો થયો અને તેની પાસે ગયો. તેનો ખભો પકડીને સંભાળીને તે ધોંડુને લઈ આવ્યો. ધોંડુ લથડિયાં ખાતોખાતો ઠેઠ સકીના પાસે આવ્યો અને તેના પગ આગળ તે ઢળી પડ્યો. એ રડતો હતો. પગ નીચેની ધૂળ મોંમાં નાખતો હતો. સકીનાના પગ જોરથી પકડીને બોલતો હતો –

"ભાભી, મુઝે માફ કર દો! મેં આજે ખૂબ હીણું કામ કર્યું... ઝોંપડપટ્ટીકો મૈંને આગ લગાયી. સાલા પોલીસને સંભાળવા ગ્યો ને મારાં ભાઈભાંડુનાં ખોરડાં બાળ્યાં. સકીનાભાભી, લાત મારીને ડાચું તોડી નાખ મારું. દાદૂમિયાં, લાત માર મને વાંસામાં. સાલા ઝેર તો આપ થોડું. મરી જાઉં ઝેર પીને! આવા માણસે જીવવું જ ન જોઈએ."

દાદૂએ તેને પકડી રાખ્યો પણ તે મોટેમોટેથી બડબડવા લાગ્યો. તેની બૂમાબૂમ સાંભળીને બેઘર બનેલા કેટલાક લોકો ત્યાં એકઠા થઈ ગયા. અંદરઅંદર ગુસપુસ કરવા લાગ્યા :

"સાલાને ઝેર શા માટે...આપણે જ ખાતમો કરી નાખીએ સાલાનો! સૌનું સત્યાનાશ કાઢી નાખ્યું."

"અરે, મારવો જ હોય તો જોઈ શું રહ્યા છો ખાલીપીલી? મારવા માંડો હમણાં જ. સાલો પાણીયે નહીં માગે આ ટાઇમે. પીધેલો છે ને –"

– અને પાંચદસ માણસો આગળ આવ્યા.

"સંભાળજો ભાઈ! સાલાની પાસે પેલું ચાકૂ હશે."

"અરે હટ! ચાકૂ હોય કે ભલે છરી હોય. હવે અમે છોડવાના નથી સાલાને. ચમચાગીરી કર્યા કરતો"તો પોલીસની. સાલો ઘણા દિવસથી સતાવતો"તો આખી ઝૂંપડપટ્ટીને. સાલો બદમાશ ગુંડો! મારો સાલાને બધા."

– અને જે હાથમાં આવ્યું તે લઈને માણસો ધોંડુ પર તૂટી પડ્યા. કોઈએ તેને લાતો મારી, કોઈએ ઠોંસા લગાવ્યા. કોઈએ તેના માથા પર લાકડી ફટકારી. જોતજોતામાં તો ટોળું વળીને સંતાપેલા, નિરાશ થયેલા નિર્વાસિતોએ ધોંડુને તે પૂરો બેભાન થઈ ગયો ત્યાં સુધી ધીબી નાખ્યો. વચમાં પડી જોવાનો પ્રયત્ન કરનાર દાદૂ અને સકીનાને પણ બે-ચાર ઠોંસા ખાવા પડ્યા. એવામાં કોઈએ "પોલીસ" એવી બૂમ મારી. અને ખરેખર, બે કાળા ડગલાવાળા પોલીસ પાછળથી આવી રહ્યા હતા. તેમને જોતાં જ બધા ચપોચપ ભાગી

ગયા. ફક્ત સકીના અને દાદૂમિયાં જ ત્યાં બેઠાં રહ્યાં. પોલીસો પાસે આવ્યા. જમીન પર તડફડિયાં મારતા અને કણસતા પડેલા ધોંડુ તરફ તેમણે એક વખત નજર નાખી; અને તે આગળ ચાલતા થયા.

"બરં ઝાલં! ભડવ્યાલા ત્યાચ્યાચ લોકાંની બડવલા! – "

'પન સાલી ઝોંપડપટ્ટીચી પનોતી નાયૂશી ઝાલી ધોંડ્યામુળેચ હાં... આતાં ઘડીઘડી યાયલા નકો તોડમોડ કરાયલા, નિ લોકાંચ્યા શિવ્યાગાળી ખાયલા."

પોલીસો હસતા હસતા ચાલતા થયા, અને સકીના ઊભી થઈ... ધોંડુને પાણી પાવું જોઈએ. પણ પાણી મળશે ક્યાંથી? દાદૂ બોલ્યો : "તૂ ઠેર યહાં. મૈં લાતા હૂં પાની."

– અને તે લોટો લઈને વરલી નાકા તરફ ચાલવા લાગ્યો.

એ બળેલીજળેલી વસ્તી પાસે પોતપોતાનો ઊજડેલો સંસાર લઈને એ માણસો બે-ચાર દિવસ એમ જ તગતગતા તડકામાં બેસી રહ્યા. પહેલાં એક-બે દિવસ લીડર લોકો આવ્યા. મોરચા કાઢ્યા. "બદલી મકાન મિળાલેંચ પાહિજે!" એવી ઘોષણાઓ કરી. ભૂખ્યા પેટે, કામધંધે જવાનું છોડીને, પુરુષો એ મોરચામાં શામિલ થયા. લીડરોએ ઘરડી ખખ ડોસીઓને અને નાનાં બાળકોવાળી માઓને પણ અડવાણે પગે મોરચામાં ચાલવા માટે જોતરી. મોરચો ભરચક્ક નીકળવો જોઈએ. છાપામાં ફોટા છપાવવાના હતા. મોરચા નીકળ્યા. ભાષણો થયાં. ઝૂંપડાવાસીઓએ ગળું ફાટી જાય ત્યાં સુધી બૂમો પાડી. – અને બધું પતી ગયું! પણ કાંઈ પરિણામ આવ્યું નહીં. કોઈએ દાદફરિયાદ સાંભળી નહીં. પોતાને બદલી ઘરો સરકાર આપશે એવી આશામાં ટળવળતા ઝૂંપડાવાસીઓને પોતાની અસહાયતાનો ખ્યાલ આવ્યો. ચાર દિવસમાં તો ખુલ્લા ફૂટપાથ પર તેઓ હેરાન-પરેશાન થઈ ગયા. ને પછી એક એક કુટુંબ ચાલતું થવા લાગ્યું. કોઈ ધારાવી ગયું, કોઈ ચેંબુર-માનખુર્દ. કોઈ જોગેશ્વરીની મજાસવાડીમાં ગયું તો કોઈ સાન્તાક્રૂઝની ગોળીબાર વસ્તીમાં ગયું. જ્યાંની ઝૂંપડપટ્ટીમાં કોઈની ઓળખાણ-પાળખાણ મળી આવી તે ઠેકાણે તે લોકો જતાં રહ્યાં. અને દાદૂમિયાં અને સકીના અબ્બાસને લઈને માહીમની ખાડીમાં રહેવા આવ્યાં.

માહીમની ખાડી એમ તો સાંકડી હતી. ત્યાંની ઝૂંપડપટ્ટી પણ બહુ મોટી નહોતી. તેને પાડી નાખવાના છે એવી અફવા પણ હમણાં તો સંભળાતી નહોતી.. વળી દાદૂમિયાંની નોકરીની દૃષ્ટિએ પણ તે જગ્યા સગવડવાળી હતી. દાદૂમિયાં, ધારાવીના ટિનના કારખાનામાં નોકરી કરવા જતો હતો. એ કારખાનું ત્યાંથી પાસે પડતું હતું.

માહીમની ખાડીની આ ઝૂંપડપટ્ટીમાં રહેવા માટે દાદૂમિયાંનું કુટુંબ કાલે દીવાબત્તી ટાણે આવેલું; અને આજે સવારે આ નવી વસ્તીનું પહેલું ઉગ્ર દર્શન અબ્બાસને થયું.

દસ પૈસાનો સિક્કો લૂંટાઈ ગયા પછી અબ્બાસ ઊતરેલ મોઢે ઝૂંપડી પાસે આવ્યો અને તેણે જે કાંઈ બન્યું હતું તે સકીનાને કહી સંભળાવ્યું.

"મા, આપુન વાપસ જાયેંગે પૈલે જગહ પર. ઇધર મેરેકુ ડર લગતી."

તેના મોઢા પર હાથ ફેરવતાં સકીના બોલી : "બેટા ગરીબોંકો દુનિયામેં સભી જગહ ડરના પડતા હૈ! ઉસકે હર પાંવ કે આગે ખતરા હોતા હૈ. ઉસકો હરએક આદમી ધોખા દેતા હૈ. ઔર ઉસકા કમનસીબ હર જગહ પર છૂપા રહેતા હૈ. કિધર જાયેંગે યે સબ ચુકા કર?"

અબ્બાસને મા બોલતી હતી તેમાં કંઈ ગમ પડી નહીં. સામેના ઘોડબંદર રોડ પરથી ઘેટાંનું એક મોટું ટોળું કતલખાનાની દિશામાં ચાલ્યું જતું હતું. ઘેટાંનાં શરીર પર લાલ, લીલાં, પીળાં નિશાન હતાં. અબ્બાસને આ જોઈ મજા આવી. તેણે પૂછ્યું :

"મા, યે મેંઢિયાં કહાં જાતી હૈ?"

"મૌતકે ઘરમેં."

"મૌત કે ઘરમેં? ઇતના અચ્છા રંગ અંગ પર લગાકે?"

"હાં બેટા! સામને મસ્જિદકે બાજૂમેં દિખાઈ દેતા હૈ વો હૈ કતલખાના. ઉધર યે સબ મેંઢિયાકી કતલ હોગી શામ તક. એક લાલ રંગ દૂસરે લાલ રંગમેં મિલ જાયેગા. મસ્જિદમેં બૈઠેલા ખુદા ચુપચાપ સબ દેખેગા આંખે બંદ કરકે."

ઘેટાંનું મૂગું ટોળું આગળ સરકતું હતું. પાછળથી દલાલો તેને ધકેલતા ચાલતા હતા. અને માહીમની ખાડીમાં જોવા મળેલા આ નવા દૃશ્યથી આશ્ચર્ય પામેલો અબ્બાસ આંખો પહોળી કરીને તે તરફ જોઈ રહ્યો.

# 2

સકીનાએ અંદર-બહાર બન્ને બાજુથી કલાઈ લગાડેલો પાણીનો એક મોટો ઘડો લીધો અને તે પાણી ભરવા બહાર પડી. ઝૂંપડીની બહાર આવીને તેણે આજુબાજુ જોયું. વરલીમાં તો ફૂટપાથ પરનો હાઇડ્રન્ટ ખોલ્યો એટલે લખલૂટ પાણી મળી રહેતું. અહીં ક્યાં પાણી મળતું હશે? સકીના ચારેબાજુ જોવા લાગી. પાછળ ગંગા હાથમાં બાલદી અને માથા પર એલ્યુમિનિયમનો મોટો ટોપ લઈને આવતી હતી. તેની વાંસોવાંસ તેની મોટી છોકરી જ્યા ને નાની રતન સુધ્ધાં ખાલી વાસણ લઈને આવતી હતી. સકીનાએ આગળ જઈને પૂછ્યું:

"કહાં હૈ પાનીકા નલ બે"ન–"

ગંગાએ ઊભા રહીને સકીના તરફ તાકીને જોયું. તેની નવી ઝૂંપડી તરફ નજર પડતાં તેણે તરત જ પૂછ્યું :

"અહીં નવી રે"વા આવી છ કે?"

"હા."

"ઊભી રે બાઈ! મું પાણી ભરીને પાછી આવું પછી આપણ હંગાથે જઈ પાઇપ પાહેં."

સકીના ગંગાની વાટ જોતી ઊભી રહી. ઝૂંપડપટ્ટીમાંની એ સાંકડી અને કાચીપાકી કેડી પરથી કેટલીયે બૈરીઓ પાણી માટે ચાલતી જઈ રહી હતી. ગંગાની વાંસોવાંસ જઈ રહેલી તેની છોડી સકીનાને ખૂબ ગમી ગઈ. ઊંચી અને ખૂબસૂરત એવી એ છોકરી ઝૂંપડપટ્ટી કરતાં એકાદ મહેલમાં વધારે શોભી ઊઠે એમ સકીનાને લાગ્યું. તે વાટ જોતી ઊભી હતી. તેટલામાં ગંગાની પહેલાં જ તેની છોડી આવી પહોંચી. હસતાં હસતાં તેણે સકીનાને કહ્યું : "ચલ બાઈ! હું બતાવું પાણીની વાટ."

"તારી મા આવશે ના."

"ઈ? ઈને તો ખૂબ ટેમ લાગસે. ઈ તો છોરાંને રાતની ભાખરી ખવાડવા બેઠી સે. ત્યાં તો આપુણ જઈને પાછાય આવસું. ચલ. ગર્દીબી ઓછી સે અટાણે પાઇપ પર."

સકીના તેની સાથોસાથ ચાલવા લાગી. એ છોકરી બહુ બોલકી લાગી. એ સતત બોલ્યા અને પૂછ્યા કરતી હતી : "મારું નામ જ્યા... મારું નામ ગંગા સે. મારો બાપો લંગડો સે. કામધંદો કરતો નીં. હું ને મા કામ કરીએં સીએં. તમે ક્યારે આયાં અહીં

રહેવા?''

''કાલે જ.''

''નામ શું તમારું?''

''સકીના બી.''

''પે'લાં ક્યાં રહેતાં'તાં?''

''વરલી – ત્યાંની ઝૂંપડપટ્ટીમાં આગ લાગી એટલે અમારે અહીં આવવું પડ્યું–''

''તમને ગમે સે ઝૂંપડપટ્ટીમાં રે'વાનું સકીના બી?''

સકીનાને આ સાંભળી મજા પડી, તે બોલી :

''ન ગમે તોય કોને કહીએ બાઈ... આપણે રહ્યાં ગરીબ માણસ...ખુદા રાખે ત્યાં હસતાંહસતાં રહેવું જોઈએ.''

''મને તો ની ગમે યાં રહેવાનું, હાચ્ચે!'' અને જયાનું શરીર કમકમી ઊઠ્યું... એવામાં સવારના પહોરમાં બપોરના તડકામાં પહેરવાના ગૉગલ્સ પહેરી એક યુવાન સામેથી આવતો હતો તે સીટી વગાડતો જયાનો રસ્તો રોકીને આડો ઊભો રહ્યો. જયાએ કમર પરનો ઘડો વાંકો વાળીને તેમાંથી ખોબાભર પાણી જમણા હાથમાં લઈને એ યુવાનના મોઢા પર છાંટ્યું અને દાંત દેખાય તેમ હસતાં તે બોલી :

''શામુડા! એમ આડો ઊભો રહીશ ઈ નહીં હાલે! ખસ આઘો!''

''નહીં ખસું, જા.''

''કેમ નહીં ખસે, જોઉં સું હું'' – એટલું કહી તે હિંમતપૂર્વક આગળ વધી. એ લાંબા વાળ વધારેલા યુવાનને તેણે એક ધક્કો માર્યો અને તેને બાજુએ ખસેડી તે આગળ વધી. પછી સકીનાને કહેવા લાગી : ''અરે સકીનાબાઈ! આ મૂઓ શામુ સે જ આવો હલકટ! મૂઓ પોતાને કરસન માને સે ને અમે પાણી ભરવા જઈએ એ સંધીયને ગોપીયું માને સે – '' તે શામુ તરફ જોઈને હસતાંહસતાં આગળ ચાલી. ચાર ડગલાં આગળ જતાં જ તેણે સકીનાને પૂછ્યું :

''સકીનાબી, તું પિચ્ચર જોવા જાય સે?''

''ના રે બા!''

''તો તુંને કાંઈ ખબર નંઈ હોય – ''

''શું?''

''આ શામુ સે ના, ઈ બરોબર દિલીપકુમાર જેવો જ લાગે સે. ડિટ્ટો. મને ખૂબ ગમે સે ઈ. પણ માને નથ ગમતો.''

સકીના કાંઈ બોલી નહીં. પણ તેને ખૂબ શરમ આવવા લાગી – અમથીઅમથી જ.

બન્ને પછી પાઇપ પર પહોંચી. વાંદરાથી માહીમ તરફ જનારી મોટી પાઇપ ઘણુંખરું

તૂટેલી જ રહેતી. ઘણીવાર તો ઝૂંપડપટ્ટીમાં રહેતા લોકો જ તે તોડી નાખતા. પાણીનો ખાસ્સો મોટો પ્રવાહ પાઇપમાંથી નીકળવા લાગતો. તાન્સાવૈતરણાનું શુદ્ધ પાણી માહીમની ખાડી પાસેની તૂટેલી પાઇપમાંથી ઊંચે ઊડતું અને પછી પાછળ પથરાવેલ ખાડીના ગંદા વાસી પાણીમાં ભળી જતું. પણ એ ભળી જતાં પહેલાં માહીમની ખાડીની આખી ઝૂંપડપટ્ટીની તરસ તેનાથી છીપતી. એ પાણીમાં જ તેઓ પોતાનાં ચીંથરાં ધોતાં. પોતાનાં હગવા બેઠેલાં છોકરાંનાં ધગડાં ધોતાં. બાજુના કતલખાનામાંથી સસ્તે ભાવે આણેલું વાસી માંસ શેકતાં પહેલાં આ જ ઊછળતાં પાણીની ધારમાં સાફ કરવામાં આવતું અને તેથી મ્યુનિસિપાલિટીના સાર્વજનિક નળ પર થાય તેવી જ ગિરદી સવારસાંજ એ નધણિયાતી પાઇપ આગળ થઈ રહેતી.

અત્યારે પણ પાઇપ પર ગિરદી હતી જ. છતાં ધૂસાધૂસી કરીને જ્યાએ પોતાનો નંબર લાઇનમાં આગળ લગાડી દીધો. અને પોતાની સાથોસાથ સકીનાનાં વાસણ પણ ભરી દીધાં. એ બન્ને પાણી ભરીને પાછી ફરી રહી હતી ત્યારે રસ્તામાં ગંગા તેમને સામી મળી.

"સારું થ્યું તું આ છોડી હંગાથે જઈ આવી ઈ....જોયું ને, છોકરાંને ખવાડતાં મને ચેટલો ટેમ લાગી ગ્યો!"

"કાંઈ વાંધો નહીં ગંગાબાઈ!" સકીનાબી હસીને બોલી.

"જ્યા, ઈને આપણું ઘર બતાવ. કાંઈ જોઈએ કારવેં તો – નવું કુટુંબ છે ઈનું." તેણે છોડીને કહ્યું.

"મારી મા બઉ ઉપકારી બાઈ સે –" જ્યા રસ્તામાં ચાલતાંચાલતાં કહેતી હતી. "આખી દુનિયાનું ઈ ભલું કરે સે પણ એક મારું જ ભલું નથ કરતી. હું ઈને ગમતી જ નથ. કોક દશમનની જેમ મને હડેહડે કરે છે મારી મા – "

"કેમ પણ ?"

"કેમ શું ? હું પાઉડર લગાડતી, ઇસ્નો લગાડતી, મહેનત-મજૂરી કરીને પૈસા આવે ઇમાંથી ખર્ચો કરતી, પિચ્ચર જોવા જાતી – ઈ બધું માને નથ ગમતું. પણ તું જ કહે સકીનાબાઈ, માણસની જિંદગી છે શા સારુ ? સારાં કપડાં, સારું ખાવાનું, પિચ્ચર જોવાનું – આ સંધું ઈને જોયેં નઈ ? શું જિંદગીભર ઝૂંપડપટ્ટીમાં જ કીડાની જેમ મરી રહેવાનું ? હેં ? મા કાંઈ હમજતી જ નથ. પણ મારો બાપો સારો છ હોં. ઈને ખૂબ માયા છે મારી. ઈ મને ગુસ્સોય નથ કરતો. આ જગદંબા જ મને ખૂબ હેરાન કરે છે."

જ્યા મન મૂકીને બોલ્યે જતી હતી અને તેની કમ્મર પર થઈને ટપકી રહેલા પાણી તરફ જોતાંજોતાં સકીના મૂંગીમૂંગી તેની પાછળ ચાલી જતી હતી.

# 3

ચોમાસુ શરૂ થયું અને માહીમની ખાડીની પનોતી બેઠી.

વરસાદી પવનોની સાથોસાથ ખાડીનું પાણી ઊછળવા લાગ્યું અને માહીમ કૉઝવે પર થઈને ઘોડબંદર રોડ પસાર કરીને તે પાછળની ઝૂંપડીઓમાં ઘૂસવા લાગ્યું. કેટલીયે જીર્ણ ઝૂંપડીઓ પહેલા વરસાદ સાથે જ ભોંભેગી થઈ ગઈ અને પાણીમાં વહી ગઈ. જે ઝૂંપડાવાસીઓ થાગડથીગડ કરી શકે તેમ હતું, તેમણે તે ઝપાટાબંધ કરવા માંડ્યું. જૂનાં પતરાં, તાડછાં અને પોસ્ટરોથી કામ ચાલશે નહીં એમ લાગતાં થોડાક પૈસાવાળાઓ ઠેઠ નળબજાર સુધી જઈને નવાં ચકચકતાં પતરાં લઈ આવ્યા. અને પોતાની ઝૂંપડી સમી કરી. પણ બીજા, જેઓ કાંઈ જ કરી શકે તેમ નહોતા તે બાપડા બૈરીછોકરાંને લઈને સીધા ધારાવીની કચરાપટ્ટીમાં રહેવા ચાલ્યા ગયા. ત્યાં ચામડાના કારખાનાની પાછળના ભાગમાં ફક્ત ગૂણપાટ લગાડી દીધાં એટલે ઉત્તમ છાપરું બની જતું. આખો દિવસ નાકમાંના વાળને બાળી નાખનારી ચામડાની અને ધારાવીના સડેલા કચરાની દુર્ગંધ સહન કરી લીધી એટલે થયું. સૌથી વધુ બૂરી દશા તો થઈ ઘોડબંદર રોડ નજીકના ઝૂંપડાંવાસીઓની. માહીમની ખાડીનાં માથોડાંભર ઊંચાં મોજાં ત્યાં એવા વેગથી આવીને અફળાતાં કે ત્યાંનાં પાંચ-પચ્ચીસ ઝૂંપડાં હવે ગમે તે ક્ષણે એ મોજાં પર તરવા લાગશે એમ થતું. તેમાં વળી ચોમાસાની સાથોસાથ ફેલાનાર તાવ-તરિયા અને બીજા રોગદોગ આવી લાગ્યા. પહેલાં ઉનાળાના દિવસોમાં આ જ ભાગમાં 'શીતળા માતા' પણ પધાર્યાં હતાં. દેવીના ઝપાટાએ આ ઝૂંપડપટ્ટીનાં દસ-બાર માણસોને, સમડી-કૂકડીનાં બચ્ચાં ઊઠાવી જાય તેમ, ઊઠાવી લીધાં હતાં.. જ્યારે ચોમાસું બેઠું ત્યારે દેવીના કોપથી થાકેલા માણસો થોડા ચિંતામુક્ત થવા લાગ્યા હતા. હવા ઠંડી થાય એટલે 'શીતળા માતા' ચાલ્યાં જાય, એ એમનો દર વર્ષનો અનુભવ હતો... પણ 'શીતળા માતા' ગયાં પણ તરત જ વરસાદની સાથોસાથ એકેએક ઝૂંપડીમાં ઘૂસી જનાર તાવના વાયરાનું શું? ફરી તેનું મોઢું જોવાનુંય ઝૂંપડપટ્ટીના નસીબમાં હતું જ...

દાદૂની ઝૂંપડી હમણાં જ બાંધેલી, નવી હતી. તેને વરસાદના પાણીનો ખાસ ત્રાસ પડતો નહોતો. પણ તેની બાજુમાં રહેતો કાશીરામ અત્યારે ખૂબ હેરાન થઈ રહ્યો હતો. ખાડીનાં પાણી ઝૂંપડીમાં દિવસ-રાત ઘૂસી જતાં અને ઘરમાં તાવે ઘેરો ઘાલ્યો હતો.

કાશીરામ કંટાળી ગયો હતો. તેમાં વળી તેની ઘરવાળીને નવમો મહિનો જતો હતો. ઘરમાં બુઢ્ઢી મા અને છ-સાત વર્ષનો છોકરો વાસુ એ બન્ને તાવમાં સપડાયેલાં હતાં....

સવારના પહોરમાં જ કાશીરામ દાદૂમિયાં પાસે આવ્યો ને કહેવા લાગ્યો :

"દાદૂમિયાં, એક કામ કરીશ કે મારું?"

"બોલ કાશીરામ."

"રૂપિયા આપે છ પાંચેક?"

દાદૂને હજી ગઈ કાલે જ પગાર મળ્યો હતો. આજુબાજુનાં સાત-આઠ ઝૂંપડાંઓમાંથી એકલો દાદૂ જ નોકરી કરીને દર મહિને નિયમિત પગાર લાવનારો માણસ હતો. આને ભરોસે જ કાશીરામ દાદૂ પાસે આવ્યો હતો.

"ઘરવાળીને વાંદરાની ઇસ્પિતાલમાં લઈ જવી પડશે...પેટમાં દુખવા લાગ્યું છે રાંડને! ટૅક્સીના રૂપિયો-બે રૂપિયા થશે અને બીજાય થોડાક તો રાખવા પડે ને સાથે..."

દાદૂમિયાં સીધો ઘરમાં ગયો. ટ્રંક ખોલીને તેણે પાંચની એક નોટ કાઢી અને તે કાશીરામના હાથમાં મૂકી.

"મોટી મહેરબાની કરી તેં દાદૂમિયાં! આ આખ્ખી ઝૂંપડપટ્ટીમાં માગતાંવેંત પાંચ રૂપિયા આપી દે એવો પહેલો માણસ મળ્યો તું! ભેનચોદ બીજા બધા તો એવા હરામી–"

"કાશીરામ, હું આવું કે તારી સાથે ઇસ્પિતાલમાં... ભાભીની સાથે –"

બેઠી દડીનો હૃષ્ટપુષ્ટ, મોટી આંખોવાળો કાશીરામ થોડી વાર દાદૂ તરફ આંખ ફાડીને જોઈ જ રહ્યો. પછી બોલ્યો : "ચાલ..."

પછી દાદૂએ દોડાદોડી કરી. ઘોડબંદર રોડ પરથી પસાર થતી એક ટૅક્સીને તેણે હાથ બતાવીને રોકી. ઝૂંપડપટ્ટીમાંના પેસેન્જરોને ટૅક્સીમાં લેવા માટે ટૅક્સીવાળા તૈયાર નથી હોતા એનો અનુભવ દાદૂને અગાઉ પણ થઈ ચૂકેલો હતો. ટૅક્સીવાળાએ ગતિ ધીમી કરતાં પૂછ્યું –

"કહાં જાનેકા?"

"ઇધરચ – બાન્દ્રામેં –"

ટૅક્સી ડ્રાઇવરે એકવાર દાદૂમિયાંને ધારીને જોઈ લીધો, કોઈ ગુનેગારને જોતો હોય એ રીતે. પછી ટૅક્સીનો વેગ વધારતાં એ બબડવા લાગ્યો : "ભેનચોદ દારૂચા ધંદા કરતે સબ લોક. સાલા પચાસ પાંવ જાનેકે વાસ્તે ટૅક્સી લગતી ઇન લોગોંકો! બરાબર હૈ... દારૂકા બૉટલ લેનેકા હોતા ન ટૅક્સીમેં....સાલા ખાલીપીલી ગજકરણ કોન લેગા ગાડીમેં. જાવ, ભાગો ટૅક્સી ખાલી નહીં."

પાંચ-દસ ટેક્સી આ જ રીતે ચાલતી થઈ. તે દરેક ખાલી ટેક્સીને હાથ બતાવતો હતો. 'બાન્દ્રા' એમ કહેતાં જ ટેક્સીવાળો ગાડી ઊભી ન કરતાં આગળ હંકારી જતો હતો તો કોઈ ગોવાનીઝ ડ્રાઇવર વળી હસીને કહેતો :

"સાલા દારૂચ ન્યાયચી ના ટેક્સીતૂન! મગ હાતાંતૂનચ ને થૈલીતૂન... બાન્દ્રા કાય લાંબ હાય રે સાયબા?"

એક બેજીવી બાઈને ટેક્સીમાં હૉસ્પિતાલ લઈ જવાની છે, એમ કહે તોય કયો ટેક્સીવાળો સાંભળવા નવરો હતો? દાદૂને ક્યારેય નહોતો આવ્યો તેવો ગુસ્સો આવ્યો. તેણે પાછળ વળીને જોયું. કાશીરામે પોતાની બુઢ્ઢી માની મદદથી ગાભણી બૈરીને ઉપાડી ઝૂંપડીના બારણા આગળ લાવી ઊભી રાખી હતી. તે બેબાકળી થઈ ગઈ હતી. એક એક મિનિટ તેને યુગ જેવી લાગતી હતી. તેની આંખોમાંની વેદના દાદૂમિયાં જોઈ ન શક્યો. તે ઝડપથી આગળ આવ્યો અને ઘોડબંદર રોડ પર આવીને રસ્તાની વચ્ચોવચ ઊભો રહ્યો. સામેથી આવી રહેલી એક ખાસ્સી મોટી મોટરને તેણે હાથ બતાવ્યો. કોઈ સાહેબની એ નવીનક્કોર ગાડી આખી ખાલી હતી. સૂટબૂટ પહેરેલા સાહેબે બ્રેક દબાવી, અને બારીમાંથી બહાર ડોકું કાઢ્યું. કપાળ પર કરચલીઓ પાડતાં દાદૂ તરફ પ્રશ્નાર્થક નજરે જોયું.

"સાબ, ઇધર એક ઔરત ખતરેમેં પડી હૈ! ઉસકો હૉસ્પિતાલમેં લેને કા હય. બચ્ચા પૈદા હોનેવાલી ઔરત હૈ સાબ... આપ મદદ કરેંગે તો" – દાદૂ આજીજી કરતાં બોલી રહ્યો હતો. સાહેબની ગાડીની પાછળ બીજી કેટલીય ગાડીઓ હૉર્ન વગાડતી ઊભી રહી ગઈ હતી.

સાહેબે ક્ષણભર વિચાર કર્યો. બહાર રસ્તાની કિનાર આગળ બેબાકળી અવસ્થામાં સાસુનો હાથ પકડીને ઊભી રહેલી કાશીરામની બૈરી તરફ એક નજર નાખી અને પાછળ ફરી તેમણે ગાડીનો પાછળનો દરવાજો ખોલ્યો....

"બૈઠો જલ્દી–"

પછી દાદૂએ દોટ મૂકી. કાશીરામે બૈરીને હાથમાં ઉપાડીને હળવેથી ગાડીમાં બેસાડી ને એ પોતે તેની બાજુમાં બેસી ગયો. ગાડી તરત ચાલવા લાગી. પાછળ કાશીરામની ઘરડી મા થરથરતા હાથની આંખ પર છાજલી કરીને ઝડપથી દૂર જઈ રહેલી ગાડી તરફ જોતી ત્યાં ને ત્યાં જ ઊભી રહી.

બાન્દ્રાની મ્યુનિસિપલ ભાભા હૉસ્પિટલ પાસે જ્યારે સાહેબે ગાડી ઊભી રાખી ત્યારે નીચે ઊતરીને તરત જ કાશીરામે અગાઉ દાદૂએ આપેલી પાંચ રૂપિયાની નોટ સાહેબ સામે ધરી.

સાહેબ હસીને બોલ્યા :

"ઉસે જલ્દી લેકે જાવ ઇસ્પિતાલમેં! ઇધર ટાઇમ પાસ મત કરો." – અને તેમણે સામે જોઈને ગાડી સ્ટાર્ટ કરી.

કાશીરામની બૈરીનું બાળક જન્મ્યું તે જ દિવસે મરી ગયું. તેને જન્મતાંની સાથે જ કમળો થયો હતો.

ત્રણ દિવસ પછી કાશીરામની બૈરીને એ ધર્માદા હૉસ્પિટલમાંના ખાટલા પરથી નીચે ઊતરવું પડ્યું. એ તાજી સુવાવડી સ્ત્રી દૂધથી ઊભરાતી છાતી અને ખાલી ખોળો લઈને દોઢ માઈલનું અંતર ચાલીને ઝૂંપડપટ્ટીમાં પાછી આવી. માહીમની ખાડીમાં હવે પાણી ભરાઈ ગયું હતું. અષાઢનો વરસાદ મુશળધાર વરસતો હતો. સામેનો મોતમાવલીનો ક્રૉસ વરસાદની હેલીમાં દેખાતો બંધ થયો હતો. ઘોડબંદર રોડ પરથી દોડી જનારી મોટરગાડીઓ ભર બપ્પોરે પણ હેડ-લાઇટ ચાલુ રાખીને દોડતી હતી. માહીમની ખાડી સૂનકાર થઈ ગઈ હતી. દરિયાનાં મોજાંને અંગ પર ઝીલતી ઝૂંપડીઓ ઊભી હતી. અને તેને આધારે ટોપલીની નીચે કૂકડાં રહે તેમ માણસો વસતાં હતાં. કાશીરામની ઝૂંપડી સૂમસામ હતી.

ગયા બે દિવસ ઘરમાં ચૂલો પેટ્યો જ નહોતો એટલે ભૂખનો રાક્ષસ એ નાનકડી ઝૂંપડીમાં માય નહીં એટલો મોટો થઈ ગયો હતો. નાનકડો વાસુ હજી હમણાં જ તાવમાંથી ઊઠ્યો હતો, ને તેનાથી ભૂખ ખમાતી નહોતી. ઘરડી મા ઠંડા ચૂલા પાસે અમથી જ બેઠી હતી અને કાંક બબડાટ કરી રહી હતી. ઘણુંખરું તો એ વહુને ગાળો જ ભાંડી રહી હતી. છોકરું મરી ગયું તેમાં વહુનો જ ગુનો તેને લાગતો હતો. કાશીરામ તો સવારથી બહાર ચાલ્યો ગયો હતો; અને ઝૂંપડીમાં એક ભયંકર વાતાવરણ ફેલાયેલું હતું. કાશીરામની બૈરી યેસૂ ગોદડી પાથરીને, પગ પેટ ભેગા ખેંચીને સ્વસ્થ રહીને બેઠી હતી. પણ તેને અંદરથી હીબકાં આવતાં હતાં. આ બાળક તો જીવવું જોઈતું હતું. કાશીરામને હવે આ એક વધુ કારણ મળી રહેશે. ધારાવીમાં રહેવા આવેલી પોતાની વિધવા નાની બહેન જ હવે યેસૂની વેરણ થઈ હતી. કાશીરામ તેની પાછળ ગાંડો થયો હતો. યેસૂને જ્યારે મહિના રહ્યા ત્યારે કાશીરામે ખુલ્લેખુલ્લી ધમકી આપી હતી :

"રાંડ, આ વખતે છોકરું જીવશે નહીં તો તારી બહેનને આણીશ ઘરમાં શૉક્ય તરીકે. પછી જોયા કરજે કેવાં સૂંડલો ભરીને છોકરાં પેદા કરશું અમે બે –"

પોતાના કરમને દોષ દેતી યેસૂ ડૂસકાં ગળી જતી હતી; અને તેની છાતીમાંથી દૂધની ધાર ઊભરાતી હતી. તેની ચોળી ભીંજાઈ ગઈ હતી. આ ઊભરાતું દૂધ કેવી રીતે અટકાવવું, એ તેને સમજાતું નહોતું. આ દૂધને પીનારા કુમળા-કુમળા બે હોઠ તેની આંખ આગળ ફરીફરી તર્યા કરતા હતા; અને એ કાલ્પનિક સુખમાં ઘડીભર તેનું દુઃખ વીસરાઈ જતું હતું.

થોડી વાર પછી વાસુની ભૂખ અસહ્ય બની. તે રાડો પાડવા લાગ્યો : "મા, ખાવાનું આપ, ખાવાનું આપ." ઘરડી સાસુ આ સાંભળી વધુ ચિડાઈ. તેના મનમાં શું વિચાર આવ્યો કોને ખબર? તે એકદમ ઊભી થઈ અને વહુ પાસે આવી. યેસૂનાં બાવડાં પકડીને તેણે તેને ઊભી કરી. તેની છાતી પરનાં પાલવ તેણે એક ઝપાટે દૂર કર્યો. યેસૂની ભીંજાયેલી છાતી તેણે ભીંજાયેલી આંખે બરાબર નીરખી લીધી. તેને દરેક સુવાવડ વખતે આવતા દૂધનાં ઘોડાપૂરને તે બરાબર ઓળખતી હતી. અત્યારે પણ તેણે એ ઘોડાપૂર જોયું; અને હાથમાં એક ઍલ્યુમિનિયમની વાટકી લઈને તેણે યેસૂને કહ્યું :

"જોઈ શું રહી છે વાંઝણી! આ અમરત છે છતાંય છોકરાને ભૂખે શું કામ મારે છે બાઈ! ચાલ, કાઢ વાટકીમાં દૂધ, ને પિવડાવ વાસુને. બીજું કાંઈ ખાવાનું તો ઘરમાં છે નહીં છોકરા માટે. –"

યેસૂ શૂન્ય નજરે સાસુના ચહેરા તરફ જોઈ જ રહી. તેને જાણે કાંઈ સમજાયું જ નહીં. એટલે ડોસી આગળ આવી. વહુની ચોળીની ગાંઠ એક જ આંચકે ખોલીને તેણે તેનાં ફાટફાટ થતાં સ્તનો દબાવવાની શરૂઆત કરી. દૂધની સફેદ ધાર વહેવા લાગી... ઍલ્યુમિનિયમની વાટકી તો જોતજોતામાં ભરાઈ ગઈ....

માના દૂધથી ભરેલી એ વાટકી ડોસીએ ભૂખ્યા છોકરાને મોંએ માંડી, અને ભોળપણપૂર્વક છોકરાને તે દૂધ પીતો જોઈને યેસૂ રડી પડી. બન્ને ગોઠણ પર માથું પછાડતી તે મૂંગાં આંસુ સારવા લાગી....

થોડી શક્તિ આવતાં વાસુ ખોડંગાતો-ખોડંગાતો ઝૂંપડીના બારણામાં આવી રસ્તા પરનાં વાહનો જોતો બેસી રહ્યો.

પછી ઓટનો વખત થયો અને અત્યાર સુધી ભરપૂર રહેલી માહીમની ખાડી ધીમે-ધીમે ઓસરવા લાગી... ઝૂંપડાંના તળિયા આગળ એકઠાં થયેલાં પાણી હળવેહળવે દૂર જવા લાગ્યાં....

4

વરલીથી આવતી વખતે અબ્બાસે આણેલું કૂતરાનું ગલૂડિયું હવે મોટું થયું હતું. અબ્બાસ, વાસુ, સાયબૂ વગેરે ટોળીએ તેનું નામ જોકી પાડ્યું હતું. માહીમની ખાડીનાં હવાપાણી તેને સદી ગયાં હતાં. અવારનવાર જોકી કતલખાનાની વંડી ઠેકીને જતો અને મિજબાની ઝાપટી આવતો. તેનું શરીર હવે સારું થયું હતું. માહીમની ખાડીનાં કૂતરાંઓમાં તે દાદો બની બેઠો હતો. અબ્બાસ પણ હવે આ ઝૂંપડપટ્ટીમાં સારી રીતે હળીમળી ગયો હતો. દાદૂમિયાં એક શરીફ માણસ છે, તેને કાયમી નોકરી છે, તે પીતો નથી, અને તેના ઘરમાં ઝૂંપડપટ્ટીમાં શોભે નહીં એવી રહેણીકરણી છે. એ બધાની હવે આખી માહીમની ખાડીને ખબર પડી ગઈ હતી. આવા દાદૂમિયાંના ઘરનો છોકરો અબ્બાસ અને તેના ઘરનો કૂતરો જોકી. અબ્બાસ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં જોકી હોય જ. અત્યારે પણ ઘોડબંદરની પાળ પાસે અબ્બાસ અને જોકી દાદૂની વાટ જોતા ઊભા હતા. દાદૂ બપોરથી કાશીરામ સાથે ખાડીમાંની 'તિસર્યા' પકડવા ગયો હતો; અને ઘરે 'મહેમાન' આવ્યા હતા છતાં હજી તેનો પત્તો નહોતો. આજે દાદૂને કારખાને જવાનું નહોતું. ચોમાસામાં દરેક વર્ષે પડતી હળતાળમાંની એકાદ 'મુંબઈ બંધ'ની હળતાળ આજે હતી. ઘરે નવરા બેસી રહેવાને બદલે કાશીરામની સાથે ખાડીએ જઈને 'તિસર્યા' ભેગી કરવાના હેતુથી દાદૂ તેની સાથોસાથ બપોરે જ બહાર નીકળ્યો હતો. હમણાંથી ફુરસદના વખતે કરવા જેવું આ એક જ કામ મળ્યું હતું. હંમેશા નવરા બેસી રહેતા કાશીરામે જ આ કામ દાદૂને બતાવ્યું હતું. ઓટને વખતે ખાડીમાં એકાદો કટકો કે એકલી લંગોટી પહેરીને જવાનું અને હાથથી ખાડીનો કાદવ ફેંદીને તેમાં પડેલાં ઝીણાં 'છીપલાં' વીણવાનાં. આ 'તિસર્યા' ખૂબ સ્વાદિષ્ટ હોય છે. બજારમાં ચાર આને મળતા ઢગલા જેટલાં અહીં જોતજોતામાં ભેગાં કરી શકાતાં. ગરમ મસાલો નાંખીએ તો તો એનું શાક એવું ટેસદાર થાય કે તેની આગળ બકરાનું માંસ પણ બેસ્વાદ લાગે... ક્યારેક કાશીરામ ઝોળી ભરી 'તિસર્યા' પકડી લાવતો. પછી વાસુ અને કાશીરામની મા તેની નાની નાની ઢગલી કરીને રસ્તા પર વેચવા બેસતાં. ચાર-આઠ આનાની કમાણી તો સહેજે થતી. હાથભઠ્ઠીનો દારૂ પીનારા ઝૂંપડાવાસીઓ આ ઢગલા ખરીદી જતા...

અબ્બાસ અને જોકી ખાડી તરફ નજર માંડીને બેઠા હતા. ત્યાં તો અચા-

જોકીએ નાક ફુલાવીને વાસ સૂંઘી અને તે ભસવા લાગ્યો. અબ્બાસ દાદૂ આવે છે એ વાત સમજી ગયો. તેણે જોકીનો કાન હળવેથી પકડ્યો : "અબે ઠેર. કાયકુ ઇતના અવા' કરતા ?" તે જોકીને આમ કહી રહ્યો હતો પણ તેને પોતાને પણ હવે દાદૂ આવે તો સારું એમ લાગતું હતું. ઘેર મહેમાન આવ્યા હતા. મુલકમાંથી સગ્ગો કાકો અને કાકાની દીકરી... ક્યારે દાદૂ આવે ને ક્યારે તેને આ ખબર આપું એમ અબ્બાસને થતું હતું.

દાદૂ રોડ ક્રૉસ કરીને સામી બાજુ આવ્યો અને અબ્બાસ દોડીને તેની પાસે જઈને બોલ્યો :

"દાદૂ! મેહમાન આયે હૈં..."

"મેહમાન ? કૌન ?"

"મેરા ચચા, મેરી બહેન."

દાદૂને વિશ્વાસ પડ્યો નહીં. પણ પોતાને ઘરે કોઈ આવ્યું છે એ જાણીને તે હાથમાંની 'તિસર્યા' ભરેલી થેલી અબ્બાસને આપી જલદીથી ચાલવા લાગ્યો. અબ્બાસ અને જોકી તેની આગળ દોડવા લાગ્યા. જોતજોતામાં તો અબ્બાસ ઝૂંપડી આગળ આવી પહોંચ્યો, ને બહાર કાથીના ખાટલા પર બેઠેલા એક ડોસાના કાનમાં કહેવા લાગ્યો : "ચચા, દેખ, દાદૂ આ રહા હૈ."

આ સાંભળતાં જ ડોસો એકદમ ઊઠી આગળ વધ્યો. ભીંજાયેલાં કપડાંવાળો અને ઝૂંપડીના બારણામાં પગ મૂકતો દાદૂ તેના તરફ તાકીને જોઈ રહ્યો હતો – ડોસો દાદૂને એકદમ ભેટી પડ્યો:

"દાદૂ! મુઝે પૈચાના નય્ ? મેં મ્હામૂડ્ડ – તેરા બડા ભાય..."

દાદૂને ઓળખાણ પડી. હવે તે આગળ વધ્યો અને ફરી ભેટી પડ્યો. કેટલાંય વર્ષો પછી ભાઈઓ એકબીજાને મળતા હતા. દાદૂ મુલક છોડી મુંબઈ આવ્યો તેને હવે તો કેટલાંય વર્ષો થઈ ગયાં હતાં. ગોદીમાંથી દારૂગોળાથી ભરેલી આગબોટમાં ધડાકો થયો અને અડધું મુંબઈ સળગ્યું, અને સોનાની ઈંટો આખા મુંબઈમાં વેરાઈ, એ વર્ષે દાદૂ મુંબઈમાં આવ્યો હતો. એ પછી બે ભાઈઓ એકબીજાને મળ્યા જ નહોતા. ગામમાંના માણસોના હાલ કેવા છે તેનીયે દાદૂને ખબર નહોતી. આથી જ આજે આટલાં વર્ષો પછી મોટો ભાઈ એકાએક નજરે પડતાં દાદૂ ગળગળો થઈ ગયો. તેના હૃદયમાં પ્રેમ ઊછળી રહ્યો. "બડે ભાય, તુમ આ ગયે... આ ગયે તુમ! મૈં સોચતા થા, યે જનમમેં અબી તુમ્હારી મુલાકાત નહીં હોગી.. લેકિન તુમ આ ગયે –"

"મૈં અકેલાચ નહીં આયા! અંદર દેખ. ઔર કોન હૈ વો – રોશન, બેટી, બહાર આ જરા – તેરે ચાચાસે મિલ – " ઘરડો મ્હામૂ બોલ્યો. પછી રોશન શરમાતી શરમાતી બહાર આવી. ઝૂંપડીના બારણામાં આવીને ઊભી રહી. દાદૂ આશ્ચર્યથી તેની સામે જો '

રહ્યો.

"યે રોશન! હમારી લડકી... તુમ ગાંવ છોડકે મુંબૈ ચલે આયે ન, ઉસકે બાદ ઇસકા જલમ હુઆ –"

"મૈંને સુના થા – "

દાદૂમિયાંએ ભત્રીજીને સાવચેતીપૂર્વક નીરખી. ચૌદ-પંદર વર્ષની એ છોકરી સાશંક આંખે ઝૂંપડીના બારણામાં ઊભી હતી. તેનો સફેદદૂધ વાન, કાજળ આંજેલી ચમકીલી આંખો, ગોરાગોરા હાથ પરનાં લીલાં છૂંદણાં અને હથેળીમાં લગાડેલી મેંદી – આ બધું જોઈને દાદૂ બોલ્યો :

"યે તો કિસી બાદશાહકી બેગમ હોને કો આયી હૈ – "

અને રોશન શરમાઈને અંદર ભાગી ગઈ. ચૂલાની બાજુમાં જઈને ઊભી રહી ગઈ.

બીજા દિવસથી રોશન અબ્બાસની સાથોસાથ ઝૂંપડપટ્ટીમાં હરવાફરવા લાગી. ત્યાંની કાળીડિબ્બાણ બૈરીઓ, ભિખારીનાં છોકરાં કંદોઈની દુકાનમાંના મીઠાઈના ખૂમચા તરફ જોઈ રહે તેમ, લાલચુ નજરે અને ઈર્ષાપૂર્વક તેની સામે જોવા લાગી. બિલોરી કાચ જેવા તેના રૂપને જોઈને ઝૂંપડપટ્ટીમાંના નવરા ધાક છોકરાઓ સતત દાદૂની ઝૂંપડી સામે જ આંટા મારવા લાગ્યા. પાઇપલાઇન પર જાહેર ખબરનાં પાટિયાં રંગનારો શામુ પેન્ટર તો તેની પાછળ ગાંડો થઈ ગયો. તેના હાથમાંનું રંગનું બ્રશ અધ્ધર અટકી ગયું.

ચાર દિવસ થયા ત્યાં તો મ્હામૂનું મુંબઈમાંનું કામ પૂરું થયું. તે મુલકમાં પાછો જવા નીકળ્યો. ત્યારે સકીનાએ કહ્યું :

"રોશનને રહેવા દો અમારે ત્યાં મહિનો-બે મહિના... થોડી સુધરી જશે શહેરની વસ્તીમાં રહીને." દાદૂએ પણ આવો જ આગ્રહ કર્યો અને પછી મ્હામૂ નિરુપાય થયો. તેણેય મનમાં વિચાર્યું : જન્મીને ક્યારેય છોકરીએ ગામડાની બહાર પગ મૂક્યો નથી. છો રહેતી થોડા દિવસ શહેરમાં... થોડી ચાલાક બનશે. કાકીના હાથ નીચે થોડા રીતરિવાજ શીખશે... એક વાર લગ્ન થઈ જાય પછી તો બાપડી અહીં ક્યાંથી આવી શકવાની... આમ વિચારી મ્હામૂએ હોંકારો ભણ્યો. છોકરીને પાછળ મૂકીને તે એકલો જ બાણકોટ જવા નીકળ્યો.

જયા અને રોશનની વચ્ચે બહેનપણાં ક્યારે બંધાઈ ગયાં તેની ખુદ તેમનેય ખબર પડી નહીં. જયાને રોશન ગમી ગઈ. પણ એ મોઢા પર પાઉડર લગાડે, હોઠે રંગ લગાડે તો ડિટ્ટો વૈજયંતીમાલા જેવી લાગે એમ તેને લાગતું. બપોરના નિરાંતના વખતે તે હળવેથી રોશનના ઘરમાં ઘૂસી જતી. રોશન કાકીની સાથે ગોદડીને ટાંકા ભરતી બેઠી હોય... પણ જયાની વાતો શરૂ થતાં જ તે ટાંકા ચૂકવા લાગતી. થોડી વાર પછી તે હળવેથી સકીનાને કહેતી :

"કાકી, હું જયાની સાથે જાઉં?"

"ક્યાં જાય છે રોજરોજ?"

"અહીં જ... એને ઘેર."

"ત્યાં એવું તે શું છે?"

"કાંઈ નથી સકીનાબાઈ!" જયા વચ્ચે જ બોલી ઊઠતી. રોશનને અહીં માહીમની ખાડીની બેગમ બનાવીને ઘરમાં જ બેસાડી રાખવી છે કે શું? તેને જરા મુંબૈ જોવા દે – ચાલ, ચાલ, રોશન."

અને રોશન પટ દઈને ઊભી થઈ જતી. ઘાઘરો સરખો કરતાં, જયાની સાથે ચાલવા લાગતી; અને સકીનાબી બેઠીબેઠી તેની સામે જોઈ રહેતી. કલાક બે કલાક પછી રોશન પાછી આવતી ત્યારે તેના મોઢા પર પાઉડરના થપેડા લાગેલા દેખાતા, ભડક રંગથી હોઠ લાલ થયેલા જણાતા, અને નીચેના હોઠ આગળ એક ખોટો તલ પણ કરેલો જણાતો અને આંખમાં કાજળ તો ખરું જ.

"આવું બધું ચિતરામણ કોણે કરી આપ્યું બેટા?"

"જયાએ."

"જયા તો છે જ બેશરમ છોકરી. આ મુંબૈના પૈસાદાર લોકોના શોખ આપણને ગરીબ લોકને ન પરવડે બેટા – " રોષભર્યા અવાજે સકીના કહેતી. પણ તેનેય આ રૂપ જોઈ રહેવાનું મન તો થતું જ.

એક દિવસ જયાએ પૂછ્યું : "રોશન, પિચ્ચર જોવા આવે છ? બાન્દ્રા ટૉકીઝમાં દિલીપકુમારનું પિચ્ચર આવ્યું છ."

રોશન કાંઈ સમજ્યા વગર તેની સામે જોઈ જ રહી. તેને માટે પિક્ચર, બાન્દ્રા ટૉકીઝ, દિલીપકુમાર – આ બધા જ શબ્દો નવા હતા. સકીનાબીએ વિચાર કર્યો – ભલે જોતી છોકરી એકાદો સિનેમા. એની ઉંમરે જોવા જેવી તો છે ને! લૂગડાને છેડેથી છોડીને રૂપિયાની નોટ તેણે જયાના હાથમાં મૂકી કે તરત જયા હસીને બોલી :

"પૈસાની જરૂર નથી સકીનાબી."

"કેમ વળી, સિનેમા મફત બતાવવાના છે?"

"છે મારી પાસે પૈસા. ચાલ રોશન."

છતાં સકીનાએ હાથમાંની નોટ રોશનના હાથમાં મૂકી અને કહ્યું : "તારી ટિકિટ તું જ કઢાવજે હોં બેટી!"

મસીદ પાસે શામુ પેન્ટર તેની વાટ જોતો ઊભો હતો. તેણે હાથ ઊંચો કરીને ટેક્સી રોકી. પહેલાં જયા ટેક્સીમાં બેઠી. તેણે હાથ પકડીને રોશનને અંદર ખેંચી. બાવરી બની ગયેલી રોશન અંદર બેસે ન બેસે ત્યાં તો શામુ તેના શરીર સાથે આવી ભટકાયો. અને

ટેક્સી ચાલવા લાગી.

રોશન હજી તો સંકોચાઈને બેસવા જાય ત્યાં તો ફરી ટેક્સી ઊભી રહી. થિયેટર આવી ગયું હતું. આટલું પાંચ ડગલાંનું અંતર કાપવા માટે ટેક્સીની શી જરૂર હતી! રોશનને થયું લાવ જ્યાને પૂછી જોઉં. પણ તે કાંઈ પૂછવાને બદલે ટેક્સીમાંથી ઊતરીને બહાર ઊભા રહેલા શામુ તરફ જ તાકી રહી. એ નકસીદાર પાકીટમાંથી પૈસા કાઢીને ટેક્સીવાળાને આપી રહ્યો હતો. પાછળ એક મોટું રંગીન પોસ્ટર લગાડ્યું હતું. રોશનને લાગ્યું, એ ચિત્રમાંના પુરુષ જેવો જ આ જ્યાનો દોસ્ત સુંદર અને રુઆબદાર લાગે છે....

શામુએ તેના તરફ જોયું ત્યારે તે એકદમ શરમાઈ ગઈ અને હસી પડી. પછી શામુ પણ હસ્યો.

જ્યાનું એ બન્ને તરફ ધ્યાન જ નહોતું. એ તો એકીટસે રંગબેરંગી લોકોનાં ટોળાંને જોઈ રહી હતી. પોસ્ટરમાંનાં ચિત્રો તરફ તાકી રહી હતી....ત્યાં તો શામુએ કાળા બજારમાંથી ત્રણ ટિકિટો ખરીદી અને તે બોલ્યો : "ચાલો."

થિયેટરમાં શામુની બાજુમાં જ્યા બેઠી અને જ્યાની બાજુમાં રોશન બેઠી. અગાઉ ટેક્સીમાં બેઠાં હતાં તેમ તે ફરી બેસવા માગતી નહોતી. અને જ્યા પણ પહેલેથી જ શામુની સીટમાં બેસી ગઈ. પછી શામુ કાંઈ બોલ્યો નહીં પણ તે બન્ને છોકરીઓની વચ્ચે બેસવા માગતો હતો એ વાત રોશનના ધ્યાનમાં આવ્યા વગર રહી નહીં.

પિક્ચર ચાલુ હતું ત્યારે રોશનની આંખો તો સામે પડદા ઉપર ફરી રહી હતી પણ સતત તેની તરફ તાકીને હસી રહેલો શામુ પણ તેને દેખાતો તો હતો જ. તેણે એકબે વાર મોઢું બાજુમાં ફેરવીને જોયું. જ્યા તો શામુના શરીર પર છેક ઢળી જ પડી હતી અને શામુએ પણ તેને પોતાની નજીક જકડી રાખી હતી –

આ જોઈ રોશનને તો ક્યારે સિનેમા પૂરો થાય ને ક્યારે જાઉં એમ થઈ ગયું...

# 5

દાદૂ કામ પર ગયો હતો. સકીના યેસૂની ખબર કાઢવા તેની ઝૂંપડીમાં ગઈ હતી, તેનેય ઘણી વાર લાગી ગઈ હતી. ઘરમાં સંતાડીને રાખેલો એક ઝીણા કાપડનો ટુકડો લઈને સકીના ગઈ હતી. યેસૂની પથારીની જગ્યાએ જ પાણી ટપકતું હતું એમ સવારે જ તેની સાસુ કહેતી હતી. એ જગ્યાએ છાપરામાં લગાડવા માટે ઝીણા કાપડની જરૂર હતી. સકીના અને યેસૂ બેઠાંબેઠાં ગપ્પાં મારી રહ્યાં હતાં. વાસુને સામે બેસાડીને ડોસી તેના માથામાંથી લીખ વીણતી બેઠી હતી. એવામાં ક્યાંકથી કાશીરામ આવી પહોંચ્યો. સકીનાને તેણે નિરાંતે પોતાની ઝૂંપડીમાં ગપ્પાં મારતી બેઠેલી જોઈ અને તે બારણામાંથી જ પાછો વળ્યો. આમતેમ જોતો ઠેઠ દાદૂની ઝૂંપડી આગળ આવ્યો. બપોરનો વખત હતો. ઝૂંપડીમાં રોશન બેઠી હતી. એ અને અબ્બાસ હોડીથી રમી રહ્યાં હતાં. ત્યાં તો નધણિયાતાં કૂતરાં પકડનારી મ્યુનિસિપાલિટીની ગાડી રસ્તા પર આવીને ઊભી રહી... તરત જ દરવાજામાં બેઠેલો જોકી ઝડપથી ઊભો થયો અને કતલખાનાની દિશામાં ભાગી છૂટ્યો... રમતમાં ડૂબેલાં રોશન કે અબ્બાસનું એ તરફ ધ્યાન નહોતું.

કાશીરામ દાદૂની ઝૂંપડી નજીક આવ્યો અને તેણે એ રમતાં બાળકો તરફ તાકીને જોયું. પછી તે હળવેથી આગળ વધ્યો, તેણે એક ખોંખારો ખાધો અને બોલ્યો :

"અબ્બાસ, અરે તારા કૂતરાને મુન્શીપાલ્ટીવાળા પકડીને લઈ જશે. જો પેલી ગાડી આવી."

આ સાંભળતાં જ પટ દઈને અબ્બાસ ઊભો થયો. તેણે મ્યુનિસિપાલિટીની ગાડી જોઈ, નીચે ઊતરીને કૂતરાંને શોધતા માણસો જોયા, અને તે બહાર નીકળ્યો. જોકી ક્યાં ગયો છે તે જાણવા માટે અને તેને આ લોકોના સકંજામાંથી બચાવવા માટે તે દોડાદોડ કરવા લાગ્યો. જોકીના ગળામાં લાઇસન્સનો પટ્ટો નહોતો...

અબ્બાસ નજરથી દૂર થયો એટલે તરત જ કાશીરામ આગળ આવ્યો. બહારના બાંકડા પર બેસીને તેણે અંદર નજર નાખી. રોશન ઘાઘરો ને ચોળી પહેરીને દરવાજામાં ઊભી હતી. આંખો પહોળી કરીને રસ્તા તરફ જોઈ રહી હતી, અને કાશીરામ તાકીતાકીને તેના તરફ જોઈ રહ્યો હતો. તેના પગમાંની ચાંદીની સાંકળી અને પગની પાની પરની મેંદી તેની લાલઘૂમ આંખોમાં રમી રહ્યાં. તેણે ઘોઘરા અવાજે કહ્યું :

"રોશન, બાપ ગયો તારો મુલકમાં?" રોશને રસ્તા તરફથી નજર ખસેડ્યા વગર હકારમાં ડોકું ધુણાવ્યું.

"અહીં કેટલા દિવસ રહેવાની છે તું?"

રોશન કાંઈ બોલી નહીં.

"લગન થાય ત્યાં સુધી રહેવાની કે?"

રોશન શરમાઈ ગઈ. તેણે મોઢું નીચું કરીને આંખોના ખૂણા વડે કાશીરામ તરફ જોયું.

"બહુ મોટી લાગે છે હવે તું રોશન! હવે તારે સાડી પહેરવી જોઈએ."

રોશન તરત ઝૂંપડીની અંદર ચાલી ગઈ અને બારણાં આડે ઊભી રહી. પછી કાશીરામ પણ પોતાની જગ્યાએથી ઊઠ્યો અને ઊભો રહ્યો. ઝૂંપડીના બારણા આગળ ક્ષણભર અટકી ગયો... ત્યાં તો બહાર કોઈનાં પગલાં સંભળાયાં. સકીના પાછી આવી હતી... કાશીરામને પોતાની ઝૂંપડીમાં જતો જોઈને તે આશ્ચર્યમાં કાંઈ બોલે તે પહેલાં જ કાશીરામે ઝડપથી કહ્યું :

"અબ્બાસને કહેવા આવ્યો'તો કે મુન્શીપાલ્ટીની ગાડી કૂતરાં પકડવા આવી છે... જોકીને સંભાળજે."

અને તે ઝડપથી ત્યાંથી ચાલતો થયો. પોતાની ઝૂંપડીની દિશામાં ચાલવા લાગ્યો...

વરસાદ થોડો થંભ્યો હતો. સકીનાએ પાણી ભરવાનાં વાસણો લીધાં અને તે બહાર નીકળી. વરસાદ ફરી શરૂ થાય તે પહેલાં પીવાનું પાણી ભરી લેવાનું હતું.

"કાકી, ક્યાં જાય છે તું?"

"પાઇપ પર.. પાણી લાવવા.. તું બેસ ઘરમાં જ."

"હું પણ આવું કાકી?" કાશીરામ ગયો તે દિશામાં જોતાં રોશને પૂછ્યું.

સકીનાએ થોડીવાર વિચાર કર્યો અને મોટો ઘડો પોતાના હાથમાં રાખી નાનો ઘડો રોશનના હાથમાં આપ્યો. પછી એણે અંદર જઈને બીજી એક બાલદી પોતાના હાથમાં લીધી. આ જોઈને રોશને પણ માટીનું એક માટલું ઊંચકી લીધું. બન્નેના બન્ને હાથ રોકાઈ ગયા હતા. સકીના મનમાં બોલી : ચાલો, એક આંટામાં ચાર વાસણ તો ભરાઈ જશે...

ઝૂંપડીને તાળું મારીને એ બન્ને પાણી ભરવા ગઈ. રોશને ઘાઘરો ઉપર ખોસીને તેનો કછોટો માર્યો હતો. તેના કુમળા પણ ભરાતા જતા શરીર તરફ જોઈને સકીના બોલી :

"છોકરી! તને હવે એકલો ઘાઘરો સારો નથી લાગતો."

રોશન આ સાંભળી લાલલાલ થઈ ગઈ. કાંઈ બોલ્યા વગર તે કાકીની પાછળપાછળ ચાલવા લાગી...

બપોરનો વખત હતો, છતાં પાઇપ પર ચિક્કાર ગિરદી હતી. પાણી ભરવા આવેલી સ્ત્રીઓની ગિરદી હતી તેવી જ નવરા ધાક જુવાન છોકરાઓની ગિરદી પણ ત્યાં જામીલી હતી. રસ્તા પરથી આવતીજતી બૈરી-છોકરીઓની ગંદી મજાક ચાલતી હતી. શામુ પેન્ટર પણ એ ટોળકીમાં જ ઊભો હતો. કેટલાક છોકરા પાઇપ પરથી પગ લટકાવીને બેઠા હતા. ગમે તેમ બબડતા હતા. સીટીઓ ફૂંકતા હતા. સકીનાએ એ તરફ જતાં વચમાં જ પાછળ વળીને રોશન તરફ જોયું. તેણે ધાર્યું હતું તેમ જ રોશનને જોતાંવેંત છોકરાઓ સીટી વગાડવા લાગ્યા, શી...શી... કહી બોલાવવા લાગ્યા. જરા આગળ જતાં જ સકીનાએ રોશનને કહ્યું :

"અહીંથી પસાર થતી વખતે મોઢું ઊંચું કરી જોવું જ નહીં હોં! સાવ બેશરમ છોકરા છે અહીંના... પોતાની મા-બોનની આબરૂનીય પડી નથી તેમને."

તૂટેલા પાઇપ આગળ પણ પાણી ભરવા માટે ગિરદી જામી હતી. કેટલીયે બાઈઓએ ત્યાં પોતાનો નંબર લગાડ્યો હતો. કેટલીક બાઈઓ પોતપોતાનાં ખાલી ઠામડાં લાઇનમાં મૂકીને પોતે રેલવેલાઇન પાસેની ઝાડીમાં સંડાસ જવા ગઈ હતી. જેનો નંબર આવે તે બાઈઓ એકબીજા પર પડતી-આખડતી આગળ વધતી. હિન્દુસ્તાની, મરાઠી, કોંગાટી, કોંકણી એવી જાતજાતની બોલીનું મિક્શ્ચર એ પાણી પર તરી રહ્યું હતું. રંગબેરંગી કપડાં અહીંતહીં ઊડી રહ્યાં હતાં. આવી ગિરદીમાં જ નંબર લગાડીને સકીનાએ મોટો ઘડો અને માટીનું માટલું ભરી લીધાં અને રોશનને લાઇનમાં ઊભી રાખીને ઘર તરફ પાછી ફરી...

"રોશન, હું આગળ ચાલતી થાઉં છું. તું આવ વાસણ ભરાઈ જાય એટલે..."

રોશન પરપોટાની જેમ બીજી બૈરીઓની વચ્ચે ભળી ગઈ. પાઇપમાંથી ઊડતા પાણીથી તેનાં કપડાં ભીંજાઈ ગયાં હતાં. કછોટો મારવાને લીધે અડધા ઉઘાડા થયેલા સાથળો પર પણ પાણીના છાંટા પડ્યા હતા. તંગ પોલકું ભીંજાઈને છાતી સાથે ચોંટી ગયું હતું. તેની ભરાતી જતી છાતી આથી વધુ ભરાયેલી લાગતી હતી. આવી ગિરદીમાં ઘૂસીને નાહી રહેલો એક તેની જ ઉંમરનો તદ્દન નાગો છોકરો વારેવારે તાકીને તેની છાતી તરફ જોઈ રહ્યો હતો.

પછી તેનો નંબર આવ્યો અને તેણે બાલદી અને ઘડો ભરી લીધાં. એક હાથમાં બાલદી અને માથે ઘડો ઊંચકી તે ચાલવા લાગી. જે હાથમાં બાલદી હતી તે હાથમાં વજનને કારણે સ્નાયુઓ તંગ થઈ ગયા હતા. શરીર સહેજ વાંકું કરીને તથા ડગલેડગલે જરાક થોભી થોભીને રોશન ચાલતી હતી. પાઇપની બાજુમાંથી જતી કાચી સાંકડી કેડી પરથી જ તેણે જવું પડે તેમ હતું. અને ત્યાં જ શામુ પેન્ટરની ચંડાળચોકડી હાહાઠીઠી કરતી બેઠી હતી. રોશને મોઢું નીચું કર્યું અને ચાલમાં વેગ આણ્યો. શામુ અને તેના દોસ્તો

રોશનની જ વાટ જોઈ રહ્યા હતા. તેને જોઈ કોઈક છોકરો ગાવા લાગ્યો : ''તેરી પ્યારી પ્યારી સૂરત કો... કિસીકી નજર ન લગે'' ....અને તરત જ બાકીના ચાર-પાંચ જણાએ બૂમ મારી ''ચષ્મે બદ્દૂડડડર'' આ સાંભળી રોશન ગભરાઈ. કેમ કરીને આ ટોળકીથી ઝટ આઘી ચાલી જાઉં એમ વિચારી તે વાટ પર ઝડપથી ચાલવા લાગી. તેના કાન પર અવાજ આવતો હતો : ''સાલી મીનાકુમારી ભી ઇતની ખૂબસૂરત નહીં યાર –''

એકાએક રોશનના પગ અટવાયા અને જરાક થોભી. ત્યાં તો પાછળથી કોઈએ સીટી મારી, તાળીઓ વગાડી. એટલે તે ફરી ચાલવા લાગી, ઝટપટ. અને વચમાં જ તેને કંઈ ખ્યાલ આવ્યો. પોતાની કમ્મર નીચેનું કપડું સરકી રહ્યું છે એવો સ્પષ્ટ ભાસ થતાં તે શિયાવિયા થઈ ગઈ. અગાઉ પાણી ભરીને નીકળતી વખતે જ તેને વહેમ તો પડ્યો હતો. ઘાઘરાની નાડી થોડી ઢીલી થઈ હોય તેમ તેને લાગ્યું હતું. તેને જોરથી બાંધી લેવી જોઈએ એવું મનમાં આવવા છતાં તેણે તેમ કર્યું નહોતું. પણ હવે ઘાઘરો સરકી રહ્યો છે કે શું એવી શંકા જતાં તે ખૂબ ગભરાણી. હાથમાંનાં વાસણ નીચે મૂકીને ઘાઘરાની ગાંઠ બરાબર બાંધી લેવી જોઈએ, એમ ક્ષણભર તેને થયું; પણ તે જ વખતે પાછળ મશ્કરી કરી રહેલ ટોળકીની યાદ આવતાં તેણે એ વિચાર રદ કર્યો અને એમ જ બે ડગલાં આગળ ચાલી.પણ તેને લાગ્યું હતું તેમ જ થયું. તેનો સાટીનનો ઘાઘરો એકાએક સરવા લાગ્યો અને અડધી સેંકડમાં તો તેના પગ આગળ આવી પડ્યો. બંને હાથ ગાગર અને બાલદી વડે રોકાયેલા હોવાથી તે કાંઈ જ કરી શકી નહીં. ગામડાંના રિવાજ પ્રમાણે ઘાઘરાની અંદર બીજું કોઈ વસ્ત્ર તેણે પહેરેલું નહોતું. રોશનની આબરૂ એક ક્ષણમાં ઉઘાડી પડી ગઈ અને આંખની પાંપણ ફરકે તે પહેલાં તો તેણે પાણીથી ભરેલાં વાસણ નીચે ફેંકી દીધાં અને એકદમ જમીન પર બેસી ગઈ. બન્ને હાથે મોઢું ઢાંકી દીધું. તે રડવા જેવી થઈ ગઈ. શું કરવું તે જ એને સમજાતું નહોતું.

કોઈ સિનેમામાં ક્ષણાર્ધમાં એક લંપટ દશ્ય દેખાઈને અલોપ થઈ જાય તેવું જ પાઇપ પર બેઠેલા એ મવાલીઓને લાગ્યું. એટલી વારમાં તેમની નજરે જે કાંઈ જોયું, તેના પર તેમને વિશ્વાસ બેસતો નહોતો. એક સાવ નાગી છોકરી, માખણ જેવા શરીરવાળી એક સંપૂર્ણ નગ્ન છોકરી તેમની આંખોને દેખાઈ હતી. ક્ષણભર બધા લોકો મોઢું વકાસીને જોઈ જ રહ્યા હતા. પછી સૌથી પહેલાં શામુએ સીટી મારી; પીઠામાં બેસીને સીટી મારે તેમ આનંદભેર સીટી મારી, અને બધાને ભાન આવ્યું. બધાને જુસ્સો આવ્યો. પાઇપ પરથી ટપોટપ કૂદકા મારીને એ લોકો નીચે ઊતર્યા અને નાચવા લાગ્યા, ગાવા લાગ્યા. શરમ અને બીકથી બેભાન થવા આવેલી રોશનની આસપાસ વીંટળાઈ વળીને તેમણે તેની ગંદી મજાક કરવી શરૂ કરી. તેઓ જેમજેમ નજીક આવવા લાગ્યા તેમતેમ રોશન ગભરાઈને જમીન પર વધુ ને વધુ ઝૂકવા લાગી. ઘાઘરાનો છૂટી ગયેલો નેફો બન્ને

હાથે પગ અને શરીરની આજુબાજુ જેમતેમ વીંટાળી રાખવાની મહેનત કરતી તે ચીંથરાની જેમ હાથપગ પેટમાં ખોસીને, માથું નીચું ઢાળીને પડી રહી. વિટંબણા અને બેઆબરૂપણાનો આ હુમલો એ અણજાણી, કુમળી છોકરી માટે અસહ્ય બની ગયો હતો.

ત્યાં તો પાછળથી સકીના દોડતી આવી. રસ્તામાં પાણી ભરવા જતી એકબે બાઈઓએ જ ઝડપથી જઈને પોતાની ઝૂંપડીમાંથી ફાટેલાંતૂટેલાં કપડાં આણ્યાં. એક ઘરડા ભૈયાએ પોતાના ખભા પરનો લાલ કટકો સકીના તરફ ફેંક્યો અને તે મોઢું ફેરવ્યા વગર જ મૂંગો મૂંગો આગળ ચાલતો થયો... બાઈઓને ભેગી થયેલી જોતાં શામુની ટોળકી ભાગી ગઈ.

સકીના પણ રડવા જેવી થઈ જતાં વાંકી વળી અને રોશનને ઊભી કરતાં બોલી –

"રોશન બેટી! શું થયું બેટી? કોણે સતાવી તને? ઊઠ, ઊઠ બેટી!"

ત્યાં સુધીમાં તો બીજાં સાત-આઠ સ્ત્રીપુરુષો આજુબાજુ ભેગાં થઈ ગયાં હતાં. કુતૂહલથી જોતાં ઊભાં રહ્યાં હતાં...

પછી બધું બળ એકઠું કરીને રોશને મોઢું ઊંચું કર્યું. ઘાઘરાને ભેગો કરીને તેણે બન્ને હાથે કમ્મર આગળ જોરથી પકડી રાખ્યો અને કાકીની આંખ સાથે આંખ મેળવ્યા વગર જ તે જેમતેમ કરીને ઊભી થઈ – "ઓ કાકી રે..." એવો આર્ત ચિત્કાર કરીને તે સહેજ વાર ઊભી રહી અને પછી એકદમ સૂઝી તે દિશામાં દોડતી ભાગી! આગળપાછળ જોયા વગર તે જીવ લઈને નાઠી. ઢીલો થયેલો પોતાનો ઘાઘરો ભૂલમાં છૂટી ગયો અને આખી દુનિયાએ પોતાને નાગી જોઈ, હવે પોતે બેઆબરૂ થઈ, પોતે ભ્રષ્ટ થઈ, જીવવાની લાયકાત હવે રહી નહીં, એવો ભ્રમ થતાં તે ગામડાંની છોકરી સીધી માહીમની ખાડીની દિશામાં ભાગી છૂટી...

અને માણસોનું મોટું ટોળુ પોતાની પાછળ દોડતું આવે છે એનો ખ્યાલ આવતાં જ તેણે ભાન ભૂલીને સીધો ખાડીમાં કૂદકો જ માર્યો....

# 6

રોશનને બહાર કાઢી ત્યારે તેના પેટમાં સારું એવું પાણી ગયું હતું. તે ખૂબ જ ગભરાઈ ગઈ હતી. સકીનાના પણ હાથપગ ગળતા હતા. રોશનને ઊંચકીને ઝૂંપડીમાં આણી ત્યારે ગંગાએ જ વધુ મહેનત તો કરી. આજુબાજુનાં મરદો અને બાઈઓ ઊભાંઊભાં તમાશો જોયા કરતાં હતાં, પણ ગંગાએ આગળ આવીને રોશનની સારવાર શરૂ કરી. તેને કામળામાં વીંટાળીને તેના પેટ પર વજન આપીને, તેના પેટમાંનું પાણી ગંગાએ બહાર કાઢ્યું. તેને ભાનમાં આણી. એ દિવસથી ગંગાનું સકીનાને ઘેર આવવું-જવું વધી ગયું. ગંગાની ઝૂંપડી ખાડીના બીજા ભાગમાં હતી. છતાં જ્યારે વખત મળે ત્યારે સકીના પણ ગંગાને ઘેર જતી.

આજે તે ગંગાને ઘેર ગઈ ત્યારે ગંગા એકલી બેઠીબેઠી રડતી હતી. સકીના આગળ વધી ને તેણે જોયું, ઝૂંપડીમાં ગંગાના ત્રણ છોકરાંમાંથી એકે હાજર નહોતું. લંગડો વર પણ ક્યાંય દેખાતો નહોતો. તેણે ગંગાની પાસે જઈને પૂછ્યું :

''ક્યા હુઆ ગંગા... કેમ રડતી છે ?''

''શું કહું તને મારી બે'ન! આજે જયા ઘરમાંથી ભાગી ગઈ.''

''કોની સાથે ?''

''શામુ પેન્ટરની સાથે.''

''હાય બાપ... હવે ?''

''હવે શું ? ઈનો બાપ ગ્યો છે પોલીસ ચોકી પર ફરિયાદ કરવા... સાથે ભીખોય ગ્યો છે... પણ ઈનો શું ભરોસો ?... લંગડા બાપને ઊભો મૂકીને ઈ તો હાલતો થાય એવો છે છાણ ખાવા, કોક દોસ્તાર રસ્તામાં મળી જાય તો. ઈ જ બે'નનો ઈ નાલાયક ભાઈ... શું કહું તને સકીનાબાઈ, આ બે છોરાં જન્મ્યાં ત્યારથી મારે માથે કરી છ ઈમણે! આ રાંડ જયા... હવે બાવીસ વર્ષની થઈ પણ હજી તો ઊગીને ઊભી થઈ ત્યારથી જ આવા છિનાળીના ધંધા કરવા લાગી ગઈ'તી. બાપ લંગડો. ભીખલો તો આખો દી રખડ્યા કરે ઘર બા'ર. નાનો સાયબૂ ને રતન ઈ તો હજી બચ્ચાં કહેવાય. સૌનાં પેટ ભરવા માટે હું આખો દી મજૂરી કરું છ. પણ ઈને તો હાળાંવને કાંઈ પડી જ નથી.... આખી ઝૂંપડપટ્ટી ઊંધીચત્તી કરી નાખી ગયાં પાંચ વર્ષમાં બાઈ... શું કહું બાઈ મારી! તારા જેવી બાઈને

કહેતાંય લાજ આવે છે પણ જયા પોતે કાંઈ આવી વંઠેલ નહોતી. બાઈ માણહને પોસાય નઈં એવી બુદ્ધિ આપી ભગવાને... હવે ઈ પેન્ટર સાથે ચાલી ગઈ. છેલ્લા ચાર દી'થી મારી સાથે તરકાર કરતી'તી. કે'તી'તી હું તો લગન કરવાની છું ઈની સાથે... મને ફરમિસન દે. મેં કીધું : હાય હાય! ઈ મોવાલી સિવાય બીજો કોઈ દેખાતો જ નથી તને? તો લાજ વગરની કહેવા લાગી... તેની સાથે મને પરેમ થઈ ગ્યો છે. હું ઈની જ સાથે લગન કરીસ. નીકર ટ્રેન નીચે પડતું મેલીને જીવ આપી દઈસ. બાપ એક તો લંગડો ને પાછો દીકરીની વાતમાં વધારે મોળો – નીકર તો ઈ રાંડની હિંમત જ કેમ ચાલે? મેં 'ના' પાડી તો કહે કે 'ભાગી જઈશ' અને છિનાળ તો ખરેખર ભાગી ગઈ! હવે ગ્યો છે બાપ ખોડંગાતો પોલીસ ઠેસને... પણ મનમાં તો ઈય રાજીનો રેડ થઈ ગ્યો છ દીકરી ભાગી ગઈ એટલે...."

"કેમ? દીકરી ઈને નથ ગમતી કે શું?"

"નો શું ગમે! પણ ઈય સાલો હરામી છે. આખ્ખો દિવસ ઘરમાં ને ઘરમાં જ ગુડાણો રહે છે. કારખાનામાં ઈનો પગ કપાઈ ગ્યો ઈ વાતને પંદર વરહ થવા આવ્યાં. તે દીથી હું જ લોકોનાં ઠામડાં ઘસીને ઈ મડાનું પેટ ભરું છું. પાછા ઉપરથી દારૂ ઢીંચવાના પૈસા રોજ માગે. ને ઈની કમાણી શું? તો કે દર વર્ષે એક છોકરું – મારી બાઈ! મારે માથે વિતાડવામાં એણે કાંઈ બાકી રાખી નથી. મારી તબિયત આવી લાશ થઈ ગઈ. ઈનું કારણ શું? અરે! લગન થયાં ત્યારે તો આ ઘોડબંદર રોડ પર દોડતી લૉરી જેટલી તાકાત હતી મારા શરીરમાં... દેખાવડીયે એવી કે કામ પર જાતી ત્યારે મુકાદમ ઉપરથી નીચે ના જોતો... પણ આ પચી વરહમાં આ હાલ થઈ ગ્યા. ગૂણપાટ જેવી ચાળણી થઈ ગઈ. મારા અંગની. અને હવે નસીબમાં આ જોવાનું આવ્યું! સોના જેવી છોકરી પાઇપ પરના મવાલીનો હાથ પકડીને ચાલતી થઈ." – આટલો વખત બોલવાને લીધે થંભી ગયેલો તેનો રડવાનો આવેગ ફરી જોરથી ધસી આવ્યો અને ગંગા જોરજોરથી રડવા લાગી. સકીના તેની પીઠ પર હાથ ફેરવતી રહી... શું બોલવું એ જ તેને સમજાતું નહોતું.

ત્યાં જ બહારથી ગંગાનો વર કિશન અને છોકરો ભીખો – બન્ને આવી પહોંચ્યા. કિશને હાથમાંની લાકડી ઝૂંપડીમાં મૂકી અને ભીંતનો આધાર લઈને અંદર આવતાં તે બોલ્યો –

"પોલીસમાં કંપ્લેન આપી આવ્યો –"

"શું કીધું પોલીસે?"

"અરે મા! તું શું એમ માને છે કે પોલીસને પગાર મળે છ ઈ તારી છોકરીને શોધવા સારુ મળે છ?" ભીખો વચમાં જ બોલી ઊઠ્યો. "પોલીસનેય તે જયાની ચાલચલગતની બધી ખબર છે–"

"તું ચૂપ મર" – કિશને છોકરાને ધમકાવ્યો. "ઈ પોતાની મેળે જ પાછી આવશે એમ પોલીસે કીધું."

"સાંભળ, સકીનાબાઈ, સાંભળ આ વાત! હવે તું જ કહે એમ તે કાંઈ છોકરી આવતી હશે પાછી ઘરે? અને આવશે તોય છ મહિનાનું પેટ લઈને આવશે તો કોણ સંઘરશે ઈને?" ગંગાને ફરી રડવું આવ્યું. ચીડ અને નિરાધારતાની આ દશામાં રડવા સિવાય તે બીજું કરી પણ શું શકે?

"છાની રે' ગંગા, કાંક તો રસ્તો નીકળી રહેશે આમાંથી. છોકરી તો છે જ નાદાન. આવશે ઘરે પાછી, આજ નહીં તો કાલ." કાંઈક તો બોલવું જોઈએ એટલે સકીના બોલી. પણ તેય મનથી તો હારી ગઈ હતી. બેઠાંબેઠાં તેની આંખ આગળ જુદું જ દૃશ્ય દેખાવા લાગ્યું. એ અજાણતાં જ જયા અને રોશનની સરખામણી કરવા લાગી. ખાડીમાં કૂદી પડી તે દિવસથી રોશન ઘરની બહાર ખાસ નીકળતી જ નહોતી. પણ ગંગાની જયા લગભગ રોજ સકીનાને ઘેર આવતી-જતી થઈ હતી. રોશનની સાથે તે કલાક-કલાક વાતો કરતી બેસી રહેતી. જયાની ચાલચલગત સકીનાને બહુ ગમતી તો નહોતી જ પણ છોકરીની જાત છે ને.... રોશનનેય તે કોક બે'નપણી તો જોઈએ જ ને... ખાલી એ એની દોસ્તી બહુ ગાઢ ન થઈ જાય એટલું ધ્યાન રાખીએ તો બસ. એવો તેણે મનમાં વિચાર કર્યો હતો. પણ ચાર દિવસ પહેલાં જ રોશન જયાની સાથે સિનેમા જોવા ગઈ હતી તે એને યાદ આવ્યું. જે જયાની સાથે રોશન સિનેમા જોવા ગઈ હતી એ જ જયા આજે એક મવાલી માણસની સાથે ભાગી ગઈ આ વાતનો ખ્યાલ આવતાં જ સકીના થોડી બેચેન થઈ ગઈ. એકાએક તેને 'ઘરે જાઉં તો સારું' એમ થઈ આવ્યું. ઘરે જઈને એકવાર સગી આંખે રોશનને જોઈ લઉં પછી નિરાંત એમ વિચારી તે બોલી –

"ગંગા, હવે જાઉં છ બાઈ! કાલે પાછી આવીશ. તું બેઠી બેઠી જીવ ના બાળતી મારી બાઈ! આજ નહીં તો કાલ જયા પાછી આવશે. અબ્બાસના બાપા આવે એટલે એમનેય હું કહું છું જયાની તપાસ કરવા" – અને સકીના ઉતાવળે પગલે બહાર પડી.

સકીના ગઈ એટલે ગંગા પણ ઊઠી. ત્યાં તો બે નાનાં છોકરાંની યાદ આવતાં તેણે ભીખાને કહ્યું :

"જો તો ખરો, રતન અને સાયબૂ ક્યાં ગ્યાં છે –"

"મને ટાઇમ નથી! હું કામ પર જાઉં છું. –"

"કામ પર? કામ વળી ક્યારથી મળ્યું તને?" કિસને પૂછ્યું.

"ઈ જાણીને તમને લોકોને શું કામ? મારે કામ પર જવાનું છે – "

"અને છોકરાંને કોણ શોધશે?"

ત્યાં તો આઠ વર્ષની રતન અને પાંચ વર્ષનો સાયબૂ રાજગરાના લાડુ ખાતાંખાતાં

ઝૂંપડીમાં દાખલ થયાં.

"મા, જો જો! કેટલા લાડુ મળ્યા!"

"કોણે આપ્યા લાડુ? પૈસા ક્યાંથી કાઢ્યા?"

"આપણી વસ્તીમાં રોજ પેલો ભૈયો આવે છે ને! તેની સાથે મારામારી કરી પાઇપ પરના લોકોએ. તેને ખૂબ માર્યો અને તેના બધા લાડુ જમીન પર વેરણછેરણ કરી નાખ્યા. બધા લોકો પછી હાથમાં આવ્યા એટલા લાડુ લઈ ચાલતા થયા – અમે પણ ચાલતા થયા – મેં એક ને સાયબૂએ પણ એક લાડુ –" રતને કહ્યું.

"સાલા આ પાઇપ પરના મવાલીઓને કોઈ મળતો જ નથી પાવરબાજ! રોજ સાલા કોઈને ને કોઈને સતાવે છે. ગરીબ ભૈયાને મારીને શું હાથમાં આવ્યું સાલાઓના–" કિસન બોલ્યો.

"તને ક્યાં ખબર છે ભૈયાની હરામખોરીની! તું તો કાં આખો દિવસ ઘરમાં ને કાં માછલી પકડતો ખાડીમાં બેસી રે'છ! પણ હું તો બેઠો હોઉં છું ને પાઇપ પરની કમ્પનીમાં. સાલો ઈ ભૈયો બહુ ફાટ્યો હતો. પાઇપ પર બાઈમાણસ પાણી ભરવા આવે ત્યારે જ રોજ લંગોટ પહેરીને અંઘોળ કરવા ઘૂસતો'તો – બાઈઓના શરીર સાથે શરીર ઘસતો! રોજ ને રોજ આ જ તમાશો! બરાબર લાગ જોઈને ફિરકી મારી અમારી કમ્પનીએ" – ભીખાએ સવિસ્તર માહિતી આપી.

"આવાં બધાં ઉફાંદ કરવાનો તને ટાઇમ છે ને બે'નની તપાસ કરવાનો – "

"હવે જવા દે ને ગઈ તો! રેશનના આ કડકા દિવસોમાં એક માણસ કેટલું ભારે પડે છે ઘરમાં!" ભીખાએ ખીસામાંનો કાંસકો કાઢીને વાળ ઠીક કર્યા. ટાઇટ પેન્ટને ખેંચીને વધુ ટાઇટ કર્યું. કમ્મરને વળાંક આપીને તે વાંકો થયો અને નીચી ભીંત પર લટકાવેલા અરીસામાં જોતાંજોતાં તેણે ગાલ પરનો પાકેલો ખીલ ફોડી નાખ્યો. અંદરનો સફેદ બિયો નખ પર લઈને એક વાર તેની તરફ જોયું અને એ કાંઈક બડબડતો બહાર નીકળ્યો. જતાં જતાં બોલ્યો :

"આઈ! આજ રાતના હું આવવાનો નથી – આજે રાતપાળી છે – "

"અરે પણ મૂઆ! તેં ક્યાં નોકરી લીધી છે એ તો કહે તારાં મા-બાપને –" ગંગાએ દરવાજામાંથી બૂમ પાડી.

એ વીસ વર્ષનો છોકરો પાછો વળીને દાંત કાઢીને હસ્યો. પછી તેણે બન્ને હાથ ખિસ્સામાં નાખ્યા. મોઢામાં સીટીનું ગીત ઘુમરાવતો તે હીરોની જેમ ચાલવા લાગ્યો. ચાર ડગલાંમાં તેણે ઘોડબંદર રોડ પાર કર્યો અને જોતજોતામાં તો તે અલોપ થઈ ગયો.

"તેં શું કીધું પોલીસવાળાને –" એક પગ ઝૂંપડીની અંદર ને બીજો પગ ઝૂંપડીની બહાર રાખીને ગંગાએ પોતાના વરને પૂછ્યું. "પોલીસે 'પત્તો મેળવી આપશું' એમ તો

કીધું કે નંઈ?"

"અરે! તને સાચું કહું તો તું તો માનવાની જ નહીં. ને જયા હવે નાની નથી. એટલે એની સામે પોલીસમાં કંપ્લેન થઈ શકે તેમ નથી. છોકરી ઉમ્મરલાયક થાય પછી કાયદો તેની આડે આવી શકે નહીં. માણસે જ આવા કાયદા બનાવ્યા છે એમાં આપણે શું કરીએ?"

"હું ઈમાં કાંઈ સમજું નંઈ. તમે છોકરીની બાબતમાં શું નક્કી કર્યું છે તે કહી દો – આબરૂ કાંઈ મારી એકલીની નહીં જાય –"

"જો આબરૂની વાત આ ખાડીમાં કોઈને પણ પચી નથી આજ સુધી. આ ખાડીને જ બેઆબરૂનો રોગ લાગુ પડ્યો છે. આ ખાડીના પાણીનું દરેક મોજું કહેતું હોય છે... અહીં કોઈ આબરૂદાર નથી, ઇજ્જતદાર નથી, કોઈ અહીં આબરૂ સાથે જીવી શકે તેમ જ નથી. તને ભરોસો ન પડતો હોય તો ડોસા સરજૂ કોળીને પૂછી જો... અમે બન્ને કાલે જ રોડ પર બેઠા હતા – ખાડીમાંથી માછલાં પકડવા. તેને ચાર માછલી મળી. મેં બે જ પકડી. મેં તેને પૂછ્યું, "સરજૂ! એક જ પાણી, દોરી એક જ. ફક્ત તું ને હું જુદાજુદા. તને ચાર અને મને બે જ એવું કેમ?" આ સાંભળી ઘરડો સરજૂ બોલ્યો : "આ ખાડીની રીત જ એવી છે. તું લંગડો-પાંગળો છે ને! એટલે તારું નસીબ વધારે ખરાબ! આ ખાડીમાં તું જેટલો નીતિથી ચાલીશ તેટલો વધુ ઊંડા ખાડામાં પડીશ. એક વાર આબરૂ વેચી કે તરત તારી ચડતી શરૂ થશે" સરજૂએ તો આ જ ખાડીમાં સિત્તેર ચોમાસાં જોઈ નાખ્યાં છે. તે કહે તે ખોટું કેમ હોય? આપણી જયા ભાગી ગઈ... પણ કહે તો ખરી, કોની ઝૂંપડી પર ડાઘ નથી? દરેક ચૂલા પર ધુમાડો છે અને દરેક પાથરણામાં માંકડ છે અહીં તો. તું તો કાંઈ બોલતી જ નહીં."

"પણ જયાનું શું – " હજી ગંગાના શબ્દોમાં હઠ હતી.

"ઈ ગઈ તે છૂટી ગઈ એમ જ માન. શામુ પેન્ટર એમ તો સારો માણસ છે, હોશિયાર છે. તેને હેરાન નહીં કરે – તું હવે ઈ લપ છોડ. –"

"હું જાતે જાઉં છું પોલીસ ઠેસન પર. ચાલો છોકરાંવ, મારી સાથે – "

ગંગાએ કિસનનો નિરર્થક બબડાટ સાંભળી લીધો અને પગ આગળ ઊભેલાં બાળકોમાંથી રતનને સાયબૂની કાખમાં આપી અને સાયબૂને પોતાની આંગળી ઝાલી ચલાવતી તે તરત જ ઝૂંપડીની બહાર નીકળી.

લંગડો કિસન ઝૂંપડીમાં એકલો જ રહ્યો. તેણે પેટીમાંથી બાટલી કાઢી. કડી તૂટેલો એક કપ કાઢ્યો અને તે પીવા લાગ્યો. હાથભઠ્ઠીના ચાર ધગધગતા ઘૂંટડા પેટમાં જતાં જ તેની આંખ ઘેરાવા લાગી. ઘરમાં બૂમલાં(સૂકી માછલી) છે કે નહીં તે શોધવા લાગ્યો–

# 7

જયા પહેરેલે કપડે શામુ સાથે ભાગી નીકળી ત્યારે તેણે મનમાં જેવી કલ્પના કરી હતી તેવું શામુનું ઘર નહોતું. સાન્તાક્રૂઝની ગોળીબાર વસ્તીમાંની એક દોસ્તારની ખોલીમાં તે રહેતો હતો, અને જયાને તે આ જ ખોલીમાં લઈ આવ્યો હતો. જયા અને શામુ એ ખોલીમાં આવ્યા કે તરત અંદર ખાટલા પર આડો પડેલો શામુનો દોસ્ત ઝડપથી ઊભો થયો. એક આંખ જયાના શરીર પર ફેરવી લઈને તેણે કપડાં બદલ્યાં અને પગમાં અણીદાર બૂટ પહેરીને એ બહાર ગયો. જતાં જતાં શામુને આંખ મારીને કહેતો ગયો : "શામુ, છેવટે તું લાવ્યો ખરો તારી રાણીને અહીંયાં – સારું સારું. હું ખાલી કરી આપું છું આ જગા....તમે બન્ને જણાં મજા કરો." અને પછી સિનેમાના મેહમૂદની જેમ શરમાતો એ જયા તરફ જોઈને બોલ્યો : "ભાભી! તમારું જ ઘર માનજો. શામુકા હમ જિગરી દોસ્ત હય –"

એ બારણાંની બહાર ગયો કે તરત જ શામુએ ખોલીનું તકલાદી બારણું ઝડપથી બંધ કરી દીધું અને બીજી જ ક્ષણે જયાને ભેટી પડ્યો – એ વખતે જયાએ તેને દૂર ધકેલ્યો અને ગુસ્સાથી તે બોલી,

"શામુડા ! આ કોનું ઘર છે?"

"કોનું એટલે? આપણું વળી – તારું ને મારું –"

"તો પછી આ હમણાં ગયો તે કોણ હતો?"

"એ તો ચંદર હતો – મારો દોસ્ત –"

જયા ક્ષણભર વિમાસણમાં પડી ગઈ. તેની નજર એ એક ઓરડીની ઝૂંપડીમાં ફરી વળી. અહીંતહીં ટાંગેલાં બેચાર મેલાં કપડાં, ખૂણામાં પાણીનું માટલું, ને તેના પર ઍલ્યુમિનિયમનો એક ગ્લાસ. બીજા ખૂણામાં હાથભઠ્ઠીના દારૂની અડધી ભરેલી બાટલી.... અહીંતહીં પડેલાં સિગારેટનાં ઠૂંઠાં, રંગના રેલાવાળા પાંચ-છ ડબ્બા, એકાદ ડબ્બામાંથી ડોકાતું બ્રશ આવી ફાલતું પડેલી ચીજો જયાએ પોતાની નજરમાં નોંધી લીધી અને તે પછી બોલી : "આવા ઘરમાં લાવ્યો છ તું મને સંસાર માંડવા? અહીં તે કેમ કરી રહેવાય? નથી વાસણ-કૂસણ, નથી ચૂલો, અરે સ્ટવ પણ નથી!"

જયાને ભેટી પડીને અને તેના ગળામાં હાથ વીંટાળીને શામુ બોલ્યો :

"જયા, મારા હૃદયની રાણી! આમ ગુસ્સે થા મા! આજનો દિવસ ધીરજ રાખ... કાલે તું કહીશ એ બધું જ લાવી આપીશ તને...."

"કાલે કેમ? આજે જ કેમ નહીં?"

"આજે મારી પાસે પૈસા નથી. કાલે આવવાના છે એક ઘરાકના બસ્સો રૂપિયા. એ પૈસા આવશે એટલે તું કહીશ તેટલાં વાસણ, સ્ટવ, કપડાં, અનાજ, મસાલા, શાકભાજી... તું કહીશ તે બધું લાવીને મૂકીશ આ ઘરમાં...તારે કાંઈ કંપ્લેન કરવાની નહીં રહે."

"ખરેખર?–" જયાએ પૂછ્યું. તેના અવાજમાં હજી અવિશ્વાસ ડોકાતો હતો.

"તારા ગળાના સમ." – અને શામુએ તેને ફરી પોતાની નજીક ખેંચી. તરત જ વિરોધ કર્યા વગર જયા તેની બાથમાં સમાઈ ગઈ. શામુએ ઉતાવળા થઈને તેને હળવો ધક્કો મારી ખાટલા પર સુવડાવી દીધી. પણ તરત જ સાવધ થઈને તે બોલી :

"શામુ!" તારા આવા ધંધા હું ચાલવા દેવાની નથી! તારી સાથે ભાગી આવી છું ખરી. પણ લગન નથી થયાં તારી સાથે હજી મારાં... મારા શરીરને અડવાનું નથી હજી તારે...."

"વાહ રે વાહ! તો અહીં મારી સાથે આવી શા માટે? – " શામુએ હજી તેને પોતાની બાથમાંથી છોડી નહોતી.

"આવું નહીં કરવાનું શામુ! આપણે કોઈ મંદિરમાં જઈએ! મહારાજને બોલાવીને લગન કરી લઈએ. ને પછી કર તારે જે કરવું હોય તે બધું... " બોલતાંબોલતાં જયાની નજર ઢળી પડી.

"એમ વાત છે? તો ચાલ હમણાં જ જઈએ ગામદેવીના મંદિરમાં.... ત્યાંનો પૂજારી મારો ઓળખીતો છે."

"પણ આપણને કોઈ જોઈ જશે તો..."

"કોઈ નથી જોઈ જવાનું. કાલ તો તું જ કહેતી હતી ને – કોઈ આપણી આડે આવશે તોય હું ગભરાવાની નથી... હવે કેમ ડરે છે?"

"એવું તો નથી. છતાં થોડી બીક લાગે છે... શું કરું?"

"તારે બીવાની જરાય જરૂર નથી. સાન્તાક્રૂઝની ચૂનાભઠ્ઠીની આખી ગૅંગ મારી જ છે. ચાલ હમણાં જ જઈ આવીએ મંદિરમાં." શામુ ધીરજ ધરી શકે તેમ નહોતો.

જયાએ કપડાં ઠીકઠાક કર્યાં. અને તે શામુની સાથે બહાર નીકળી.

ચૂનાભઠ્ઠીના ગામદેવીના મંદિરમાં એ વખતે ભક્તોની ભીડ નહોતી. પૂજારી પાછળ કઠેડાને અઢેલીને એકલો બેઠોબેઠો ચલમ ફૂંકતો હતો. વચમાંવચમાં ઝબકી જઈને પાછળથી પસાર થતી લોકલ ટ્રેન તરફ તાકી રહેતો હતો. શામુએ તેની પાસે જઈને થોડી વાત કરી. તરત જ ઊભો થયો. ત્યાં સુધીમાં તો જયા હાથ જોડીને અને આંખ મીંચીને

દેવીની સામે ઊભી રહી ગઈ હતી....

પંદર મિનિટમાં તો પૂજારીએ એ બન્નેનાં લગ્ન કરાવી દીધાં. અને તે બોલ્યો : "દેવીકો પ્રણામ કરો ઔર સીધા ઘર જાવ! અબ તુમ પતિપત્ની બન ચૂકે –"

શામુએ દસની એક નોટ પૂજારીના હાથમાં સરકાવી દીધી અને દેવીને હાથ જોડ્યા. તેની બાજુમાં ઊભા રહીને દેવીને નમસ્કાર કરતાં જયાએ હળવેથી પૂછ્યું : "શામુ! ગળામાં પહેરવાનું મંગળસૂત્ર ક્યાં છે?"

"લઈએ છીએ હમણાં બજારમાં જઈને... ચાલ જલદી દેવીને પગે લાગીને પતાવને..."

જયા તો હૃદયપૂર્વક દેવીને પગે પડી. પૂજારીએ તેના કપાળે કરેલા કંકુના ચાંદલા પર હળવેથી તેણે એક વાર હાથ ફેરવ્યો અને પછી તે શામુની પાછળપાછળ મંદિરમાંથી બહાર આવી.

શામુ તેને લઈને સાન્તાક્રૂઝની બજારમાં આવ્યો અને દોઢ રૂપિયાની કિંમતનું એક ખોટા સોનાનું ચમકતું મંગળસૂત્ર ખરીદીને તેના ગળામાં પહેરાવ્યું. વચમાં બે સોનેરી મણકાવાળી એ કાળી સેર ગળામાં પડતાં જયાએ તરત જ શામુનો હાથ પકડ્યો અને ઉત્સાહથી ઊભરાતા આઠેય અંગે તે બોલી : "શામુ, હવે હું તારી ખરેખરી વહુ થઈ–! આમ જો તો, લાગુ છું ને હવે તારી વહુ જેવી?"

શામુએ તેનો હાથ તેમ જ પકડી રાખ્યો અને પછી તેને આંખ મારીને કહ્યું : "હવે પહેલાં ઓરડી પર ચાલ! પછી જોઉં તું કેવી મારી–"

શામુની પાછળપાછળ તેની ઓરડીની દિશામાં ચાલતાં જયા જાણે જમીન પર ચાલતી નહોતી, પણ હવામાં ઊડતી હતી....

# 8

'કાલે જ વાસણકૂસણ ને ઘરવખરી લાવી દઈશ' એમ કહેનાર શામુએ કેટલાય દિવસ વીતી ગયા છતાં એક માટીનું માટલું સુધ્ધાં ઘરમાં આણ્યું નહીં. તેના ઘરાક પાસેથી આવવાના બસ્સો રૂપિયા પણ જયાએ ક્યારેય જોયા જ નહીં. રોજ સવારે સામેના મદ્રાસીની ઝૂંપડા જેવી હોટલમાંથી શામુ ચા અને પાંઉ મગાવી લેતો... બપોરે પણ ત્યાં જ ક્યારેક દાળ-રોટલી તો ક્યારેક ઉસળ-પાંઉ ઉધાર માગીને લઈ આવતો. જયા સાથે 'લગ્ન' કરીને આવ્યા પછી પહેલા સાત-આઠ દિવસ તો તે ઓરડીની બહાર ખાસ નીકળ્યો જ નહીં. એટલા દિવસમાં તો તેણે જયાને વીંખીપીંખી નાખી, પણ જયાને ખાસ વહેમ આવ્યો નહોતો.... તેના બોલ પર જયાને વિશ્વાસ હતો. ચંદર રોજ એકાદ આંટો મારી જતો. પોતાને ખર્ચે તે ખાવાપીવાનું મંગાવતો. શામુની સાથે વાત કરતી વખતે પણ તે જયા તરફ તાકીને જોઈ રહેતો. વારંવાર તે જયાને કહ્યા કરતો : ''તું તો સિનેમાની હિરોઈન જેવી લાગે છે.'' પછી શામુ પોતે જ જયાને ધક્કો મારી ચંદર તરફ ધકેલતો. તો વળી ક્યારેક શામુ, ચંદર અને તેના બીજા દોસ્તો ઓરડીમાં ભેગા થતા. હાથભઠ્ઠીના દારૂની ઉજાણી કરતા... મનમાં આવે તેમ બેફામ બોલતા.... જયાની પણ ગંદી મશ્કરીઓ કરતા... જયા મૂંગી મૂંગી ઝૂંપડીની બહાર જઈને બેસતી... તેના માના ઘરના વિતાવેલા દિવસો યાદ આવી જતા. કેટલી બધી આશા લઈને તે ઘર છોડીને શામુની પાછળપાછળ ચાલી નીકળી હતી! શામુએ કેવીકેવી વાતો કરી હતી! પિત્તળ અને સ્ટીલનાં ચમકતાં વાસણોની હાર, અભરાઈ પર વ્યવસ્થિત ગોઠવેલા રંગેલા ડબ્બા, સરસ મજાનો સ્ટવ, સવારે કામ પર જતા શામુને ગરમગરમ ભાત ને રોટલી પીરસતી ને તેને સાથે નાસ્તાનો ડબ્બો બાંધી આપતી જયા – તેની આંખ આગળ આ બધું તરવરી રહેતું. રોજ નાહ્યા પછી સાંઈબાબાના ફોટાને ફૂલ ચડાવતી જયા તેની નજર આગળ દેખાતી. ક્યારેક તો તેના ઘરમાં ઝૂલતું પારણું, ઘરમાં અહીંતહીં વેરાયેલાં કચકડાનાં રમકડાં, ફુગ્ગા – આ બધું તેને દેખાતું. સિંધી કૉલોનીમાં કામ કરવા જતી ત્યારે ત્યાંના બ્લૉકોમાં જે વ્યવસ્થિત ઘરસંસાર તેણે જોયેલો તે તેને યાદ આવી જતો અને તેનો જીવ બેચેન બની જતો. ક્યારેક તો મનમાં થતું, ''શામુએ મને ફસાવી છે, તેમ હુંયે તેને ફસાવીને પાછી માહીમની ખાડીમાં માના ઘરે ચાલી જાઉં તો?'' પણ તેનું બળવાખોર મન તરત જ જવાબ દેતું :

"હવે તો પિયરનું નામ પણ નહીં લેવાનું!" ગંગાના તીખા સ્વભાવની તેને બરાબર ખબર હતી. હવે મા તેને ઘરમાં ઘાલે જ નહીં ને! હવે તો શામુની સાથે જ જે થવાનું હોય તે ભલે થાય....

પણ એક દિવસ તો શામુએ જ્યાને માથે કરી. આમે હવે શામુ જ્યાને વાતેવાતે બચકાં ભર્યા જ કરતો. જ્યા પણ વાતેવાતે તેની સાથે ઝઘડી પડતી. તે કહેતી : "મને તેં ફસાવી. મને બરબાદ કરી."

"મેં તને ફસાવી નથી. તું જ સામે ચાલીને મારી જાળમાં ફસાવા આવી હતી. તેં જ તો મને કહ્યું હતું કે મારે તારી સાથે સંસાર માંડવો છે –"

"હા મેં જ કહ્યું હતું! પણ મારે તારી સાથે ઘર માંડવું હતું. આમ તારી સાથે રખાતની જેમ રહેવું નહોતું."

"તો કોણ કહે છે કે રહે? ચાલી જા. હુંય તે તારાથી છૂટીશ...."

"બીજી છોકરીઓ પર લાઇન મારવા કેમ?"

"હું મને ફાવે તે કરીશ – "

"અરે હું તને સીધોદોર જ કરી નાખું ને! લગન કર્યાં છે તેં મારી સાથે –"

"લગન? કેવાં લગન વળી?" શામુ ખડખડાટ હસ્યો અને બોલ્યો : "જો જ્યા! તને હવે ખરી વાત કહી દઉં. તારી સાથે લગન-બગન કર્યાં એ કાંઈ સાચાં નહોતાં...મને તું જોઈતી હતી... અને હુંય તને ગમી ગયો હતો.... હું નહીં તો બીજો કોઈ તને મળ્યો તો હોત જ. તારેય તે ઘર છોડીને ક્યાંક રહેવું તો હતું જ...હવે મારી સાથે આવી છે એટલે હું કહું તેમ કરવું પડશે તારે...."

"હવે વળી શું કરવાનું બાકી રહ્યું છે મારે? તું તો મારો ઓલા ભવનો કોક વેરી લાગે છે...."

"વેરી કહે કે જે ફાવે તે કહે... હું તો છું તે છું... નથી નોકરી, નથી ધંધો... જાહેરાતનાં પાટિયાં રંગવાનું કામ કાંઈ પરમેનન્ટ નથી....તને ઘરમાં લાવ્યો ત્યારથી તો ચાર દમડીયે નથી કમાયો.... એ તો ચંદર છે એટલે ચાલે છે. હવે તે પણ આવવાનો છે અહીં રહેવા – આજથી જ."

"એટલે?"

"એટલે આ ઓરડી પણ તેની છે, મારી નથી. મારી મુશ્કેલી જોઈને તેણે આજ સુધી આપણને રહેવા દીધાં. હવે તે પણ અહીં રહેશે."

"તો આપણે ક્યાં રહેવા જશું?"

"આપણે બી અહીં જ રહેશું... તારે ચિંતા કરવાની જરૂર નથી... જેવો હું તેવો જ ચંદરનેય માનવાનો." આમ કહીને શામુએ તેને આંખ મારી અને તે ફરીથી ખડખડાટ

હસી પડ્યો –

જયાના મોઢામાંથી ક્ષણભર તો શબ્દો જ નીકળી ન શક્યા. શામુ શું કહેવા માગતો હતો તે તેને પહેલાં તો બહુ સમજાયું જ નહીં.

પણ ત્યાં તો ચંદર પોતે જ ત્યાં આવી પહોંચ્યો. ટાઇટ પેન્ટ, વાળનો ગોઠવેલો ફુગ્ગો અને ગાલ પરના ખરબચડા વાળ પર સ્નોનો જાડો થપેડો. ચંદર અંદર આવતાં જ તેના શરીરમાંથી તીવ્ર અત્તરની વાસ ચારેબાજુ ફેલાઈ ગઈ. તેને જોતાં જ શામુ એકદમ ઊભો થયો અને બોલ્યો :

"ચંદર શેઠ! ખોલીનો કબજો લેવા આવ્યા છો કે?"

"તું જેનો કબજો આપીશ તેનો લઈશ." ખીસામાંનો કાંસકો વાળમાં ફેરવતાં અને ભીંતે લગાડેલા નાનકડા અરીસા સામે ઊભા રહેતાં ચંદરે જવાબ આપ્યો. અરીસામાં તેણે પાછળ બેઠેલી જયા તરફ આંખો ખોડી રાખી હતી –

"જયા શું કહે છે તે તો પૂછ–"

"એમાં જયા વળી શું કહેવાની? તારી ઇચ્છા હોય તો જયા કાંઈ થોડી જ ના પાડવાની છે? કેમ ખરું ને જયા?" હવે ચંદર જયાને જયાબે'નને બદલે ફક્ત 'જયા' જ કહેવા લાગ્યો હતો.

"તેં મારી જરૂરિયાત પૂરી કરી તો મારે પણ તારી જરૂરિયાતનું ધ્યાન રાખવું જ જોઈએ ને! સાલા અપનેકું ફ્રેન્ડશિપ તો ટિકાના મંગતા હય –"

બોલતાંબોલતાં શામુએ ચંદરના ટેરીલીનના બુશ શર્ટના ઉપરના ખિસ્સામાંથી દેખાતી દસ-દસની નોટો તરફ જોયું, અને પછી કહ્યું :

"આજે પગાર થયો લાગે છે!"

"હા," ચંદરે નોટો બહાર કાઢી હળવેકથી ગણીને પાછી ખીસામાં મૂકી દીધી.

"તો પછી થોડાક મને આપને ચંદર શેઠ!"

"કેટલા જોઈએ છે? દસ, વીસ, પચાસ?"

"તું આપે તેટલા..."

ચંદરે દસ-દસની બે નોટો શામુના હાથમાં મૂકી. તરત જ શામુએ પગમાં ચંપલ પહેર્યાં અને તે ઓરડીની બહાર નીકળ્યો.

"ચંદર તું રહે જયાની સાથે! હું આવીશ સાંજે ને સાંજે ન આવું તો પછી છેક કાલે!"

અને જયા કાંઈ બોલે તે પહેલાં જ શામુ ત્યાંથી ચાલતો થયો.

ઓરડીમાં સીટી વગાડતો ચંદર અને બહાર તાકી રહેલી જયા – બે જ જણ રહ્યાં.–

શામુ દૂર પહોંચી ગયો છે એની ખાતરી થતાં જ ચંદર અંદરના ખાટલા પર પગ ફેલાવીને આરામથી બેઠો અને જ્યાને કહેવા લાગ્યો – "જ્યા ચા તો મૂક –"

"પણ ચાનો સામાન ઘરમાં હોય તો ને!" શામુ ગયો તે દિશામાં એક સળગતી નજર નાખીને જ્યા બોલી. તે ઊભી થઈ અને ચંદર તરફ પીઠ કરીને બારણામાં ઊભી રહી. ચંદર બેઠો હતો ત્યાંથી જ્યાના પાછળના અંગને જોઈ રહ્યો હતો. જ્યાએ એક જૂનું જરી ગયેલું પોલકું પહેર્યું હતું. વાંસામાં વચમાં થોડો ભાગ ફાટી ગયો હતો અને તેમાંથી તેની બોડીસની પટ્ટી દેખાતી હતી. તેણે અડધા વાળ છોડી નાખ્યા હતા. અને પગ વાંકા કરીને તે ઊભી હતી તેથી તેના આખા શરીરમાં એક મીઠો વળાંક આવી ગયો હતો જે ચંદરની આંખમાં વસી ગયો.

"તો પછી બહારથી ચા મંગાવું, કેમ?"

"ના, ના. તારે પીવી હોય તો બહાર જઈને પી આવ."

"હું એકલો પીવા નહીં જાઉં. તું આવતી હોય તો ચાલ."

જ્યાએ એકાએક પાછા ફરીને ચંદર તરફ જોયું.

"ખરેખર, ખોટું નથી બોલતો હું.... ચાલ આપણે પિક્ચરમાં જઈએ! લીડોમાં રાજકપૂર અને માલાસિંહાનું 'પરવરિશ' ચાલે છે... પહેલાં કોક હોટલમાં જઈને સરસ નાસ્તો કરીએ... પછી પિક્ચર! જોઈએ તો ટૅક્સીમાં જઈએ... ચાલ..." ચંદર ખાટલા પરથી ઊભો થયો અને બોલતાં-બોલતાં જ જ્યાની સામે આવીને ઊભો રહ્યો.

જ્યાના મનમાં ખળભળાટ મચી ગયો. ખરું જોતાં છેલ્લા કેટલાય દિવસથી તેણે સિનેમા જોયો જ નહોતો. માહીમની ખાડીમાં તે રહેતી હતી ત્યારે તેના હાથમાં ચાર પૈસા રહેતા. સિંધી કૉલોનીમાં તે કામ કરવા જતી ત્યાંની શેઠાણીના પગારમાંથી થોડા પૈસા તે રાખતી. મા પણ કોઈ દી તેની હોંશની આડે આવી નહોતી. શામુ ત્યારે જાહેરાતમાં પાટિયાં રંગવાનું કામ નિયમિત રીતે કરતો એટલે તેના હાથમાંય પૈસા રહેતા. અને તે જ્યાને અવારનવાર રૂપિયો- બે રૂપિયા આપતો. શામુની સાથે અહીં આવ્યા પછી તો જાણે વાડામાં મરઘી પુરાઈ હોય તેમ તે પુરાઈ ગઈ. શામુ આખો દિવસ તેને બાઝીને ઝૂંપડીમાં જ પડ્યો રહેતો. ચંદરને લીધે જ જેમતેમ કરીને બન્નેનો નિર્વાહ થતો હતો. પણ તેણે કલ્પ્યા હતા તેવા સુખના દિવસ અહીં આવ્યા પછી જોયા જ નહોતા. શામુની સાથે રહીને પણ હવે તેને ચીતરી ચડવા લાગી હતી. દિવસ ને રાત–ચોવીસે કલાક તેને એક જ વાત સૂઝતી – બીજું કાંઈ સૂઝતું જ નહીં. જ્યાએ શરૂશરૂમાં તો હોંશપૂર્વક તેને સાથ આપ્યો... પછી તો જ્યાને એ વાતનો છેક કંટાળો જ આવવા લાગ્યો હતો. તે જે આશાથી શામુનો હાથ પકડીને અહીં આવી હતી, એ આશા હવે ક્યારેય સાકાર થશે એમ તેને લાગતું નહોતું. અને હવે તો શામુએ તેની સાથે કરેલાં લગનનો જ છેદ ઉડાડી નાખ્યો

હતો. જયાનું મન ભાંગી પડ્યું હતું. શું કરવું એ અંગે તેને કાંઈ સૂઝતું જ નહોતું. અને આવી ક્ષણે ચંદર તેની સામે આવીને ઊભો રહ્યો હતો. કહેતો હતો, ચાલ, સિનેમા જોવા જઈએ, હોટેલમાં જઈએ –

જયાએ ચંદર તરફ તાકીને જોયું. ચંદર દેખાવમાં ગોરોગોરો હતો. તેના ગાલ પર વાળની લાંબી ટીશી હતી. ગળા પરની ગોળ ગોટી કેવી નજરને રોકી રાખે તેવી હતી! ટેરીલીનના બુશ શર્ટની બાંય વાળીને તેણે છેક ખભા સુધી આણી હતી. તેનાં ભરાવદાર બાવડાં આકર્ષક લાગતાં હતાં. ચંદરના શરીરમાંથી આવતી અત્તરની વાસ એકાએક તેના નાકમાં ચોંટી ગઈ. અને તે એકદમ બોલી ઊઠી :

''આવું તો ખરી - પણ – ''

'પણ શું? શામુની બીક લાગે છે?''

જયા કાંઈ બોલી નહીં. એટલે ચંદર તેની ખૂબ નજીક આવીને કાનમાં ફૂંક મારતો હોય તેમ બોલ્યો –

''શામુ કંઈ નહીં કરે. તેની ચિંતા ન કર. ફક્ત તું ખુશ રહેવી જોઈએ... તેણે જ મને કહ્યું છે. સાંઈબાબાના સમ – અને તેણે એકદમ પોતાનો હાથ જયાના ખભા પર મૂક્યો. ચંદરના શબ્દો સાંભળતાં જ અને સહેજ ગરમ હાથનો સ્પર્શ થતાં જ જયા ક્ષણભર આખા શરીરે ધ્રૂજી ઊઠી. ત્યાં જ ચંદર ઉતાવળે બોલ્યો : ''ચાલ, મોડું થાય છે – પછી ટિકિટ નહીં મળે – ''

તે જરીક બાજુએ સરી અને પછી નીચું મોં કરીને બોલી :

''ચંદર, બહાર જવું હોય તો પહેરવા સારી સાડી તો જોઈએ ને! આ કપડાં પહેરીને કઈ રીતે આવું તારી સાથે?''

''અરે, એ તો સાલું મારા ધ્યાન બહાર જ ગયું! પણ મને ચોખ્ખેચોખ્ખું કીધું કેમ નહીં? એમાં શરમા છ શું કામ? હું છું ને... હમણાં જ જઈને લઈ આવું છું.'' આમ બોલતાંબોલતાં ચંદર ઉત્સાહથી બહાર ગયો. દરવાજામાંથી બહાર નીકળતાં જ સામે ઊભેલી ટેક્સીને તેણે હાથ કર્યો અને પંદર-વીસ મિનિટમાં તો ફૂલની ડિઝાઇનવાળી છ વારની બે સાડી, સ્નોની એક બાટલી, પાઉડરનો ડબો, ગળામાં પહેરવાનો ચમકતો નેકલેસ વગેરે લઈને આવી પહોંચ્યો.

જયાની આંખો આ જોઈ પહોળી થઈ ગઈ. વચમાંના થોડા દિવસ જાણે તેણે ભૂંસી નાખ્યા. એક નવા જ ઉત્સાહથી તે એક ફુદરડી ફરી ગઈ. તે સાથે જ ચંદરે ભાન ગુમાવ્યું. તેણે એકદમ જયાનો હાથ પકડ્યો અને તેને પોતાની પાસે ખેંચી.

''ચંદર, ચંદર, નહીં નહીં, છોડ.'' તે બોલી. અડધા ઉઘાડા બારણા તરફ જોતાં બોલી : ''શામુ આવીને જોશે તો?''

"શામુ હમણાં નહીં આવે અને આવે તોય તું ગભરાતી નહીં. તું તો ગાંડી છે કે આવા કડકાની પાછળ ખુવાર થાય છે. નથી નોકરી, નથી પૈસા તેની પાસે. તારા જેવા રંગીન કબૂતરના એ સાલાએ હાલહવાલ કરી નાખ્યા છે –"

"પિક્ચરમાં લઈ જવાનો છે ને મને?" ચંદરથી દૂર સરતાં જયાએ પૂછયું.

"હા પણ તેથી શું?" હાથમાંની ઘડિયાળ તરફ જોતાં ચંદર બોલ્યો.

"તો પછી જરા બહાર જઈને બેસ. મને સાડી તો બદલવા દે." જયાએ ચંદર તરફ તીરછી નજરે જોયું અને હાથમાંની સાડીની ગડી ખોલવા લાગી.

"હા, એ તો હું ભૂલી જ ગયો." ચંદર તરત જ ઝૂંપડીની બહાર ગયો અને જયાએ અંદરથી બારણું બંધ કર્યું.

થોડીવાર પછી જયા ચંદરની સાથે બહાર નીકળી ત્યારે તે બીજું બધું જ ભૂલી ગઈ હતી. ચીપીચીપીને પહેરેલી નવી–નકોર સાડી, ચહેરા પર લગાડેલો સ્નો, ગળામાં ચળકતો નેકલેસ – આ બધાંને લીધે તે તદ્દન બદલાઈ ગઈ હતી. ચંદર માટે તેના મનમાં પોતીકાપણાની, કૃતજ્ઞતાની એક જોરદાર લહેર ઊઠી. અને જ્યારે ચંદરે ટેક્સી રોકી ત્યારે તે ટેક્સીમાં પોતે જ ચંદરને વળગીને બેઠી... અને ચંદરનો હાથ તેણે પોતાના હાથમાં લીધો –

શામુએ પોતાનું વચન પાળ્યું. એ રાત્રે તે ખરેખર પાછો આવ્યો જ નહીં. ચંદરે આખી રાત 'પોતાની' ખોલી પર જ કાઢી.

સવારે ચંદર એકદમ વહેલો ઊઠીને કારખાને ગયો. થોડી વાર પછી લથડતો લથડતો શામુ આવી પહોંચ્યો. જયા હજી સુસ્તપણે ખાટલા પર પડી હતી. તે નિરાંતે મોડેથી ઊઠવાની હતી. ચંદરે જતી વખતે તેના અડધા ઉઘાડા પોલકાની અંદર હાથ નાખીને એક દસની નોટ સરકાવી દીધી હતી. આથી આનંદમાં મગ્ન થઈને તે સૂતી હતી. થોડી વાર પછી ઊઠીને તે સ્ટેશને જવાની હતી. ત્યાંની ઈરાનીની હોટેલમાં ચા અને બૈદા આમ્લેટ ખાવાની હતી. વધે તે પૈસામાંથી બપોરે તે ફરી પિક્ચરમાં જવાની હતી. જયાની અડધી મીંચાયેલી આંખ આગળ ચંદરની આકૃતિ ફરીફરી તરવરી રહેતી હતી. ચંદર અને શામુ... શામુની સરખામણીમાં તેને ચંદર ખૂબ જ ગમી ગયો હતો. એ બન્નેનાં મન એકબીજાં સાથે મળી ગયાં હતાં. તેણે ડોકું ફેરવ્યું ત્યારે કાલે સાંજે ચંદરે હોંશપૂર્વક ખરીદી આપેલી મદનબાણની વેણી ચીમળાઈને નીચે પડેલી તેને દેખાઈ. અને ત્યાં તો શામુનાં પગલાં ખોલીમાં સંભળાયાં. બારસાખને પકડીને તે આમથી તેમ આંખ ફેરવતો જયા તરફ જોઈ રહ્યો હતો. જયાએ તેને જોયો છતાં તે સહેજ પણ હાલી નહીં. શામુ એકદમ ઝોડ વળગ્યું હોય તેમ આગળ ધસ્યો : "રાંડ! શરમાતી નથી આમ ખાટલા પર પડી રહેતા! આખી રાત આમ જ પડી રહી હતી ને તારા પેલા યાર સાથે–"

"શામુડા! મોઢું સંભાળીને બોલ હોં!" શરીરમાંની સુસ્તીને ઝાટકી નાખતાં જ્યા ઊભી થઈ. તેણે નીચે પડેલી વેણી હાથમાં લઈને સૂંઘી.

"વાહ, વેણી પણ અપાવી લાગે છે ભડવાએ –"

"ભડવો કોણ? તેને શું કામ ભડવો કહે છે. ભડવો તો તને જ કહેવો જોઈએ. તારી ચાલચલગત એવી જ છે."

"મને – મને ગાળો ભાંડે છે? આટલી હિંમત આવી ગઈ એક રાતમાં? તારી માનો– " આમ બબડતાં ને લથડિયાં ખાતાં શામુ આગળ આવ્યો અને જ્યાને એક લાત મારી. અને પછી તે જ્યાને ખૂબ ઝૂડવા લાગ્યો. હાથથી, લાતથી, પાસે પડેલાં ચંપલથી એ જ્યાને મારઝૂડ કરવા લાગ્યો. અને જ્યા ચીસાચીસ કરવા લાગી. "સાલી નિર્લજ્જ રાંડ... કૂતરી... ગમે તેની સાથે સૂવા તૈયાર... હરામખોર.... મેં કહેલું તેથી શું થયું? તું ગમે તેની સાથે સૂવા તૈયાર થઈ જાય? ગમે તેને ઘરમાં ઘાલીશ? હું તે શું નામર્દ છું? હીજડો છું? તને બસ નથી થતો હું? બેકાર થયો એટલે કંઈ નામર્દ થોડો જ થયો? સાલી ગાંડી છોકરી... છિનાળ..રાંડ.... શામુ એક પછી એક ગાળો ભાંડી રહ્યો હતો અને જ્યા ચીસો પાડતી હતી.... બબડતી જતી હતી...ચિડાઈને સામો જવાબ દેતી હતી... અને બદલામાં વધુ માર ખાતી હતી.

"હવે જા, જા. તું શું કરી લેવાનો છે મને? સાલા, તને મરદ કોણ કહે? પોતાની પરણેતરને બીજાના હાથમાં સોંપીને ચાલ્યો જાય એને મરદ કહે?"

"તું વળી મારી પરણેતર કે દીની? તું રાંડ તો મારી રખાત છે રખાત."

"તો તો હું રાંડની જેમ જ હવે જીવીશ! તારાથી થાય તે કરી લેજે જા! રોજની આ કટકટ નથી જોઈતી તારી!"

"કૂતરી! તને જીવતી મારી નાખીશ."

"મને માર અને પછી લટકજે ફાંસીને દોરડે."

"લટકીશ. પણ તને ને તારા યારને છોડીશ નહીં."

"યાર કોને કહે છે? તેં જ તારે હાથે મને તેને સોંપી દીધી હતી."

"એટલે શું થયું? તેં શું કામ એને પડખામાં ઘાલ્યો? હું શું મરી ગયો હતો? તેને હાથ કેમ અડકાડવા દીધો તારા શરીરને? તેની સાથે તું સૂતી જ કેમ?"

પછી છેવટે શામુ થાકી ગયો, વધુ બોલવાની કે હાથ ઉપાડવાની તેનામાં શક્તિ જ ન રહી. થાકને લીધે તે શાંત થઈ ગયો. બેઠાંબેઠાં જ તેની આંખો ઘેરાઈ ગઈ.

જ્યા હળવેકથી ઊભી થઈ. પોતાના શરીર પરના ઉઝરડા પંપાળતાં તેણે સાડી બદલી, સ્નો-પાઉડર લગાડ્યા અને તે બહાર નીકળી. જતાંજતાં ખૂણામાં કૂતરાની જેમ પડેલા શામુના શરીર પર તે જોરથી થૂંકી અને....

# 9

શામુને પહેલે દિવસે જયા પર ગુસ્સો તો ખૂબ આવ્યો હતો, પણ જે ઝડપથી ગુસ્સો આવ્યો તે જ ઝડપથી પાછો ઊતરી પણ ગયો. ચંદરે આપેલા પૈસા થઈ રહ્યા એટલે ખાલી ખિસ્સે તે ફરી ચંદરની રાહ જોવા લાગ્યો. હવે તો ચંદર રોજ જ આવતો. તેનું અહીં આવવું હવે શામુને કોઠે પડી ગયું હતું. તેને ફક્ત ગુસ્સો આવતો તે એક જ વાતનો. જયા હવે શામુ કરતાં ચંદરને જ વધુ જીવથી ચાહતી હતી. ચંદરે જયાને કેટલીય ઘરવખરીની વસ્તુઓ અપાવી હતી. હવે ચંદર આવતો કે જયા તરત જ ચા મૂકતી. પણ શામુ આવે ત્યારે ક્યારેય પોતે સામે ચાલીને સ્ટવ પેટાવતી નહીં. પણ આ બધાની ધીમેધીમે શામુને ટેવ પડવા લાગી. એટલી બધી કે કોઈ દિવસ ચંદરને સાંજે આવતાં મોડું થાય તો શામુ જ અસ્વસ્થ થઈને જયાને પૂછતો :

"હજી ચંદર કેમ નહીં આવ્યો હોય?"

આજે રાત પડી તોય હજી ચંદરનો પત્તો નહોતો. શામુએ આજે ચૂનાભઠ્ઠી પરથી મોસંબીનો એક નંબરનો દારૂ લાવવાનું નક્કી કર્યું હતું. ચંદર આવે એટલે તેની પાસેથી પૈસા માગવાનો હતો. આજે ચંદરને બોનસ મળવાનું હતું. જયા પણ શોખથી તૈયાર થઈને તેની રાહ જોઈ રહી હતી. બને તો રાતના શોમાં ચંદરની સાથે પિક્ચરમાં જવાનો વિચાર હતો...ત્યાં તો એકાએક ગંગા દરવાજામાં હાજર થઈ. આ જોઈ જયા અને શામુ બન્નેનાં હૃદય ક્ષણભર ધબકતાં અટકી ગયાં.

ચહેરા પર ચિંતાને લીધે પડેલી અનેક કરચલીઓ અને ગુસ્સા તથા શરમથી થરથરતા હોઠ પર થોડાક નિરર્થક શબ્દો લઈને ગંગા અચાનક ગોળીબાર વસ્તીના એ ઝૂંપડા આગળ આવીને ઊભી રહી અને તૈયાર થઈને ઊભેલી જયા તરફ તાકીને જોઈ રહી... પછી બોલી:

"ચાલ ઘરે."

"હું નથી આવવાની."

"તને લેવા જ આવી છું હું."

"પણ મારે આવવું જ નથી."

"એમ ન બોલ જયા! તારી ચિંતા કરી કરીને મારું કાળજું બળી જાય છે."

"મારી ચિંતા કર મા. હું સુખી છું."

"સુખી? આ મવાલી તને શું સુખી કરી શકવાનો?"

"તેણ લગન કર્યાં છે મારી સાથે."

"જયા! ગાંડી થઈ છે કે શું તું?"

"ગાંડી હું નથી થઈ, પણ તું થઈ છે. એટલે જ અહીં આવીને ઊભી છે. હવે ચાલતી થા જેવી આવી છે એવી ખાલી હાથે."

મા-દીકરીને આમ ઠીક વાર સુધી બોલાચાલી થઈ. જયા બેઠી હતી ત્યાંથી સહેજ પણ ખસી નહીં. ગંગાએ ઘણું કહ્યું, પણ તેની કશી અસર જ ન થઈ! તેની હઠ જોઈને ગંગા નિરુપાય થઈ... રાત પડવા આવી ત્યારે તે જવા નીકળી. જતાં જતાં બોલી :

"જયા, દીકરી, આ સારું નથી કરતી તું. પસ્તાવો થશે તને પછી આનો."

"થવા દે. પણ તું તો જા અત્યારે અહીંથી." અને ગંગા બિચારી બાપડી જેવી પાછી ફરી. ફરી ફરીને પાછળ વળીને જોતી હતી... ગળામાં આવતા ગરમગરમ ઘૂંટડા ગળી જતી હતી.

દીવાટાણું થયું છતાં ચંદર આવ્યો નહીં. જયાને ચેન પડતું નહોતું. તેનાથી રહેવાયું નહીં. તેણે શામુને કહ્યું :

"શામુ! જરા ઠેસને જઈને જોઈ આવ તો!"

શામુ પણ તરત જ ઊભો થયો. અને થોડીવારમાં તો પાછો આવ્યો.

"મળ્યો ચંદર?"

"હવે ક્યાંથી મળવાનો હતો? એ તો ગયો ઉપર..." શામુ સહેજ હસતાં, સહેજ મોઢું મચકોડી બોલ્યો.

"એટલે?"

"એટલે શું ? રોકકળ કરતી નહીં. એ કાંઈ તારો વર નહોતો. મર્યો તો છો મર્યો. આપણે કાંઈ એનું સૂતક પાળવાનીયે જરૂર નથી. રેલવે ફાટકમાં વિરાર ફાસ્ટ નીચે કપાઈને પડ્યો હતો. ત્યાં ને ત્યાં જ રામ રમી ગયા. જાણે કોથળો ફાટી પડ્યો ન હોય! ટેસન પરના ભૈયાએ વાત કરી... એ ઓળખતો હતો ચંદરને... બૉડી તો પોલીસ લઈ ગયા."

જયા માંડમાંડ ઊભી રહી શકતી હતી. તેના પગ લથડતા હતા. તે એકદમ ખાટલા પર ઢળી પડી. તેને હોઠે શબ્દો સૂઝતા નહોતા અને આંખમાં આંસુ માતાં નહોતાં.

"રાંડ! એમાં તું શું કામ રડારોળ કરે છે?"

આમ તો જયાએ શામુના આવા શબ્દો મૂંગામૂંગા સાંભળી ન લીધા હોત, પણ... આ ક્ષણે તે કાંઈ બોલી નહીં. ખૂણામાં સંભાળીને મૂકેલા ચંદરના બૂટ તરફ પાંપણ પણ ફરકાવ્યા વિના એકીટશે જોઈ રહી.

# 10

વરસાદનેય તે ખરેખરનું જોર ચડ્યું હતું. આખા મુંબઈ પર મુશળધાર વરસાદ વરસી રહ્યો હતો. માહીમની આખી ખાડીના ખુલ્લા મોં પર અરબી સમુદ્રનાં પવનનાં મોટાંમોટાં મોજાં ઘુઘવાટ કરતાં દોડતાં આવતાં અને ઝૂંપડપટ્ટી સાથે અફળાઈને આગળ વધી જતાં. એ પાંચ-દસ મિનિટમાં તો કેટલાંય ઝૂંપડાં ઊંધાંચત્તાં થઈ જતાં. કેટલાંકનાં છાપરાં ઊડી જતાં, તો કેટલાંકનાં ઝૂંપડાંના હાલહવાલ થઈ જતા. ભરતીનાં પાણી પણ એવા વેગથી ખાડીમાં ઘૂસી જતાં કે દરેક ઝૂંપડીમાં – ક્યાંક વેંતભર તો ક્યાંક ગોઠણભર – પાણી ચારચાર દિવસ સુધી ભરાઈ રહેતાં. ઘોડબંદર રોડની દીવાલ પર અફળાતાં દરિયાનાં મોજાં ખભા સુધી ઊંચાં ઊઠતાં અને પછી મોટા ધડાકા સાથે વેરવિખેર થઈ જતાં. સફેદ રંગના પાણીનો ઊંચો ફુવારો ઊડતો. રસ્તા પરથી જતી મોટરો અને માણસો પાણીના આ પ્રચંડ અવાજથી થથરી જતાં. માહીમની ખાડી અત્યારે વળી જુદી જ લાગતી હતી.

પાણીનાં આવાં પ્રચંડ મોજાં ઊછળી રહ્યાં હતાં ત્યારે ઘોડબંદર રોડની પાળ પર બે માણસો હઠપૂર્વક બેસી રહેલા દેખાતા હતા. તેમાંનો એક હતો બુઢ્ઢો સરજૂ કોળી અને બીજો હતો લંગડો કિશન. બન્નેના હાથમાં માછલી પકડવાની દોરી હતી. બન્નેએ શરીરે મીણકાપડ વીંટાળ્યું હતું અને માથે ટોપી પહેરી હતી. સરજૂએ ચિક્કાર પીધો હતો. આવી ભીની વરસાદી હવામાં પીધા વગર બહાર નીકળવાનું તેને માટે અશક્ય હતું. પણ ગમે તેટલો પીએ છતાં સરજૂ ક્યારેય ભાન ગુમાવતો નહીં, તેની જીભ થોથવાતી નહીં, ફક્ત તે ખૂબ બોલબોલ કર્યા કરતો. અત્યારે પણ એ ખાડીનાં મોજાંના ફુવારા શરીર પર ઝીલતાંઝીલતાં મોટે મોટેથી બબડ્યા કરતો હતો. તેના બધા શબ્દો કિશનને સંભળાતા નહોતા. તેની નજર પાણીમાં સરી જતી દોરી ઉપર હતી છતાં તેના કાન તો સરજૂ બોલતો હતો તેના તરફ ચોંટેલા હતા. સરજૂ પીને બેઠો હોય ત્યારે જૂનીજૂની કેટલીયે સાંભરણો ઉખેળ્યા કરતો. અત્યારે એ બબડતો હતો :

''શું કહું તને લંગડા! મારો દાદો આ ખાડીમાં જ નાનેથી મોટો થયો. મારા બાપનો જલમ પણ અહીં જ થયેલો. અને તુકારામ બોટ બૂડી ઈ વર્ષે જ પોણોસો વરસનો થઈને ઈ મર્યો. આ ખાડીમાં જ અમે કિલ્લાની પાછળ રહેતાં. ત્યારે આ ઝૂંપડપટ્ટી નહોતી. અમે બધા કોળી લોકો અહીં માહીમને કાંઠે જ રહેતા. ત્યારે અમારાં પાકાં મકાન હતાં.

ઈ વખતે માહીમના કિલ્લાના બધા પથરા સાબૂત હતા લંગડા! અને ત્યાંના દરેક ઘરમાં એકએક જાળ હતી. અમે આ ખાડીના માલિક હતા, માલિક. પાપલેટ તો ઠીક પણ સુરમય, ઘોળ, રાવસ ને દાઢા – એવી જાતજાતની માછલીઓ પકડતા અમે આ દરિયામાંથી. મારા ભાઈબંધોની બૈરીઓના શરીર પર ત્યારે શેર-શેર તો સોનું રહેતું. પણ સાલા પછી દી રૂઠ્યા. કોળી લોકોની દાનત સાફ રહી નહીં. દારૂ તો કોણ પીતું નહોતું? અરે જાળ બિછાવતાં પહેલાં બ્રાન્ડીનો એક પેગ ઠોકે નહીં એવો માછીમાર ક્યાંય શોધ્યો જડે નહીં... ઈ વખતે આવો નવસાગરનો કન્ટ્રી નહોતો. કાં તો અસ્સલ બેવડો ને નહીંતર વિલાયતી... આ સરજૂ એક વખત વિલાયતી દારૂથી તો મોઢું ધોતો મોઢું... પણ તને એક વાત કહી દઉં લંગડા! દારૂ પીતો તેથી કાંઈ હું આવો ભરાડી થયો નથી...ખાડીમાંનો એકપણ કોળી દારૂને લીધે પાયમાલ થયો નથી... દારૂ ખરાબ નથી... પણ દારૂ કરતાંય ખરાબ બીજી ઘણી ચીજો છે દુનિયામાં સાહેબ! રાંડ એ પહેલી ખરાબ ચીજ. જે રાંડને રવાડે ચડ્યો તેનું સત્યાનાશ જવાનું.... આ ખાડીને રંડીબાજીનો શાપ જ છે, એમાં કોઈ શું કરે? અરે! અહીંની બૈરીઓ બધી છિનાળ નીકળી ને એક પછી એક ઘર ભાંગતા ગયાં, ભોં-ભેગાં થઈ ગયાં. અરે, ખુદ મારી ઘરવાળી ભર બપોરે દિયરની સાથે સૂવા લાગી; હું દરિયે જાઉં ત્યારે. અને મારું ઘર ભાંગ્યું... દુનિયામાં ગમે તેનો ભરોસો કરજે લંગડા, પણ કોઈ દી ભૂલેચૂકેય બૈરીનો ભરોસો કરતો નહીં..."

સરજૂ મોટે મોટેથી બબડતો હતો. કિશનને થોડુંથોડું સંભળાતું હતું. છેવટનું વાક્ય તેણે બરાબર સાંભળ્યું અને તેને જયા યાદ આવી. સરજૂ કહે છે એ વાત સાચી જ છે. સાલી આટલી અમથી છોકરી. મારા માટે કેટલી માયા હતી તેને... પણ છેવટે પોતાની જાત પર ગઈ... બેઈમાન ઓલાદ...

એ જ વખતે ઘોડબંદર રોડ પરના એક નાકા પર પોલીસે એક ટેક્સી અટકાવી. તેની તપાસ શરૂ થાય એટલામાં તો અંદર બેઠેલા માણસે એક ગૂણપાટની થેલી હળવેકથી બીજી બાજુની બારીમાંથી બહાર રસ્તા પર ફેંકી દીધી.... બબડતાંબબડતાં પણ સરજૂ આ બાજુ ધ્યાન દઈને જોઈ રહ્યો હતો..... હાથમાંનો ગલ ફેંકીને તે દોડ્યો અને પેલી થેલી ઉપાડી લીધી. વરસાદ જોરથી વરસતો હતો. મોટરોની આવજા મંદ પડી હતી. ત્યાં તો ચેકનાકા પરના પોલીસે બૂમ પાડીઃ "સરજૂ થૈલી નીચે રખ! તેરે કો ભી પકડ લેગા સાલા – " તરત જ સરજૂએ થેલી ફરી ટેક્સી તરફ ધકેલી દીધી – પણ જતાંજતાં એક બાટલી તો તેણે તેમાંથી સરકાવી જ લીધી. બાટલીને પેટ સાથે દબાવીને એ દોડતોદોડતો ફરી કિશન પાસે આવ્યો અને બોલ્યો –

"જો, સાલા વિલાયતી દારૂની વાત કરી ને તરત મોતમાવલીએ આખ્ખી બાટલી મોકલાવી – " વરસાદની પાછળ ઝાંખાં દેખાતાં મોતમાવલીનાં શિખર તરફ જોઈને હાથ

જોડતાં સરજૂ બોલ્યો. તેનો ગલ ત્યાં સુધીમાં તો મોજાંની સાથે વહી ગયો હતો. આટલો વખત રાહ જોવા છતાં કિશનને પણ એકે માછલી મળી નહોતી. એ પણ કંટાળ્યો હતો. સાલા અહીં વરસાદમાં ઠરી જવા કરતાં ઘેર જઈને આરામથી પડી રહેવું શું ખોટું? ગંગાય હવે ઘરે આવી ગઈ હશે. તેણે સરજૂને કહ્યું :

"ચાલ, સરજૂ, ઘરે જઈએ – આજ કાંઈ લાગ ફાવતો નથી...."

"ચાલ જઈએ. મારે ઘરે આવ છ? બાટલી પૂરી કરશું. ઘણે દિવસે સાલો કંપનીનો માલ હાથમાં આવ્યો છે ચાલ."

કિશનના મોમાં તો ક્યારનાં પાણી આવતાં જ હતાં. તેણે પાણીમાંથી ગલ ઝડપભેર પાછો ખેંચી લીધો અને ઉતાવળે બોલ્યો – "ચાલ."

સરજૂએ ખુશ થઈને માથે પહેરેલી ટોપી કાઢી અને હાથમાંની બાટલી તેમાં વીંટાળી દીધી. ઉઘાડે માથે જ ભીંજાતો તે ચાલવા લાગ્યો. ચાર ડગલાં ચાલતાં જ જાણે કાંઈક યાદ આવ્યું હોય તેમ તે ઊભો રહી ગયો અને કિશનની પીઠે ધબ્બો મારીને બોલ્યો –

"લંગડા, જરા સાંભળ તો –"

કિશન પણ ઊભો રહ્યો. બન્ને હાથમાંનો ભાર હાથમાંની લાકડી પર રાખતાં એ પ્રશ્નાર્થક મુદ્રા કરીને સરજૂની સામે ઊભો રહ્યો.

"તારી છોડીનો પત્તો લાગ્યો?"

"ના, હજી નથી લાગ્યો."

"ક્યાંથી લાગે? જાત તો રાંડની જ ને? જો મારી વાત સાંભળ. હું કહું ત્યાં જઈને તપાસ કર."

"ક્યાં?"

"રેલવે યાર્ડમાં, માલગાડીના જૂના ખાલી ડબ્બામાં ધંધો શરૂ કર્યો છે સાલીએ! મેં પોતે કાલે મારી નજરે જોઈ ને એને.... જા ને રાંડને ખેંચીને લઈ આવ – "

"ખરેખર સરજૂદાદા?"

"હું પીધેલો હોઉં છું ત્યારેય ખોટું બોલતો નથી. હોં લંગડા."

"તો તો મને ઘરે જ જવા દે હવે! જયાની માને આ વાત કરવી પડશે મારે – " કિશન પછી ત્યાં ઊભો ન રહ્યો. ઝડપથી તે ઝૂંપડીએ આવ્યો. ગંગા ચૂલા પર બૂમલાં ચડાવીને બેઠી હતી. રતન અને સાયબૂ જમવા બેઠાં હતાં.... ભીખો ઘરમાં નહોતો. પાણીથી તરબોળ થઈ ગયેલો કિશન દોડતો ઝૂંપડીમાં આવ્યો ને બૈરીને કહેવા લાગ્યો:

"અરે જયાની મા! તારી છોડીનો પત્તો લાગ્યો. ખારના રેલવે યાર્ડમાં જઈને રહી છે પેલા પેન્ટરની સાથે. જઈને લઈ આવ તેને ઘરે. હું જઈશ તો ઈ આવશે નહીં... પેંટર મને સાંભળશે જ નહીં –"

# 11

સાંજ પડવી શરૂ થઈ ત્યારે ગંગા ખારની દિશામાં ચાલવા લાગી. કસાઈખાનાની પાછળની બાજુએ એ રેલવે લાઇન પર આવી અને સીધી પાટા પર ચાલવા લાગી. નૌપાડાની મુસલમાન વસ્તી પાછળ રહી ગઈ, અને વાંદરાનું સ્મશાન આવ્યું. કોઈની ચિતા ભડભડ બળતી હતી. તે તરફ જોઈને ગંગાએ હાથ જોડ્યા. સામે જ ખારનું રેલવે યાર્ડ હતું. દૂર ડુંગર જેવડા મોટા કોલસાના ઢગલા પડ્યા હતા. એક કાળું મસ એંજિન વરાળ છોડતું ઊભું હતું. રેલવેને કામના ન હોય તેવા કેટલાય જૂના પાટા પગ નીચે અટવાતા હતા. કેટલાક વચમાંથી તૂટેલા હતા. કેટલાક જૂના પાટા પર જૂના તૂટેલા ડબ્બા ઊભા હતા. વર્ષોથી ટાઢ-તડકો-વરસાદ ખમતાં તે એમ જ ઊભા હતા. તેનાં તળિયાં ખવાઈ ગયાં હતાં, રંગ ઊડી ગયો હતો. તેનાં પૈડાં નીચે ખાસ્સી ઝાડી ઊગી નીકળી હતી. આજુબાજુમાં ક્યાંય હાલચાલ થતી નહોતી. વાતાવરણ સૂનકાર હતું. ફક્ત દૂરથી સંભળાતી એન્જિનની સીટી અને વરાળનો ભક્-ભક્ અવાજ. ગંગા ઊભી રહી. એ સીમા વગરના યાર્ડમાં ચારે બાજુ નજર નાખીને જોવા લાગી. વચમાં વચમાં વીજળીના ઝાંખા દીવા અધૂકડો પ્રકાશ ફેલાવતા હતા. અને એ આછા પ્રકાશમાં ઊભેલા ડબ્બા કાંઈક જુદા જ લાગતા હતા. ગંગાને થયું : સરજૂએ ગપ્પું જ માર્યું લાગે છે મારા વર આગળ. આવી ભેંકાર જગ્યાએ રહેવા માટે જ્યા શું કામ આવે? અહીંયાં કોઈ બાઈમાણસ રહી કઈ રીતે શકે?....પણ તેટલામાં તો પાછળ એકબીજાની નજીક ઊભેલા બે જુદાજુદા પાટા પરના ડબ્બા વચ્ચેની જગ્યામાંથી એક માણસ દબાતે પગલે બહાર આવ્યો. તેની વાંસોવાંસ બીજો એક માણસ પૈડાં નીચેની જગ્યામાંથી બહાર આવ્યો. બન્ને જણા ગંગા તરફ આવવા લાગ્યા. ગંગા થોડાક ગભરાટથી તેમની સામે જોતી ત્યાં ને ત્યાં જ ઊભી રહી. એ માણસો ગંગાની નજીક આવ્યા. ક્ષણભર અટક્યા. એવા અંધારિયા ઉજાસમાં તેમણે ગંગા તરફ તાકીને જોયું. એક માણસે બીજાને સહેજ ધક્કો માર્યો અને તે મોટેથી બોલ્યો – ''કોઈ નયા માલ માલૂમ પડતા હૈ –''

''હૈ તો બુઢ્ઢી –''

''પણ ગચ્ચ હાય, બૉડી બઘ, વિચાર, ચેતેસ કાય –''

''ઇતને મેં ફિર? તાકત હૈ ક્યા બાકી?''

"સાલા હમ તુમ જૈસા કમજોર હૈ ક્યા? આપુન તો એક રાતમેં... પુછ તો ખરા, આતી હૈ ક્યા...." આટલું બોલી તે ઘોડાની જેમ હણહણ્યો.

ગંગા આ બધું સાંભળતી હતી. ક્ષણાર્ધમાં તેને બધો ખ્યાલ આવી ગયો. આ માણસો શી વાત કરે છે એ બરાબર સમજી ગઈ અને ખૂબ ગભરાઈ ગઈ. પણ તરત જ પોતાની જાતને સંભાળતાં તે ત્યાંથી ઝડપથી આઘી ચાલી ગઈ. એક તૂટેલા ડબ્બાની બાજુમાં સંતાઈને ઊભી રહી ગઈ. પછી એ બન્ને માણસો તેની તરફ જોતાંજોતાં આગળ નીકળી ગયા. તેમણે ગંગાને કાંઈ પૂછ્યું નહીં. તેઓ ખૂબ દૂર ગયા પછી જ ગંગા આગળ વધી. ચાર-છ ડબ્બા વટાવ્યા પછી એક ડબ્બામાં અંધારામાં કશીક હિલચાલ થતી હોય એમ તેને લાગ્યું. એક બાઈનો બોલવાનો અવાજ અને પછી કોઈ પુરુષનો ખાંસવાનો અવાજ આવ્યો... પણ એ તરફ ધ્યાન આપ્યા વગર તે આગળ વધી. હવે બધી બાજુ ડબા જ ડબા દેખાતા હતા. એક છેડાથી બીજા છેડા સુધી ફેલાયેલા રેલવેના પાટા અને તે દરેક પર બારણાં ઉઘાડાં રાખીને ઊભેલા અસંખ્ય ડબ્બા. અંધારું પણ વધુ ને વધુ ગાઢ થતું જતું હતું. ક્યાં જવું? છોડીને ક્યાં શોધવી અહીં? આ ખુલ્લા નધણિયાતા ડબ્બામાં ચોરીછૂપીથી વેશ્યાઓ ધંધો કરતી હશે એવો તો તેને ખ્યાલ પણ નહોતો. જયા પણ આવા જ કોક ડબ્બામાં તો નહીં રહેતી હોય ને? કેમ કહી શકાય? ભગવાન, તું જ એને સંભાળજે....

ત્યાં તો એક ડબ્બાના બારણામાંથી કોક કૂદ્યું. ડબ્બાના બારણામાંથી કોઈએ નાનકડી બૅટરીના પ્રકાશથી તેને રસ્તો બતાવ્યો. એ માણસને ગંગા ઓળખી ગઈ. એ શામુ પેન્ટર જ હતો. ક્ષણભર ગંગા તેમ જ ઊભી રહી. અને પછી ઝડપથી આગળ વધીને તેણે શામુનું બાવડું જ પકડ્યું. ઘોઘરા અવાજે તેણે લગભગ બૂમ જ પાડી : "શામુડા! મારી જયાને ક્યાં સંતાડી છે બોલ! તેને ઘરે લઈ જવા આવી છું." શામુએ જોર કરીને પોતાનું બાવડું તેના હાથમાંથી છોડાવ્યું. પછી ધીમેથી કહ્યું :

"તું શું કામ આવી છ – અહીં?"

"તને મારવા પીટ્યા. બોલ, જયા ક્યાં છે?"

"તું એને મળી શકીશ નહીં."

"એમ! ભલે ન મળે. હું પોલીસમાં ખબર આપું છું. તું તેને લઈને અહીં રહે છે એની પોલીસને ખબર પડશે તો તારા હાથમાં ઝાંઝરી પે'રાવી દેશે ઝાંઝરી."

"પણ અમે અહીં નથી રહેતા."

"તો પછી તું અત્યારે અહીં ક્યાંથી?"

"આવ્યો હતો, કામ હતું એટલે."

"આ ડબ્બામાં તે વળી કેવુંક કામ હોય તારા જેવા નવરાને! તમારી મા-બે'નની લાજ

લૂંટો છો ઈ જ કે બીજું કાંઈ?''

''ઈ જાણીને તારે શું કામ છે?''

''જયા ક્યાં છે ઈ મને કહે.... કે પછી તેનેય કામે લગાડી દીધી છે અહીં લાવીને–''

''એ જાતે જ આવી છે.''

''અરે મારા ઓલ્યા ભવના વેરી, કહે તો ખરો કે ઈ છે ક્યાં અત્યારે?''

''જોવું છે? ત્યાં જો પેલા ડબ્બામાં વાટ જોઈને બેઠી છે નવા ઘરાકની!''

એટલામાં તો વરસાદનું એક જોરદાર ઝાપટું આવ્યું. શામુ જલદીજલદી જવા લાગ્યો. જતાંજતાં બોલ્યો :

''જયાને સુખી કરીશ હું... તેને લઈ જતી નહીં.''

વરસાદમાંથી બચવા ગંગા જે ડબ્બાની આડશે ઊભી હતી તે જ ડબ્બામાં જયા હતી. ગંગા અને શામુની વાતચીત જયા બારણામાં ઊભી રહીને સાંભળતી હતી. ગંગાને ભીંજાતી જોઈને તે મોટેથી બોલી –

''મા... અહીં ઉપર આવ, કોરામાં.''

ગંગાએ ચમકીને જોયું. ડબ્બાની બાજુમાં જ ઇલેક્ટ્રિકનો ટમટમતો દીવો હતો. તેના આછા અજવાળામાં જયા ડબ્બાના બારણામાં ઊભી રહીને હસતી હતી. તેણે નવી રંગીન સાડી પહેરી હતી, નાકમાં વાળી પહેરી હતી, આંખે કાજળ આંજ્યું હતું, મોઢે પુષ્કળ પાઉડર લગાડ્યો હતો અને તેના શરીરમાંથી અત્તરની તીવ્ર વાસ આવતી હતી. ગંગા એકદમ આગળ વધી, અને ભીંજાતીભીંજાતી જ એ ડબ્બાના બારણા આગળ ઊભી રહી.

''છોડી, આ શું?'' તેં તો બધી લાજશરમ નેવે મૂકી દીધી લાગે છે. ચાલ, ઘરે ચાલ. તારે પગે પડું– ''

''ઘરે આવીને શું કરું ? હું અહીંયાં જ ઠીક છું.''

''અહીં? આ ઉકરડામાં? ખાડીના લોકો જાણશે તો શું કહેશે?''

''એમાં ખાડીના લોકોનું શું જાય છે? એ લોકો કાંઈ મારું પેટ ભરવા થોડા જ આવે છે?''

''પણ હું તો તારું પેટ ભરવાવાળી બેઠી છું ને! હાડકાં તોડીને હું તારા, તારા ભાંડરુના ને તારા બાપાના મોંમાં કોળિયા નહોતી ઘાલતી શું? તને આ અવળા ધંધા ક્યાંથી સૂઝ્યા, મારા જીવતાં?''

''સવારસાંજ કૂતરાને નાખીએ તેમ ચાર કોળિયા ઝાંસ્યા એમાં બધું આવી ગયું? ખાવાનું કૂતરાંબિલાડાંની જેમ ને જીવવાનુંયે તેમની જેમ જ... શું કામ? રહેવાનું

ઝૂંપડપટ્ટીમાં, ખાવાનું એઠું-જૂઠું, કપડાં ભિખારી જેવાં પે''રવાનાં અને મોઢે આબરૂની વાતો કરવી. શા માટે? આજ સુધી મેં ખૂબ જોઈ લીધું. મારાથી નહીં રહેવાય આ રીતે. તારી આબરૂબાબરૂ રાખ તારી પાસે.... મને તો મારી પોતાની હકની ઓરડી જોઈએ... ઘરમાં પાણીનો નળ જોઈએ.... સૂવા માટે મજાની પથારી જોઈએ... ખાવા માટે મટન-રોટી જોઈએ... ને પહેરવા આવાં ચમકતાં નવાંનકોર કપડાં જોઈએ... અને ક્યારેકક્યારેક પિક્ચર જોવા...

''જયા, જયા, કુલટા! તારી જીભ કેમ ઊપડે છે, આવું બોલતાં? જરા મારી સામું તો જો. તારી આશા પર તો મેં કેવા કેવા દિવસો વિતાવ્યા છે એ તો યાદ કર!''

''હવે વધુ કાંઈ જીભાજોડી કરતી નહીં મારી સાથે. તે જ તો હું જોતી આવી છું નાનપણથી. મને હવે એ જોઈ જોઈને હીંબકા આવે છે.''

''એટલે શું આમ આબરૂ વેચવાની?''

''વેચવા માટેય છે ક્યાં આબરૂ કોઈ પાસે? તું આબરૂઆબરૂ કરે છે પણ યાદ કર ને તુંય કેવી રીતે આવી છ મારા બાપ સાથે રહેવા — પહેલી વારનો ભાયડો મૂઓ ત્યારે કેમ બેસી ન રહી તારી જુવાની બાળતી? બોલ...''

ગંગાના શરીર પર વરસાદનું ઠંડુંગાર પાણી પડતું હતું, પણ પોતાના શરીર પર જાણે બળબળતા અંગારા પડતા હોય એમ ગંગાને લાગ્યું. જયા હાથથી ગયેલી છોકરી છે એની તેને ખબર હતી પણ તે છેક વેશ્યાગીરી કરવા લાગશે ને વખત આવ્યે પોતાની ઇજ્જતનાં ચીંથરાં કરશે એવો એને ખ્યાલ નહોતો. એમ ને એમ વરસાદનું પાણી શરીર પર ઝીલતી તે ઊભી રહી....

''આમ ભીંજા છ શું કામ વરસાદમાં...ઉપર આવ ને –'' જયાએ પગથિયા આગળ આવી હાથ આગળ કર્યો. ગંગા કશું બોલ્યા વગર ડબ્બામાં ચડી. છેડો નિચોવીને તેને સૂકો કર્યો અને પછી તેનાથી પોતાનું મોઢું લૂછ્યું; અને સળગતી આંખે ચારે બાજુ નજર નાખી. માલગાડીના એ ડબ્બામાં એકે બાંકડો નહોતો. કોઈ જેલની કોટડી જેવો એ ડબ્બો હતો. ખૂણામાં એક મીણબત્તી સળગતી હતી તેના અજવાળામાં બાજુમાં પાથરેલી એક પાતળી ચાદર નજરે પડતી હતી. બસ – આટલું જ. ગંગા કંપી ઊઠી. પોતાના લોહીમાંસથી જેમતેમ કરીને ઉછેરેલી આવી દેખાવડી છોકરી આ ચાદર પર જ પોતાનું શરીર રૂપિયા-બે રૂપિયામાં ગમે તે ભિખારી-બિખારીને વેચતી હશે! ''હરે રામ, મોતમાવલી મા, આ તે શું જોવાનું તેં મારા નસીબમાં માંડ્યું?''

વરસાદ હવે થંભી ગયો હતો. યાર્ડમાં શંટિંગની ધડાધડી શરૂ થઈ હતી. પાછળ લોકલ ટ્રેનો અવારનવાર પસાર થતી હતી. ગંગા મૂઢ બનીને ડબ્બાના બારણામાં ઊભી હતી. ત્યાં જ બહાર કોઈના આવવાનો અવાજ થયો. જયાએ ડોકાઈને બહાર જોયું. શામુ

પાછો આવ્યો હતો. તેની સાથે એક માણસ હતો – તેને ડબ્બામાં ચડાવતાં શામુ બોલ્યો–

"ચઢો યે ડબ્બે મેં... મજા કરો–"

એ માણસ લથડતોલથડતો ડબ્બાનાં પગથિયાં પર ચડ્યો, અને અંદર ગયો. તેના મોઢામાંથી દારૂની તીવ્ર વાસ એ ભીની હવામાં સર્વત્ર ફેલાઈ ગઈ. શામુ નીચેથી જ બોલ્યો : "જયા, ગભરાતી નહીં, ત્રાસ આપે એવો નથી. ભેનચોદ ભાનમાં જ ક્યાં છે? મસાણમાં ભાઈની મૈયતમાં ગયો હતો સાલો. મેં પૂછ્યું કે તરત કહે : "ચાલ આવું છું." ખિસ્સા પહેલેથી જ ખંખેરી લીધાં છે મેં.... પાંચ મિનિટમાં ધગડા પર લાત મારીને ઉતારજે ડબ્બા નીચે.. જવા દે ભેનચોદ... ભાઈને ચિતા પર ચડાવ્યો ને અહીં મજા કરવા આવ્યો છ ભેનચોદ...."

ગંગા માટે આ બધું સાંભળવું અસહ્ય હતું. તે રડમસ અવાજે બોલી : "જયા ફરી તારે પગે પડું છું. ખોળો પાથરું છું.... પણ આવું હલકટ કામ તું કર મા. આ શામુડો તારું સત્યાનાશ વાળશે... હજી મારી વાત સાંભળ... હજી પાછી ફર... ઘરે ચાલ –"

નીચે ઊભેલા શામુને ગંગા હજી ડબ્બામાં છે એ વાતનો હવે જ ખ્યાલ આવ્યો અને તે ખિજાયો – દાંત કચકચાવતાં તેણે બૂમ મારી –

"અરે, હજી તું અહીં ગુડાણી છો? એક વાર તને કીધું ને કે જયા આવવાની નથી. ફરીફરી શું માંડ્યું છે આ બધું? જા, ચાલતી થા અહીંથી –"

"જયાને લીધા વગર જવાની નથી અહીંથી હું."

"પણ જયા જ નહીં આવે તો શું કરીશ તું?"

ગંગા ક્ષણભર મૂંગી રહી અને પછી એકદમ બોલી :

"શું કરીશ કહું? રેલવેના સામેના પાટા પર જઈને સૂઈ જઈશ. ગાડી નીચે કપાઈને જીવ દઈ દઈશ."

"જા, જા, હમણાં જ સૂઈ જા. તારા જેવાં તો કેટલાંય લોકો રોજ કપાઈ મરે છે આ ગાડી નીચે."

"મા, તું અત્યારે તો ઘરે જા. હું કાલે આવીશ. પછી જોશું શું કરવું તે...."

આટલી વાતચીત થઈ ત્યાં સુધીમાં તો અંદર ઘૂસેલો ઘરાક જયાના શરીર સાથે ચેડાં કરવા મંડી પડ્યો હતો. તે અધીરો થયો હતો. જયાની આ દશા પોતાની આંખે જોવી ન પડે તો સારું એમ વિચારી છેવટે ગંગા ડબામાંથી નીચે ઊતરી, ત્યાં તો પાછળથી જયાની બૂમ સંભળાઈ : "મા, આ પાંચ રૂપિયા લેતી જા....રતન માટે ખાવાનું લઈ જજે ઘરે."

ડબ્બાની બહાર હાથ કાઢીને તેણે ધરેલી નોટ લેવા માટે ગંગાનો હાથ આગળ વધ્યો નહીં. તેણે રાડ પાડી:

''તારા જેવીના હાથનું તો હું પાણીયે ન પીઉં તો પૈસા તો ક્યાંથી જ લઉં ? જા, જા. તું જ ભોગવ તારા પાપનાં ફળ. કીડા પડશે તારા શરીરમાં... રગતપીત થશે રગતપીત તને... કોણ જાણે કયા ભવમાં પાપ કર્યાં હશે કે તારા જેવી રાંડ મારે પેટે જલમી.''

પોતે ધ્રુસકેધ્રુસકે રડી પડશે એવી બીકે મોઢે પાલવનો ડૂચો મારીને ગંગા પાછી ફરી. કોઈ ઘવાયેલા જનાવરની જેમ તેની ચાલ લથડતી હતી.

# 12

કાશીરામને ખુદ શામુ પેન્ટરે પોતે જ કહ્યું : "જયા હવે ધંધો કરવા લાગી છે. રેલવે યાર્ડના ડબ્બામાં સાંજને ટાઇમે જેને આવવું હોય તે આવે, બે રૂપિયા લઈને –" અને આજે કાશીરામ પોતે જ જયાની પાસે જવા તૈયાર થયો હતો. પણ ખરે વખતે જ ગોટાળો થયો. યેસુની ધારાવીમાં રહેતી બહેન મેના અચાનક આવી અને યેસુનું બાળક મરી ગયું તેનો ખરખરો કરી મોટેમોટેથી રડવા લાગી. એને એમનેમ છોડીને કાશીરામ બહાર જઈ શકે તેમ નહોતું. એક વાર તેને થયું મેનાની સાથે જ રાતે ધારાવીની વસ્તીમાં જવું જોઈએ.. પણ જયાની યાદ આવતાં જ તે પાછો અકળાયો. પોતાની આંખ આગળ નાનેથી મોટી થયેલી જયા ધંધો માંડે ને પોતે તેનો ઘરાક થાય! વાહ! આવી મજા ક્યાં માણવા મળે? છો મરતી સાલી સાળી! ભલે બેઠી રડતી. કેમ જાણે તેનું પોતાનું જ બાળક મરી ગયું ન હોય એટલું રડે છે એ! અને તેણે યેસુની એ ભરાવદાર શરીરવાળી નાની બહેન તરફ જોયું. તે અધૂકડી બેસીને રડતી હતી. ફરીફરી સાદ કાઢીને બોલતી : "એમ કેમ કરતાં મરી ગયું મારી બે'નનું છોકરું! આ વખતે તો બાળક બચી જશે એમ માનીને મેં સાટીનનું ઝભલું સીવી રાખેલું, ટોપી સીવી રાખેલી, હવે એ કોને પહેરાવશું રે..." અનેક રીતે તે પોતાનો શોક બતાવતી હતી. અને યેસુ, તેની બુઢ્ઢી સાસુ અને કાશીરામ કાંઈ પણ બોલ્યા વગર તેને સાંભળ્યાં કરતાં હતાં. યેસુની આંખો તો કોરી જ હતી. તેને થતું હતું મેના રડી રહી છે તેના પા ભાગનાં આંસુ પણ ભગવાન મને એક વાર તો આપે! એક વાર ખૂબ રડી લઉં તો પછી મન મોકળું થઈ જાય. પણ રડી શકાતું જ નહોતું. તેની બહેન પોતાના ભાણા માટે આટલું રડી શકતી હતી. અને યેસુ મૂંગી બેઠી હતી.... પછી કાશીરામને ગુસ્સો આવ્યો. બોલ્યો : "રાંડને રડતાં પણ નથી આવડતું. આનું તે કાળજું જ કોણ જાણે કેવું છે!.... છોકરું મર્યું છ કોનું ને રડે છે કોણ... તારી બહેનને લાગે છે તેટલુંય તને તો લાગતું નથી...તું તે બાઈ છે કે... " અને આ સાંભળતાંવેંત જ યેસુની બહેન વધારે રડવા લાગી અને કાશીરામની બુઢ્ઢી મા ઊભી થતાં બોલી :

"અરે! એ રડે છે એમાં શું થયું? જેણે પોતાની કૂખમાં જન્મેલાં છોકરાં એક પછી એક પોતાને હાથે જમીનમાં દાટવાં પડે તેનાં આંસુ તો આમ સુકાઈ જ જાય ભાઈ! માણસની આંખમાંનો દરિયો પણ ઓછો પડે એવો પરસંગ આવે ત્યારે... ખોટું રડતાં

તો સૌને આવડે.''

યેસુ તેમ ને તેમ બેસી રહી હતી. બહેને આણેલાં ઝભલાં-ટોપી સામે સૂની નજરે જોઈ રહી હતી... તેવામાં તો બહાર ઢોલકાં વાગવા લાગ્યાં. કોક ઢોલક પીટી રહ્યું હતું અને પુરુષના ઘોઘરા અવાજમાં બેસૂરી રીતે ગાતું હતું, તાબોટા પાડતું હતું. કાશીરામ મૂંઝાઈને બહાર આવ્યો. જુએ છે તો ચાર-પાંચ હીજડા તેના બારણા આગળ તાબોટા પાડીને નાચતા હતા. તેમાંથી એકના ગળામાં ઢોલક લટકતું હતું. તેના પર તાલ વગરના ઠેકા પડતા હતા....

''બચ્ચેકો બાહર લાના ભાય...'' એક જણ નાચવાનું રોકીને, નાયલોનના નાનકડા પાલવથી હવા ખાતા ઘોઘરા અવાજે બોલ્યો.

ત્યાં સુધીમાં યેસુની બહેન અને સાસુ બન્ને બહાર આવી પહોંચ્યાં હતાં. તેમને જોઈને હીજડા બોલ્યા : ''બાય, બચ્ચા હૈ ન અંદર... લે આવ ઉસે બાહર!''

''ઔર સવ્વા પાંચ રૂપિયા લાવ.'' બીજો એક જણ હસતાંહસતાં બોલ્યો.

કાશીરામે જરા આગળ વધીને કહ્યું : ''દેખો ભાય... તુમ લોગ આયે લેકિન... લેકિન અંદર બચ્ચા નહીં હૈ.''

''નહીં કૈસા? તુમ ઝૂટ બોલતા હૈ. પીછલે હપ્તેમેં હમ બાઈકો દેખકે ગયા... ઇતના બડા પેટ આયા થા! ઇતને મેં બચ્ચા હોનાય મંગતા હય. ચલો ઉસે બહાર લે આવ, પૈસા ભી લે આવ.'' આટલું બોલીને એ બધા જ હીજડા જોરજોરથી બૂમાબૂમ કરતા નાચવા લાગ્યા. એક જણ તો કાશીરામને ધક્કો મારી સીધો ઝૂંપડીમાં ઘૂસ્યો. આંખ ઝીણી કરીને ઝૂંપડીમાં ચારે બાજુ જોવા લાગ્યો. ખૂણામાં બેઠેલી યેસુ તરફ શંકાભરી નજરે જોવા લાગ્યો:

''એ બાય, કહાં હૈ બાબા! કિધર છૂપા રખા હય બોલો, હમ જાયેંગે નહીં પૈસા લેને બિગર.'' યેસુની બહેને આણેલું ઝભલું હાથમાં લઈને તે બોલ્યો : ''યે કપડા કિસકે વાસ્તે લાયા હૈ? બચ્ચા નહીં તો કપડે કિસકે વાસ્તે? ઝૂટ બોલતે ક્યા?'' હીજડાઓને નાચતાં જોઈને કાશીરામની ઝૂંપડી આગળ ટોળું એકઠું થઈ ગયું અને ટોળાને જોઈને હીજડાઓને ઓર તાન ચડ્યું. તેઓ તાબોટા પાડવા લાગ્યા, હસતાંહસતાં નાચવા લાગ્યા. અર્થ ન સમજાય એવાં ગીતો ગાવા લાગ્યા. તેમની બૂમાબૂમથી આખી ઝૂંપડપટ્ટી ઉપરતળે થઈ ગઈ.

છેવટે દાદૂમિયાં પોતાની ઝૂંપડીમાંથી બહાર આવ્યો. હીજડાઓની સામે જઈને નીચું મોઢું કરી બોલ્યો : ''માફ કરના ભાઈ લોગ! ઇધરકા બચ્ચા આયા વૈસા ચલા ગયા ખુદાકે ઘર – અબ વો નહીં હૈ. તુમ લોગ ઇધર તમાશા મત કરો.''

પણ હીજડાઓએ તેની વાત માની નહીં. તેમનો રોજનો અનુભવ પણ તેવો જ હતો.

ઝૂંપડપટ્ટીમાંની એકાદ બાઈ ભારેપગે છે એવી ખબર પડે એટલે તેના ઘરનો પીછો તે લોકો કદી છોડે નહીં. તેને બાળક ક્યારે આવે તેમ છે તેનું સતત ધ્યાન રાખે. તેના ઘરમાં પારણું ઝૂલવા લાગે એટલે તેમની પલટણ ખડી થઈ જાય. સવ્વા પાંચ રૂપિયા લીધા વિના પછી એ લોકો રહે જ નહીં. પૈસા મળે ત્યાં સુધી એ લોકો ત્યાંથી ખસે જ નહીં. જરૂર પડે તો પોતાના ઘાઘરા ઊંચા કરી પોતાની લાજ લોકો સામે ખુલ્લી કરતાં પણ તેઓ અચકાય નહીં. એવો વખત ન આવે એટલા ખાતર પણ લોકો માગીભીખીને પણ હીજડાને ઝટ પૈસા આપી દે. પણ કેટલાક લોકો તેમનાય માથાના હોય છે. હીજડાનું નાચવાનું શરૂ થાય એટલે એ લોકો બાળકને બાજુના ઘરમાં કલાકેક છુપાવી રાખે અને નિરાંતે કહી દે : "બચ્ચા ગુજર ગયા."

આથી જ દાદૂમિયાંની વાત તેમણે સાચી માની નહીં. એ લોકો તો નાચતા રહ્યા ને થોડીવાર રાહ જોઈને ગંદી ગાળો ભાંડવા લાગ્યા – સકીના અને દાદૂમિયાં હવે શું બોલવું એનો વિચાર કરતાં ઊભાં હતાં. કાશીરામ હળવેથી ગિરદીમાં ભળી જઈને બહાર ચાલતો થયો. તેની સાળી જાણે સર્કસ જોતી હોય તેમ એ નાચ રસપૂર્વક જોઈ રહી, અને કાશીરામની બુઢ્ઢી મા એક ઉપર એક ગાળો ચોંપડાવવા લાગી. આવું ઠીક વાર સુધી ચાલ્યું. ગિરદી તો ચિક્કાર જામી હતી. આ તમાશો કઈ રીતે બંધ થશે એ કોઈને સમજાતું નહોતું. ત્યાં તો આટલો વખત અંદર મૂંગી બેસી રહેલી યેસુ ઊભી થઈ અને હળવેહળવે ચાલતી બહાર આવી. ઝૂંપડીના બારણાંની વચ્ચે ઊભી રહીને હીજડાઓને કહેવા લાગી : "બાબા, કાયકુ મશ્કરી કરતા યે ઘરકા... યે ઘરમેં બચ્ચા જીતા હી નહીં હૈ.... યે એક વાસુ હી બચ ગયા હૈ – લેકીન ઉસકે બાદ આજ તલક એક ભી બચ્ચા બચા નહીં હૈ... બચ્ચા હોતા તો ખુદ ગીરવી રહ કર પૈસા દે દેતી... બચ્ચા હી નહીં મેરે પાસ... જાવ તુમ લોગ અબ યહાંસે..."

છતાં હીજડા તો નાચતા જ રહ્યા, ગાતા જ રહ્યા. હળવેહળવે ગિરદી ઓછી થવા લાગી. અને એકાએક સામે સરજૂ આવીને ઊભો રહ્યો. તેણે દૂરથી બધો તાલ જોઈ લીધો હતો. અને તે એકદમ આગળ આવ્યો. હીજડાની સામે ઊભો રહીને ગર્જ્યો : "ચાલતે વ્હા સાલ્યાંનો! સમઝતા નહીં. કિધર બચ્ચા હૈ, કિધર હૈ?"

પણ હીજડાઓએ તો એ ડોસાની પણ મશ્કરી કરવા માંડી. એ લોકો સરજૂની આજુબાજુ ટોળું વળી નાચવા લાગ્યા. સરજૂની સાથે આવેલો જોકી કૂતરો જોરજોરથી ભસવા લાગ્યો. અને ફરી ત્યાં આગળ ગિરદી જામવા લાગી. સરજૂએ થોડી વાર રાહ જોઈ. હીજડા અહીંથી ખસવાના નથી તેની ખાતરી થતાં જ તેણે પોતાના ધોતિયાને છેડે બાંધેલા પૈસા છોડવા માંડ્યા. બરાબર એ જ વખતે ક્યાંકથી જયા ત્યાં આવી પહોંચી. તે ક્ષણાર્ધમાં આખી વાત પામી ગઈ. તેણે પોતાની નકશીદાર પર્સ ખોલી અને કહ્યું :

"સરજૂદાદા! હું આપું છું પૈસા આ ભડવાઓને –" પણ તે બોલી રહે તે પહેલાં તો સરજૂએ પોતાના હાથમાંની નોટ નીચે ફેંકી. એક બુઢ્ઢા હીજડાએ તેને તરત ઊંચકી લીધી. અને તરત જ ગાતા-નાચતા ચાલ્યા ગયા.

"તેં શું કામ પૈસા આપ્યા! સરજૂદા!"

"તો શું તારી  રાહ જોઈને બેસું? તારા પૈસાને હાથ અડી જાય તોય ત્રણ દિવસ ઊંઘ ન આવે  મને તો! હલકટ રાંડ!" સરજૂએ ઘુરકિયું કર્યું.

જયા કશું મનમાં લાવ્યા વગર હસતીહસતી યેસુની ઝૂંપડીમાં ગઈ. યેસુની પાસે બેસીને સહેજ ગંભીર બનતાં પૂછ્યું : "વાસુની મા! આ વખતે પણ આવું કેમ થયું હેં? ભગવાન કેવો છે, જુઓ તો ખરા!"

અને અત્યાર સુધી કોરી રહેલી યેસુની આંખો આંસુથી છલોછલ ઊભરાઈ ગઈ. એ નીચું મોઢું કરીને રડવા લાગી.

યેસુની બહેન કશું ન સમજાતાં તેને જોઈ જ રહી, જયાનાં હાવભાવ ને નખરાં જોઈ રહી, અને તે આવતાં જ રડવા લાગેલી પોતાની બહેનને પણ તાકીને જોઈ જ રહી.

થોડીવાર પછી કાશીરામ પાછો ઘરે આવ્યો. તેણે એકસાથે જયા તરફ અને પોતાની સાળી તરફ નજર નાખી અને તે ગૂંચવણમાં પડી ગયો. તેને જોતાં જ યેસુની બહેન ઊભી થઈ અને  બહાર જઈ ઊભી રહી. તેની વાંસોવાંસ કાશીરામ પણ ઝૂંપડીની બહાર ચાલ્યો ગયો.

13

સરજૂ કોળી સાંજે ઘોડબંદર રોડની પાળ પર અમથો જ સમય વિતાવવા બેઠો હતો. ઝૂંપડપટ્ટીમાં રહેતાં બાળકો તેની આજુબાજુ ફૂટપાથ પર રમી રહ્યાં હતાં. રમતાંરમતાં એક ચાર-પાંચ વર્ષનો છોકરો રસ્તા પર દોડી ગયો અને એકદમ જોરથી બ્રેક લાગવાનો અવાજ આવ્યો. સરજૂએ એકદમ એ તરફ જોયું અને બીજી ક્ષણે તે તીરની જેમ રસ્તા પર જઈ પહોંચ્યો. ટ્રક સામે ઊભેલા બીકથી થરથરતા એ છોકરાને તેણે તરત જ તેડી લીધો અને ટ્રક ડ્રાઇવરનો બબડાટ સાંભળવાની પરવા કર્યા વગર તેના તરફ જોઈને એક વાર રસ્તા પર થૂંક્યો અને ફરી પાળી પર આવીને બેસી ગયો. મરણને બારણેથી પાછા આવેલા એ છોકરાને છાતી સરસો ચાંપીને સરજૂ ખાડી તરફ તાકી રહ્યો. હમણાં જ નાળિયેરી પૂનમ આવી ગઈ હતી. દરિયો શાંત થયો હતો. વરસાદમાં ભીંજાયેલાં પંખીઓ પાંખ ઝાટકીને સૂકાં થઈ જાય તેવી ઝૂંપડીઓ લાગતી હતી. કોક મુસલમાની તહેવાર નજીક આવી રહ્યો હતો અને વાંદરાની મસીદ પર રોશની કરવામાં આવી હતી.

ત્યાં તો કામ પરથી પાછા આવતા દાદૂમિયાંને સરજૂએ જોયો. તેણે દાદૂને બૂમ મારી એટલે દાદૂ ત્યાં તેની પાસે આવ્યો. ખોળામાં બેસાડેલા છોકરાને હળવેકથી ફૂટપાથ પર મૂકતાં સરજૂ બોલ્યો : "આ છોકરો હમણાં મરવાનો હતો લૉરી નીચે કચડાઈને – મોતમાવલીએ જ એને બચાવી લીધો."

"ટ્રાફિક બહુત બઢ ગયા આજ કાલ –"

"ટ્રાફિકકુ મારો ગોલી. પૈલા કાય ટ્રાફિક નાય હોતા યા રોડ પર? પણ છોકરાંને રમવા માટે રોડનો ઉપયોગ કરવો નહોતો પડતો પહેલાં. ખૂબ જગા હતી. મી નાનો હતો ત્યારે કેટકેટલી રમતો રમેલો આ ખાડીમાં, શું પાણીમાં કે શું મેદાનમાં! પણ હવે તો સાલા જ્યાં જુઓ ત્યાં આ ઝૂંપડાં ઊભાં થઈ ગયાં છે. છોકરાં બચ્ચારાં રમે ક્યાં? રમે છે રોડ પર ને મરે છે કૂતરાની જેમ –"

દાદૂમિયાંનું ધ્યાન મસીદની રોશની તરફ ગયું. તે બોલ્યો : "ત્યોહાર નજદીક આયા સરજૂદાદા!"

સરજૂએ એ ઝાકઝમાળ રોશની તરફ ક્ષણભર તાકીને જોયું અને પછી તે બોલ્યો : "દાદૂમિયાં હા ખાડીમાં એક મંદિરની જરૂર છે –"

"મંદિરની?"

"હા, મંદિરની... હિંદુઓ માટે ભગવાન તો જોઈએ ને! જો ને સામે મોતમાવલી ખિરિસ્તીઓ માટે છે, તમારા મુસલમાનો માટે આ મસીદ છે... પણ અમારા હિંદુના દેવ જ અહીં નથી. કેમ ખરી વાત ને?"

દાદૂએ કશો જવાબ ન આપ્યો. સરજૂના બોલવા પર તે વિચાર જ કરતો રહ્યો. આ સરજૂ રોજ કાંઈ ને કાંઈ વિચિત્ર જ બોલવાનો. તેની દરેક બાબત વિચિત્ર હોય છે. અત્યારેય તેણે માથે ટોપી પહેરી હતી અને નીચે લંગોટી! સફેદ વાળવાળા પોતાના સાથળો તેણે સાવ ઉઘાડા જ રાખ્યા હતા. શરીરે કુડતું પહેર્યું હતું અને મોઢામાં કોઈક મોટા સાહેબની જેમ કીમતી પાઇપ રાખી હતી. પાઇપ પીતાંપીતાં જ તે ભગવાનની વાત કરી રહ્યો હતો.

"સાલી આ દુનિયામાં દેવ હોત જ નહીં તો બેસ્ટ થાત હોં! અમથાંઅમથાં મંદિર ને મસીદ બાંધવાં ને ખાલીપીલી રોજ ત્યાં આંટા મારવાના! દેવને જ ઘર બાંધી ન આપીએ એટલે પછી એને ત્યાં આંટાફેરા મારવાના જ બચી જાય. કેમ ખરું ને દાદૂ?"

"તું તો ફાવે તેમ બોલે તેવો છે સરજૂદાદા!"

"અરે ફાવે તે કેમ? દેવોને ઘર ન મળે એટલે એ લોકોય તે બાંધવા લાગશે આપણા જેવી ઝૂંપડપટ્ટીઓ. વાહ....દેવોની ઝૂંપડપટ્ટી. ઈશુ ખિરિસ્તની એક ઝૂંપડી, મહમદ પયગંબરની બીજી અને એક અમારા શંકરની!" સરજૂએ પાઇપનો જોરથી એક દમ ખેંચ્યો અને પછી તે જોરજોરથી ખાંસવા લાગ્યો. પોતાની જ કલ્પના પર તેને ખૂબ હસવું આવતું હતું.

"તને ખરું કઉં છું દાદૂમિયાં! આ આખ્ખી માહીમની ખાડીમાં મને તો એકલો તું જ શરીફ આદમી દેખાય છે. એક તું અને બીજી પેલી ગંગા. બાકી બધા સાલા હરામખોર છે... છિનાળ, ચોર, લબાડ અને અવળા ધંધા કરવાવાળા છે... ના, ન,. અહીં મંદિર નથી એ જ સારું છે... આ લોકોથી કંટાળીને તો દેવ પણ મંદિર છોડીને ભાગી ગયો હોત... અરે તને ખબર છે? આ ઝૂંપડપટ્ટી તો અહીં છેલ્લાં પંદર-વીસ વરસ થયાં ઊભી થઈ છે, પણ તે પહેલાં અહીં શું હતું? આ ખાડી, આ ઘોડબંદર રોડ, અને આ પાછળની રેલવે લાઇન... બસ. અરે તમે લોક અહીં રહેવા આવ્યા તે તો હજી મને યાદ છે. તમારા શરીર પરના એકેએક વાળને હું ઓળખું છું.... આ ખાડીની દરેકેદરેક ઝૂંપડીમાં શું ચાલે છે તેની મને ખબર હોય છે દાદૂ! જોને આ કાશીરામ સાલો ભેનચોદ સોના જેવી બૈરીને મૂકીને સાળી સાથે છાણ ખાતો થયો છે. આ લંગડો કિશન.... ને એનો છોરો પેલો ભીખો... સાલો એક દી જેલમાં ન જાય પથ્થર ફોડવા તો મને કહેજે.... સાલી ઓલાદ જ હરામી... અને પેલા પાઇપ પરના મવાલી છોકરા.... સાલા ભેનચોદ... આખા

ગામનો ઉકરડો ભેગો થયો છે તેમાં તો.... બપોરે ભાયડાઓ ઝૂંપડીપટ્ટીમાં ન હોય ત્યારે કોઈના ઘરમાં ઘૂસીને બૈરીની લાજ લેતાં પાછું વાળીને જુએ એવા નથી સાલા! આ સામેના કસાઈખાનામાં લઈ જઈને સાલા બધાને ખસી કરાવી નાખવી જોઈએ. ઈ વગર સુધરે એવા નથી. અને અહીંની બૈરીઓ પણ એવી જ હોં દાદૂમિયાં... હું કોઈની વચમાં નથી આવતો પણ મારું ધ્યાન તો બધે જ હોય છે હોં... આખ્ખો દિવસ ભૂતની જેમ ભમ્યા કરું છ ને આખી ઝૂંપડપટ્ટીમાં એટલે... આપણે શું, નથી કામ, નથી ધંધો. પાવશેર મળી જાય તો પી લેવાનો નહીંતર ઘરે જઈને બેસવાનું. પણ મારી નજર છે શકરા બાજ જેવી હોં. એકે ઝૂંપડી કે એકે માણસ એમાંથી છટકી શકે નહીં હોં! તારા ઘરમાં પેલી છોકરી આવી છ ને... જરા એને સંભાળીને રાખજે... સાલીનાં લખ્ખણ બરાબર નથી... જો તને પહેલેથી કહી દઉં છું... નહીંતર તારા ઘરનેય કાળી ટીલી લાગી જતાં વાર નહીં લાગે...."

"કોને માટે કહે છે આ બધું સરજૂદાદા?"

"કોને માટે એટલે? પેલી તારી શરમાળ કૂકડી રોશન-ફ્રેશન કોક છે ને! સાલીનો ઘાઘરો છૂટી ગયો ત્યારે તો ખાડીમાં જીવ દઈ દેવા તૈયાર થયેલી... "

"પણ કર્યું છે શું રોશને એ તો કહે સરજૂદાદા...."

દાદૂના બોલવામાં અધીરાઈ ડોકાતી હતી.

"જા. તેને જ જઈને પૂછને..."

"તોય તે..."

"લંગડાની છોકરીની સાથે કાલે પાછી પિચ્ચર જોવા ગઈ હતી – પેલી આવીને આને લઈ જાય છે. મેં મારી સગી આંખે જોઈ બન્નેને ટેક્સીમાં બેસતી...."

"જયાની સાથે?"

"હા, હા. જયાની સાથે. ધ્યાન રાખજે છોકરીનું. નહીંતર એક દિવસ તેને પણ ખારના રેલવેયાર્ડમાં મોઢું રંગીને ઘરાકની વાટ જોતી બેઠેલી ભાળીશ તું...."

"સરજૂદાદા–"

"અને જો, હું પૂરેપૂરો હોશમાં છું હોં અત્યારે! મને ચડ્યો નથી... આજ તો મેં પીધો જ નથી..."

દાદૂ મૂંગોમૂંગો ઊભો થયો અને ઝૂંપડપટ્ટીની દિશામાં ચાલવા લાગ્યો. પાળ પર બેઠેલા સરજૂએ બુઝાઈ ગયેલી પાઇપ ફરી સળગાવી અને ખૂબ જોરથી એક દમ ખેંચ્યો...

# 14

આ વખતનું છોકરું મરી ગયા પછી હજી કાશીરામની બૈરી પથારીવશ જ હતી. સુવાવડ પછીનો દુખાવો હવે ધીમેધીમે ઘટતો જતો હતો... છતાં ચાર મહિના થયા તોય હજી તેનામાં ઊભા થવાની તાકાત નહોતી આવી... આખો દિવસ તાવથી તરફડતી તે પડી રહેતી. નાનો વાસુ ટગરટગર જોતો ઝૂંપડીના બારણામાં બેસી રહેતો. ભૂખ લાગે એટલે રડવા લાગતો. કાશીરામની બુઢ્ઢી મા માહીમ સ્ટેશન સામેના સિંધી લોકોના મકાનમાં આખો દિવસ કપડાં-વાસણ કરવા જતી; અને સાંજે પાછી આવતી. ત્યારે ક્યારેક સિંધી પદ્ધતિની મીઠાઈ, ક્યારેક તળેલા માંસના ટુકડા, મટનનો રસો, પરોઠાં વગેરે બપોરે વાસણ માંજતાં એઠવાડમાંથી મળેલ ખાવાનું ભેગું કરીને લઈ આવતી. કાશીરામ હમણાંથી ધારાવીમાં પોતાની સાળીને ત્યાં જ પડ્યોપાથર્યો રહેતો હતો. ચાર-છ દિવસે એકાદ આંટો ખાડીમાં મારી જતો. પથારીમાં પડેલી અને ચીંથરામાંથી માંડ દેખાતી યેસુ તરફ થોડીવાર મૂંગોમૂંગો જોઈ રહેતો, અને વાસુના હાથમાં પાંચ-છ આના મૂકીને પાછો ચાલ્યો જતો. આજે પણ એવી જ રીતે તે આવ્યો હતો. ઝૂંપડીમાં ગંગા અને સકીના યેસુની ચાકરી કરતાં બેઠાં હતાં. ગંગા યેસુના કળતા પગ હળવેહળવે દબાવતી હતી. સકીનાએ દાદૂની પાછળ પડીને બાળંતકાઢાની બાટલી મગાવી હતી. તેમાંની દવા કપમાં કાઢીને એ પીવાનો તે યેસુને આગ્રહ કરી રહી હતી.

"યેસુબાઈ! એમ કરીશ તે કેમ ચાલશે? એક તો એક, છોકરો છે તો ખરો જ ને! આટલી દવા પી જા તો, જલદીજલદી સાજી થઈ જવું છે ને તારે?"

"બાઈ! અહીંયાં તો તારા હાથપગ પર ઊભી રહીશ તો જ દિવસો કાઢી શકીશ... તું પથારીમાં પડી રહીશ તો કૂતરાંય તારી ખબર પૂછવા નહીં આવે... આ માહીમની ખાડી છે જ એવી."... ગંગા બોલી.

યેસુ કાંઈ બોલતી નહોતી... પણ તેની ઊંડી ઊતરી ગયેલી આંખોમાંથી ખળખળ પાણી વહી રહ્યાં હતાં. પછી તેણે ટૂંટિયું વાળ્યું અને ગોદડીમાં મોં છુપાવીને ધ્રુસકેધ્રુસકે રડવા લાગી.... ગંગા તેને સમજાવતાં કહેવા લાગી :

"બાઈ! આમ રડ્યા કરીશ તો કેમ ચાલશે? અમે શું સમજતાં નથી તારું દુ:ખ... બાઈ માણસની વાત... એનો ભાયડો સારો હોય તો તો ભૂખેદુ:ખે પણ દિવસો કાઢી

નાખે... તાવ આવે તોય 'તાવ આવ્યો છે' એમ ન કહે.. ગમે તેવી બીમારીથી ડરે નહીં. ભાયડાનું સુખ હોય તો એનામાં હાથીનું જોર આવી જાય... પણ તારા-મારા જેવીના નસીબમાં એ સુખ જ નથી આપ્યુંને દેવે... તેમાં આપણે શું કરીએ?... કોને કહીએ?... આપણું નસીબ જ ફૂટેલું. મૂંગાં મૂંગાં બેસી રહેવાનું બીજું શું? પેટના છોકરા માટે થઈને ગમે તેવા દિવસો આવે તોય હસતાંહસતાં વિતાવી દેવાના... મારી જ તરફ જોને... મારો ભાયડો પે'લા તો કેવો હારો હતો. કારખાનામાં પગ કપાઈ ગયો ને જે દિવસથી તે ઘરે બેઠો તે દિવસથી મારો દી રૂઠ્યો... લોકોને લાગે કે લંગડો છે... પણ ગાંજો પીને આવે ત્યારે તો એવી મારઝૂડ કરે છે! ઈ તો આ શરીર લોખંડનું છે એટલે ટકી રહ્યું છે. ગાંજો પીવે, જુગાર રમે, મને મારે, છોકરાંનેય તે પોતે જ અવળે રસ્તે ચડાવે છે. જયા કેવી સોનાના ટુકડા જેવી છોકરી હતી! પણ મારા ભાયડાએ જ તેને ભગાડી.. પોતે ઊઠીને છોકરીનો ભવ બગાડ્યો... અને પેલો ભીખલો... તેને મવાલી બનાવ્યો તેના બાપે પોતે જ... હવે તું જ કહે મને શું સુખ છે? પણ આવેલા દિવસ કાઢવા તો ખરા ને... કોને માટે? નાનાં બે છોકરાં છે ને.... તેનું તો ભલું થવા દે... ઝૂંપડપટ્ટીમાં જન્મેલાં છોકરાંને નહીં સ્કૂલ, નહીં માસ્તર, તેમણે તો અહીં જ નાનેથી મોટા થવાનું ને અહીં જ ચોરીબોરી કરી, દારૂ ઢીંચીને એક દી જેલમાં જવાનું. એક તો ઝૂંપડપટ્ટીમાં રહેવાનું ને પાછો ભાયડો આડી લાઇનનો... પછી હું કે તું શું કરી શકીએ?''

ગંગા જાણે પોતાની સાથે જ વાત કરતી હતી. પોતાના સંસારના ચીંથરેચીંથરાં સકીના અને યેસુની સામે ફાડી રહી હતી. તેમાં ક્યાંય થીગડું મારી શકાય તેમ નહોતું. પણ આ બધું સાંભળીને યેસુને થોડી રાહત થશે એ જ તેનો હેતુ હતો... પણ તેને પોતાનેય ભાન નહોતું કે પોતે શું બડબડી રહી છે... તેના બોલવામાં સ્કૂલનું નામ આવતાં જ યેસુ એકદમ સ્વસ્થ થઈ ગઈ. રડવાનું થંભાવીને આશાપૂર્વક ગંગાના મોં સામું જોવા લાગી. પછી દીન અવાજે બોલી :

''ગંગાબાય, હું કાંઈ હવે ફરી ઊભી થવાની નથી... પણ મારા મનની એક વાત એમની એમ રહી જશે એમ લાગે છે.''

''કઈ વાત છે તારા મનમાં?'' સકીનાએ પૂછ્યું.

યેસુ એકદમ પથારીમાં બેઠી થઈ ગઈ. પોતાના પીળા પડી ગયેલા હાથ આગળ કરીને આજીજીભરી આંખે તેણે ગંગા અને સકીના તરફ જોયું અને પછી બોલવા લાગી:

''જુઓ બાઈઓ! તમે તો મારી બે'ન જેવી છો. જેવો મારો વાસુ તેવો જ સકીના તારો અબ્બાસ અને એવાં જ તારાં રતન અને સાયબુ પણ ગંગા! આ છોકરાં સ્કૂલનું મોઢું કે દી જોવા પામશે? તેમના કાન પર માસ્તરના ચાર સારા બોલ ક્યારે પડશે? પાઇપ લાઇન પરના છોકરાં જોઈએ છીએ ત્યારે થાય છે કે દસ વરસ પછી આપણા વાસુ,

અબ્બાસ ને સાયબુ પણ આમની જેમ જ મવાલીગીરી કરતા થઈ જશે અને ત્યાં જ જઈને બેસશે... મને તો રાતે ઊંઘ આવતી નથી... કાલ સવારે હું મરી જાઉં ત્યારે શું થશે મારા વાસુનું?..." અને એકાએક તે ફરી ધ્રુસકેધ્રુસકે રડવા લાગી.

સકીના અને ગંગા શું કરવું તે ન સૂઝવાને લીધે થોડીવાર મૂંગાંમૂંગાં બેસી રહ્યાં. યેસુએ બોલીને વ્યક્ત કરેલી ચિંતા ગંગાના મનમાં પણ પોતાના પગ પસારી રહી હતી. સકીનાએ તો હજી એ અંગે વિચાર જ કર્યો નહોતો.... થોડીવાર પછી ગંગા બોલી:

"યેસુ, આમ આંખમાંથી દુઃખ વરસાવ મા બાઈ. જે આખી દુનિયાનું થશે તે જ મારાં ને તારાં છોકરાંનું ય થશે... આ છોકરાંને નિશાળનો રસ્તો બતાવવો જોઈએ એમ તો અમનેય લાગે છે..."

"વચ્ચે અબ્બાસના બાપા કહેતા હતા ખરા કે તેને મસીદની પાસેની મદ્રેસામાં મોકલવાનો છે." – સકીના બોલી.

"કોકે આ વાત મનમાં લેવી જોઈએ.... આપણને એવી વાતમાં શું ખબર પડે...? સકીના, અબ્બાસના બાપાને વાસુ ને સાયબુ માટે પણ પૂછી જોજે.... અબ્બાસની સાથે એ બન્ને પણ જશે નિશાળમાં –"

"પૂછી જોઈશ –"

"નહીંતર મારો જીવ મૂંઝાયા કરશે... હું સુખેથી મરી પણ નહીં શકું – "

"તું તેના કાંઈ બી ચિંતા ન કર... આપણે કાંક પણ તોડ કાઢશું... બીજું કોઈ મદદ નહીં કરે તોય સરજૂદાદા તો જરૂર મદદ કરશે... તેની આખ્ખા માહીમમાં ઓળખાણ-પાળખાણ છે."

"હા, ગંગાબાઈ! એમ જ કરીએ. સરજૂદાદા 'ના' કહે એવો નથી."

"હવે આ દવા પી લે જોઉં... જીવ બચશે તો છોકરાને પાઇપ લાઇને લાગેલો જોઈશ– "

યેસુએ કપમાંનો બાળંતકાઢા પી નાખ્યો અને તે ફરી પથારીમાં પડી. ત્યાં તો વાસુ બૂમો પાડતો આવ્યો. –"

"મા, બાપા આવ્યા..... બાપા આવ્યા –"

કાશીરામ આવ્યો ને સીધો ઘરમાં દાખલ થયો. તેનો હાથ પકડીને વાસુ તેને મા તરફ ખેંચવા લાગ્યો. સકીના અને ગંગા પોતપોતાના ઘરે જવા માટે ઊભાં થયાં. કાશીરામ આવતાં જ તેના મોંમાંથી આવતી દારૂની વાસ એ બન્ને ઓળખી ગયાં. દવાના કપ તરફ અને બાજુમાં પડેલી બાટલી તરફ કાશીરામે જોયું અને તે ગુસ્સે થઈને બોલી ઊઠ્યો :

"તમે શીદને દવાપાણી કરો છો આ રાંડનાં! છો મરે, કાલ મરતી હોય તો આજ. જેનાં છોકરાં જીવે નહીં એવી બાયડીને ઘરમાં રાખીને રેશનનું અનાજ નકામું શું કામ

બગાડવું?.... ભલે મરી જાતી રાંડ –'' અને તેણે લાત મારીને બાળંતકાઢાની બાટલી ઉડાવી દીધી....

યેસુ શાંત ન રહી શકી. એ પથારીમાં કણસતાંકણસતાં બોલી :

''હું મરું એની જ રાહ જોઈને બેઠો છ તું તો . મને ખબર છે. સગ્ગી બહેન ઊઠીને મારી શૉક્ય થવા તૈયાર થઈ છે ત્યારે તને તો બીજું સૂઝે જ શું? આણ, આણ તેને મારી છાતી પર... પણ તે પહેલાં મારો ટોટો પીસી મારો જીવ લઈ લે ને આ છોકરાને ખાડીમાં ફેંકી દે. પછી જે રામલીલા કરવી હોય તે કરજે આ ઘરમાં... બચાડી પડોશણો દવાપાણી કરે છે તેને લાત મારવાથી કાંઈ હું મરી જઈશ? મને લાત માર... મને જ મારી નાખ....''

તેનો એકએક શબ્દ સાંભળીને કાશીરામનો પારો ચડતો જતો હતો... એ એકદમ આગળ આવ્યો અને એ હાડકાંના માળખા પર તેણે જોરથી એક લાત મારી. પછી બીજી, પછી ત્રીજી... યેસુ પથારીમાં પડીપડી ડોકી તૂટી ગયેલી કૂકડીની જેમ તડફડવા લાગી. તેણે એક વાર ચીસ પાડી. તરત જ સકીના અને ગંગા આગળ દોડ્યાં અને કાશીરામની આડે ઊભાં રહ્યાં... ''અરે, અરે આ શું કરો છો? મરી જશે તો આ બાઈ... હવે એનામાં વળી કેટલું જોર હોય....''

''રાંડ બહુ ફાટી છ. ચાર મહિના થયા તોય પથારીમાંથી ઊભી થતી નથી. હવે આવું નહીં ચાલે... તેને હોંશ છે ને....! આજે જ લાવીશ શૉક્યને એને માથે! આજે જ બતાવી દઉં છું એને મારું પાણી.... આજ ને આજ જઈને મેનાને લઈ આવું છું. સમજે છ શું એના મનમાં રાંડ....'' કાશીરામ બડબડતો હતો અને વાસુ બૂમાબૂમ કરતો મા અને બાપની વચ્ચે આમથી તેમ દોડીને ગભરાવા લાગ્યો. કાશીરામે તેને પણ એક તમાચો ચોડી દીધો... એટલે એ જોરજોરથી રડવા લાગ્યો.

એટલામાં બહારથી કાશીરામની મા પણ આવી પહોંચી. પાલવ નીચે ઢાંકીને તે કાંક ખાવાનું લેતી આવી હતી. દરવાજામાં દાખલ થતાં જ તે બધી વાત પામી ગઈ. દોડતી આગળ આવી. છોકરાને પડખામાં લઈને તે વહુ પાસે બેસી ગઈ. છોકરા તરફ જોતાં ત્રાટકી જ પડી :

''અરે સેતાન! આના કરતાં તો એનો જીવ જ લઈ લે ને! આમ મારઝૂડ નહીં કર તોય હવે આ કાંઈ ઝાઝા દી જોવાની નથી. શીદને પાપનો પોટલો બાંધ છ? આ તે તને કેવી કમત સૂઝી છે!''

દરમ્યાન સકીના દોડતી ગઈ હતી અને તેણે દાદૂને મોકલ્યો હતો. દાદૂ ઉતાવળે આવ્યો અને બન્ને બહાર જતાં જ ડોસી બન્ને હાથે ધડાધડ કપાળ કૂટવા લાગી...

ગંગા આગળ વધી અને યેસુને કેટલુંક વાગ્યું છે તે જોવા લાગી. એ વેંતભર ઝૂંપડીમાંના ફાટેલા-તૂટેલા સંસારમાં ગરીબ માણસના નસીબમાં એક વંટોળિયો આવીને

ચાલ્યો ગયો અને તેણે ફેલાવેલી કમનસીબી એ માણસો હળવેહળવે વીસરવાનો પ્રયત્ન કરવા લાગ્યાં...

યેસુની સાસુએ સિંધી કૉલોનીમાંથી આણેલું એંઠું ખાવાનું ઉઘાડું જ પડ્યું હતું. તેના પર માખીઓ બણબણવા લાગી. અને ક્યારનો ભૂખ્યો થયેલો વાસુ એ તરફ ફક્ત જોઈ રહ્યો. કોઈએ તેને ખાવા કહ્યું પણ નહીં અને તેનેય તે ખાવાનું મન ન થયું.

# 15

"દાદૂમિયાં, હમ સચ્ચી બોલતા હય! મેનાને આજ રાતે જ ઘરે લઈ આવીશ! આપણાથી આ સહન થવાનું નથી... તું જ કહે હું શું કરું? વાસુની માને મેં લાતો મારી... કદાચ થોડી વધુ મારી હોત તો મરી પણ જાત! પણ મારો ગુસ્સો હાથમાં નથી રહેતો.... મરદ છું હું મરદ... આજ ચાર મહિના થયા. મરદને બૈરી જોઈએ ત્યારે મળે નહીં તો કેવું માથું ફરી જાય... ઘરમાં માણસ ભૂખ્યો રહેતો હોય તો તેની નજર પડોશીના રાંધણિયામાં જાય જ. હું આદતથી તો સારો માણસ છું હોં દાદૂમિયાં... રંડી પાસે જવાની તો મારી હિંમત જ ચાલતી નથી... બે રૂપિયામાં સાલી આખા ભવની મુશ્કેલી ઊભી થઈ જાય... લંગડા કિશનને પૂછ.... સાલાનો એક પગ લંગડો થયો છે ને બીજો પગ ફરફોલી ગયો છે રંડીબાજી કરી કરીને.... સાલા બંને પગે લંગડા થવાની આપણી તૈયારી નથી... તેના કરતાં મેના સારી... એ તો મારી પર આશક થઈ ગઈ છે... તેને ધારાવીના લોકો બહુ તરાસ આપે છે.... સાલા બધા મોચી, હરામખોર... તેને હેરાન કરે છે... મેના કહે છે 'મને તારે ઘરે લઈ જા.' પણ વાસુની મા એમ 'હા' પાડે તેવી નથી તો. એટલે જ મેં એને લાતો મારી છ."

દાદૂમિયાં બધું સાંભળી રહ્યો હતો. સકીના અને રોશન પણ કાશીરામનું આ બોલવું સાંભળી રહ્યાં છે એનો ખ્યાલ આવતાં તેને બેચેની લાગતી હતી. પણ તેને પોતાને કાશીરામની જેમ ખુલ્લેખુલ્લું બોલતાં આવડતું જ નહોતું. દારૂના નશામાં ચકચૂર કાશીરામને 'જરા મોં સંભાળીને બોલ' એમ કહેવાનો તો કશો અર્થ જ નહોતો. તેને ચાર સહાનુભૂતિની વાત કરી શકાય તો સારું એમ વિચારી અને યેસુને મારમાંથી બચાવવા માટે થઈને દાદૂ કાશીરામને પોતાની ઝૂંપડીમાં લઈ આવ્યો હતો. પણ તેને કાંઈ બોલવા દીધા વગર કાશીરામ જ સતત બોલબોલ કરતો જતો હતો. તેને છેવટે રોકીને દાદૂ બોલ્યો :

"જરા ઠેર કાશીરામ! મૈં એક બાત કહતા. વો સુન" દાદૂ ક્ષણભર થંભ્યો. કપાળ પર જામેલો પરસેવો તેણે લુંગીનો છેડો ઊંચો કરી લૂછી નાખ્યો. એક વાર જરા અંદરની બાજુ જોઈ લીધું અને તે ધીમે સાદે બોલ્યો :

"જો, મેના તારા પર આશક થઈ છે એમ કહે છ ને તું?"

''હા, હા, જરૂર.'' કાશીરામ બેઠો હતો ત્યાં જ થોડો ટટ્ટાર થયો અને પછી પાછા ખભા ઢાળી દીધા.

''તો પછી એને અહીં યેસુની આંખ સામે શા માટે લાવ છ ખાલીપીલી?''

''કેમ, બન્ને બહેનો રહેશે સાથેસાથે...''

''કાશીરામ, એવું નથી. બહેન હોય તોય કોઈ પોતાનો ભાયડો બીજી બાઈને આપે ખરી? તારી ડોસીને પણ એ ગમશે નહીં.''

''પણ એ બોડકીને તો પૂછે જ કોણ?''

''એમ કેમ ચાલે? તારી બૈરીને તારા છોકરાના મોંમાં બે ટાઇમ ખાવાનું કોણ નીરે છે? તું કાંઈ ઘરનું ધ્યાન થોડો જ રાખે છે?''

''પણ મારુંય કોણ ધ્યાન રાખે છે ઘરમાંથી? હું શું કામ એમની સામે જોઉં?''

''પણ તેથી મેનાને ઘરમાં ઘાલીને તને શું ફાયદો થશે? એના કરતાં એને ત્યાં જ રહેવા દે ધારાવીમાં... તને ફાવે ત્યારે તું ત્યાં જઈ આવ.... પણ ઘરનાં માણસના આવા હાલ ન કર બાપ!''

''ખરું કહું દાદૂમિયાં! મને તો રોજ ને રોજ મેના જ જોઈએ છે. મન થાય ત્યારે ત્યાં જઈ આવજે એમ તું કહે છે પણ મારું મન તો હમેશાં તેને જ માગ્યા કરે છે... સવાર, સાંજ, રાત...આખો દિવસ મને તો બસ મેના જ જોઈએ... નથી રહેવાતું સાલું મારાથી તેના વગર...''

''તો પછી જા. ત્યાં જ જઈને રહે. મને કોઈ પૂછગાછ ન કર.'' દાદૂ ખિજાઈને બોલ્યો. તેના અવાજમાંથી ખીજનો કાશીરામને નશાની દશામાં પણ ખ્યાલ આવ્યો. તે એકદમ ઊઠ્યો અને દાદૂના પગ પકડીને આજીજી કરવા લાગ્યો :

''માફ કર મને દાદૂમિયાં! તું મેરા બડા ભાય જૈસા હય.... તુમ ઘુસ્સા મત કરો... તું જ કહે, મેનાને ઘરમાં ન ઘાલું તો શું કરું? સાલા ધારાવીમાં તો એના ઘર પર એકેએક માણસની નજર ચોંટી છે. પરમ દિવસે જ એક મોચીએ મને છરો બતાવીને દમ દીધો... બોલ્યો : ફરી આ સાઇડમાં આવીશ તો ખીમો કરી નાખીશ.... મેના અમારી છે. તું જ કહે દાદૂ, મારો જાન આપી દઉં કે મેનાને અહીં લઈ આવું? એને પૂછું છું તો એ રાંડ તો કહે છે : મારે શું? અહીં પણ મને તો ગમે છે, તારે ત્યાં આવીશ તોય મને તો ગમશે... આવી હરામી છે એ તો... મને તો સાલો એવોય ડાઉટ આવે છે... ત્યાં એક ગોરોગોરો પહેલવાન જેવો મોચી છે... તેની સાથે સાલી લાગુ થઈ ગઈ લાગે છે.... મને તો સાલી અમથો જ લબડાવે છે....''

કાશીરામના આ બબડાટનો અંત આવવાનો નથી એનો દાદૂને ખ્યાલ આવ્યો અને તેણે કાશીરામને ખભે હાથ મૂક્યો :

"જો કાશીરામ! તારે જે કરવું હોય તે કર... પણ આજ મારી તેમ ફરી કોઈ દી બૈરીને મારતો નહીં... કોક દી મરી જશે તો ભારે થશે... તું મારીશ નહીં તોય તે હવે ઝાઝા દિવસ તો જીવવાની નથી... તારેય મારા અબ્બાસ જેવો છોકરો છે.... નકામો એ બિચારો નમાયો થશે... તેની તો ચિંતા કર... દારૂ પી... પણ થોડો ઓછો પી અને ઘર છોડીને ચાલ્યો ન જતો, બૈરીને ને ડોસીને ભૂલતો નહીં.... જો આ દુનિયામાં ઇન્સાનિયત એ એક જ ચીજ માણસે સાચવી રાખવા જેવી છે... પછી આખી દુનિયા ડૂબી જાય તોય વાંધો નહીં... અરે પોતાની બૈરી, પોતાની ડોસી ને પોતાનાં છોકરાંને હેરાન કરીને કોને આજ સુધીમાં સુખ મળ્યું છે? ઝૂંપડપટ્ટીના ગંદવાડમાં ભલે રહીએ... પણ આપણું દિલ એ ગંદકીમાં ડૂબી જવું ન જોઈએ..."

કાશીરામ ધ્યાનપૂર્વક સાંભળતો હતો. પછી એ એકાએક શિયાવિયા થઈ ગયો અને ધ્રુસકેધ્રુસકે રડવા લાગ્યો. દાદૂમિયાંને તે એકદમ ભેટી પડ્યો અને ગદ્દગદ્દ અવાજે બોલ્યો... "મારી ભૂલ થઈ ગઈ.... મને માફ કર... હવે, જો, જઈને યેસુના પગ પકડું છું. તેને આ પગે લાત મારી તો એ જ પગને ડામ દઉં છું.... તું જો દાદૂમિયાં..." અને તે લથડિયાં ખાતો પોતાની ઝૂંપડીની દિશામાં ચાલવા લાગ્યો.

દાદૂમિયાંએ એને રોક્યો નહીં. એ જોઈ જ રહ્યો. કાશીરામની ઝૂંપડીના બારણા આગળ બેસીને અત્યારે વાસુ અને અબ્બાસ ગોટીથી રમી રહ્યા હતા. કાશીરામને આવતો જોઈને જ ડોસીએ બારણું બંધ કરી દીધું; અંદરથી કડી લગાડી દીધી. કાશીરામે એ બંધ બારણાને બે-ચાર વાર હડસેલ્યું અને પછી જાણે થાકી ગયો હોય તેમ નીચે બેસી ગયો. બંધ બારણાને અઢેલીને તે શૂન્ય આંખે સામે જોતો જ રહ્યો. પછી વાસુ દબાતે પગલે તેની પાસે આવ્યો. તેણે કાંઈ પણ બોલ્યા વગર બાપને ખભે હાથ અડકાડ્યો – તરત જ કાશીરામે આવેગથી તેને પાસે ખેંચ્યો અને છાતી સરસો ચાંપી દીધો.

અબ્બાસ આંખો ફાડીને બધું જોઈ રહ્યો હતો. એ ગભરાઈ ગયો અને સીધો પોતાની ઝૂંપડીમાં ઘૂસી ગયો. ખાટલા પર બેઠેલા દાદૂ પાસે પહોંચ્યા પછી જ તેણે નિરાંતનો શ્વાસ લીધો.

# 16

રતનના માથામાંથી જૂ વીણતી ગંગા બેઠી હતી. લોહી પી પીને ફૂલેલી જૂને પાસેના પાટિયા પર મૂકીને તે નખથી ચીરી નાખતી હતી અને બબડતી જતી "– રતન, તારી મોટી બે'નનું લોહી પીધું હતું તેમ આ રાંડ જૂઓ તારું પણ લોહી પીવા લાગી છે! પણ મોટી બે'ને ભવાડા કર્યા એવા ભવાડા તું ન કરે તો બસ!.... તું તો દેખાવમાંય તેના કરતાં વધુ ઊજળી છે. પણ તનેય કહેવાથી શો ફાયદો – જ્યાં સુધી નસીબમાં આ વસ્તીમાં રહેવાનું લખાયેલું છે ત્યાં સુધી કોઈની ઇજ્જતનો ભરોસો રખાય તેમ નથી." પોતે શું બોલી રહી છે તેનુંય ગંગાને ભાન નહોતું. રતનને જૂ નીકળતાં સારું લાગતું હતું અને બન્નેની સામે પડેલું લાકડાનું પાટિયું લોહીના લાલ ડાઘથી રંગાતું જતું હતું....

સરજૂ માથા પરની ટોપી સરખી કરતો ગંગાને બારણે આવીને ઊભો રહ્યો અને ખોંખારો ખાઈને બોલ્યો :

"ગંગાબાય! તારો ઘરવાળો છે કે ઘરમાં?"

"ના રે, બપોરનો બહાર ગયો છે, તારી સાથે નહોતો?"

"મારી સાથે તો છેલ્લા પંદર દિવસથી નથી આવતો. પંદર દિવસમાં આ ખાડીમાં શુંશું બની ગયું છે તેની તને ખબર છે ખરી? લંગડો મારી સાથે બેસતો હોત તો તેને ખબર પડત... કાશીરામ સાળીને પોતાના ઘરે લઈ આવ્યો અને પોતાની બૈરીની પથારી પર તેને પોઢાડી, તારી છોકરીએ ધંધો શરૂ કર્યો, એટલું જ નહીં પણ પેલી અબ્બાસની બહેનને... ગામડાંની એ કુમળી છોકરીને પણ તેણે પોતાને રવાડે ચડાવી છે... શામુ પેન્ટર પાઇપ પરના પોતાના બધા દોસ્તારોને લઈ ગયો હતો પરમ દિવસે તારી છોકરીને ભગાડવા... અને આ બધામાં તારો લંગડો ભાયડો... કિશન જવાબદાર! તું બેસી રહે અહીં છોકરીની જૂ મારતી. આ રાંડ પણ તને શું યશ અપાવવાની છે? અહીંનાં પાણી અને માટીનાં ગુણ જ એવા છે. અહીંની આખી વસ્તી જ ચોરટી છે. જે લોક પાણી પણ ચોરી કરીને પીએ તેની દાનત સીધી ક્યાંથી રહે?... તારી આ છોકરી પણ આ જ વસ્તીમાં મોટી થશે તો તારી મોટી છોકરીને પગલેપગલે જ ચાલશે એમાં શંકા નથી... ધ્યાન રાખજે."

સરજૂ પોતાની હંમેશની ટેવ પ્રમાણે બબડતો હતો. ગંગાને ગાળો દેતો હતો, તેના

ભાયડાને ગાળો દેતો હતો અને તેની છોકરીને પણ....

ગંગાએ આ બધું સાંભળી લીધું અને પછી પૂછ્યું :

''સરજૂદાદા! તું તો હવે ડોસો થયો. મારા બાપ જેવો ગણાય! તું જ કહે મેં શું ભૂલ કરી છ? તેં જ્યાની વાત મારે કાને નાખી તે જ ઘડીથી મેં જીવ બાળીને ખાખ કર્યો છ, છોડીને સીધી કરવા, સત્તરવાર તો હું તેને ઘેરે જઈ આવી. મનામણી કરી તેની કેટલીય–''

''પણ તે પહેલાં તારી આંખો ફૂટી ગઈ હતી?''

''રાંડ આમ છેક છાણ ખાતી થઈ જશે એમ મેં માન્યું નહોતું. સરજૂદાદા, હું તો સારા ઘરની છોકરી છું. મારા નસીબે મને આ વસ્તીમાં ફેંકી દીધી છે, નહીંતર પિયરમાં તો બીજા ભાયડાનો નખ પણ જોવાય નહીં!''

''પણ જ્યાની ચાલ તો પહેલેથી જ તેવી હતી. તેં નજર રાખી હોત, તેં ધાક રાખી હોત, તો છોડી આમ છેક હાથથી જાત નહીં... પણ તુંય શું કરે? ઠીક જવા દે! હવે એક કામ કર... હું શામુ પેન્ટરને પીટવાનો છું આજે... મોરી રોડની ગેંગ લાવવાનો છું પાશેર-અચ્છેર પાઈને...તું એક મરઘી મારીને રાંધી રાખજે...

''હું મરઘી ક્યાંથી આણું સરજૂદાદા! તું આણ તો હું રાંધી દઈશ.''

''ભલે, હું લાવી દઈશ મરઘી. આજે રાતે આઠ વાગ્યા પહેલાં તૈયાર રાખજે. ફ્રન્ટિયર જાય છે એ ટાઇમે હું આવીશ.''

''પણ મારી છોડીના જીવને કાંઈ વાંધો નહીં આવે ને સરજૂદાદા?''

મારી છોકરી હોય તો તો ક્યારની ખાડીમાં ફેંકી દીધી હોય... શું જોઈને તું બોલ છ ગંગાબાઈ છોડીના જીવ બાબત? આવા બીજને તો રાખવું જ શું કામ જોઈએ? પણ તું ગભરાતી નહીં. હું શામુને સીધોદોર કરીશ ને તારી છોકરીને તારી પાસે લાવીને મૂકીશ.''

''પણ શામુનેય બહુ મારતા નહીં હોં સરજૂદાદા.''

સરજૂ ભડક્યો. તેના જૂના તાંબાના પૈસા જેવા રંગનો ચહેરો વધારે ઘેરો લાલ થયો. કપાળ પર કરચલીઓ પડી ગઈ. માથા પરની હેટ હાથમાં લેતાં તે બોલ્યો :

''તું તો પરોપકાર કરવાવાળી કોક મોટી સીતા કે સાવિતરી લાગ છ બાઈ! તારી છોડીની ઇજ્જત લૂંટનારને હું મારવા જાઉં છું ને તું કહે છે કે તેને બહુ મારતા નહીં... તારું તે કેવુંક કાળજું છે બાઈ? તારો ભાયડો છેક પોણાઆઠ નીકળ્યો એટલે તો મારા જેવા એંસી વરસના ડોસાએ આ કામ કરવું પડે છે. તું ચૂપ બેસ ... શામુને તો હું જીવતો છોડવાનો જ નથી –''

''સરજૂદાદા!''

''તુ હવે વાત છોડ ગંગાબાય! મારે નથી કુટુંબ, નથી છૈયાંછોકરાં... પણ આ ખાડીની

કોઈ પણ છોકરીની કોઈ છેડતી કરે ત્યારે જાણે મારી જ છોકરીની છેડતી કરી હોય એટલો ગુસ્સો મને આવે છે... શામુએ આજ તારી છોડીને ફસાવી... કાલે... ગંગાબાય એ તો તારા પર પણ હાથ નાખશે... એટલે જ એને બરાબરનો ઠોકવાનું છું હું. અને ખરું કહું? તને કહેવાય તો નહીં... છતાં કહું છું... કારણ કે હળદર-ચૂનો તારે જ ચોપડવો પડશે... તારા ભાયડાને પણ ઠોકવાનો છું. કાયમ માટે યાદ રહી જાય એવી ચાર એને પણ ઠોકવાનો છું. સાલો એ પણ જવાબદાર છે આ બધામાં...."

"સરજૂદાદા!"

"જાઉં છું હું. ધ્યાન રાખજે... સાંજે મરઘી આણીશ... ફ્રન્ટિયરની સીટી વાગશે ત્યારે આવીશ મટન લેવા... તીખું તમતમતું રાંધજે... અને હા થોડું કોપરું પણ નાખજે હોં."

"હોં."

સરજૂએ આનંદથી ચાલવા માંડ્યું. થોડે દૂર ગયા પછી જાણે કાંક યાદ આવ્યું હોય તેમ તે પાછો ફર્યો. ગંગાને કહેવા લાગ્યો : "દાદૂ કહેતો હતો... તારા છોકરાને ઇસ્કૂલમાં મૂક તો સારું."

"હું તને કહેવાની જ હતી સરજૂદાદા... શું કરવું આ છોકરાનું... કાંક રસ્તો નહીં નીકળે તો આ ઝૂંપડપટ્ટીમાં જ છોકરાંનો જનમ એળે જશે."

"પણ અહીંના એકે છોકરાએ નિશાળ જોઈ જ નથી... ગંગા."

"પણ એટલે તો તને કહું છું ને સરજૂદાદા!"

"હું ધ્યાન રાખીશ. તું ચિંતા ન કરતી... માહીમમાં ઇસ્કૂલ ન મળે તો પછી વાંદરાની ઇસ્કૂલમાં મૂકશું... પણ કાંક તો કરવું પડશે.... દાદૂ સાચું કહે છે..."

"તું જે કરીશ તે મને કબૂલ છે... હું તો આખો દિવસ કામ કરી કરીને મરી જાઉં છું... છોકરાંનો બાપ કેવો છે એ તો તને ખબર જ છે."

"મેં કીધું ને હું કાંક વેવસ્તા કરીશ."

"તારો મોટો ઉપકાર સરજૂદાદા! છોકરાઓ તારો પાડ આખો જલમ નહીં ભૂલે."

"જા, જા હવે રહેવા દે! આ ખાડીમાં પેદા થયેલી એકએક ઓલાદને હું ઓળખું છું... તું કાંઈ બોલતી જ નહીં."

ગંગા મૂંગી રહી.

સરજૂ ફરી આનંદમાં આવી ચાલવા લાગ્યો. ચાલતાંચાલતાં તે મોટે મોટેથી ગાવા લાગ્યો –

"યા યા દાંડ્યાવરૂન – ન્હોવરા કુણાચા એતોઽઽ – તેચ્યા કરવલ્યા ગોઽઽ – કરવાલ્ય નખરેવલ્યાઽઽ – તેચે યેજમાન ગોઽઽ – યેજમાન ચષ્મેવાલે – યા યા દાંડ્યાવરૂન –"

# 17

શામુ પાઇપ પર જાહેરાતો ચીતરતો બેઠો હતો. એક દસ-બાર વર્ષનો છોકરો પાઇપની નીચે સફેદ રંગનો ડબ્બો લઈને ઊભો હતો. માહીમમાં આવેલા સર્કસની જાહેરખબર પાઇપ પર ચીતરવાનું કામ શામુને મળ્યું હતું. સાંજના છ વાગવા આવ્યા હતા. જાહેરખબરના છેવટના અક્ષરો પૂરા થવા આવ્યા હતા. શામુને સિગારેટ પીવાની તલપ લાગી. તેણે બ્રશ છોકરાના હાથમાં આપ્યું અને પૅન્ટના ખીસામાંથી ચારમિનારનું પાકીટ કાઢ્યું. લાઇટર પર સિગારેટ ધરીને સળગાવ્યા પછી તે નિરાંતે દમ લેવા લાગ્યો. સામે રેલવે લાઇન પર ગાડીઓ દોડતી હતી. પાછળ તૂટેલા પાઇપ આગળ પાણી ભરવા આવનાર બૈરાંઓની ગિરદી જામી હતી. શામુને એકાએક જૂની વાત યાદ આવી ગઈ – રોશનની. વસ્તીમાં તે નવીનવી રહેવા આવી હતી ત્યારે આ પાઇપ આગળ જ પોતે તેની છેડતી કરી હતી. અહીં જ એનો ઘાઘરો સરી પડ્યો હતો અને અહીંથી જ તે ખાડીમાં કૂદીને જીવ દેવા દોડી હતી. હત્ તેરીકી સાલી એ જ શરમની કૂકડી આજે સીધી મારા હાથમાં આવીને પડી છે. હવે જશે ક્યાં? તે વખતે દેખાયેલા તેના ગોરાગોરા સાથળ હવે હું આંખ ધરાય ત્યાં સુધી જોઈશ, તેના પર હાથ ફેરવીશ. સાલી રોશન જયા કરતાં ખૂબસૂરત વધારે છે હોં! ભોળી પણ વધુ છે. જયાએ તો શરૂશરૂમાં બહુ તરાસ આપ્યો હતો. સાલી હા જ પાડતી નહોતી. તેના કરતાં તો આ છોકરી બીચારી ઘણી સીધી છે. જયાએ તેને જલદી ફસાવી. ત્રણ-ચાર પિચ્ચર, એક વાર કબાબ ને એક વાર બ્લાઉઝનું કપડું ને પાઉડરનો એક ડબ્બો! બસ આટલામાં તો સાલી આખી માછલી જાળમાં ફસાઈ ગઈ... અને તેને યાદ આવ્યું સાલું આટલું કામ કરીને જલદી માહીમ જંક્શન પહોંચી જવાનું છે... જયા આજ રોશનને લઈને પેરેડાઇઝમાં ગઈ છે 'બરસાત' જોવા. તેઓ પાછાં ફરે ત્યારે માહીમ જંક્શન આગળ મળવાનું કબૂલ કર્યું છે મેં. ત્યાંની મુસલમાની હોટેલમાં આજે ફરી કબાબ ખવડાવવો પડશે રાંડને! ત્યાં સુધીમાં તો રાત પડી જશે. ઝૂંપડપટ્ટીએ તેને પહોંચાડતાં પહેલાં આ પાઇપલાઇન બાજુ જરા લઈ આવવી છે... ત્યાંથી પાછા ફરતાં એક જ ચાન્સ મળશે રોશનને... પરમ દિવસે એકવાર ટ્રાઈ કરી ત્યારે ખિખિયાટા કરવા લાગી અને સાલી સામે ચાલીને ભેટી પડી મને... જયા... એને આ જોઈને કેટલી મજા પડી! તેણે હસતાંહસતાં રોશનને ફરી મારી તરફ જ ધકેલી અને હું

શું કરું છું તે જોવા લાગી. મને તો ત્યાં ને ત્યાં જ તેને દબાવી દેવાનું મન થઈ ગયેલું... પણ એટલામાં તો સામેથી માણસોની અવરજવર શરૂ થઈ. પણ છે સાલી ગચ્ચ. એકદમ ભરેલી. જયાય પહેલાં એવી જ હતી ને! હવે સાલી લબડવા લાગી છે... જવા દે! સાલું આ જાહેરાતનું કામ ન હોત તો હું પણ ગયો હોત સાથે પિચ્ચર જોવા... એક બાજુ જયા, બીજી બાજુ રોશન. બીચમેં હમ. હુશ્ન કા બાદશાહ... શામુ પેન્ટર તંદ્રાવસ્થામાં હતો... એકાએક તે ગરમ થવા લાગ્યો. ત્યાં તો પાઇપ નીચે ઊભો રહેલો છોકરો બોલ્યો –

"શામુદાદા, હો ગયા ક્યા નહીં? રાત પડનેકુ આયી."

"હાં બેટા, હો ગયા તો –" કહીને શામુએ છોકરાના કૂલા પર હળવેકથી એક ચીમટો ભર્યો. એ છોકરો શરમથી વાંકો વળી ગયો. તેને છોડીને શામુએ બાકી રહેલા ચાર અક્ષર ઝડપથી રંગવાની શરૂઆત કરી. ચાર ફૂટ ઊંચા અને વેંતભર પહોળા એ સફેદ અક્ષર અડધા અંધારામાં એક પછી એક ચીતરાવા લાગ્યા... માહીમની ખાડીમાં રાત પડવા લાગી. ખાડીનું ગંદું પાણી ગંધાવા માંડ્યું. કતલખાના તરફથી આવતી વાસથી નાકમાંના વાળ ઊભા થઈ જવા લાગ્યા. પાછળ વાંદરાની હિલ પર મોતમાવલીનો લાલ ક્રૂસ ચમકવા લાગ્યો.... લોકલ ટ્રેનો જાણે દીવાની હારમાળ પસાર થતી હોય તેવી લાગતી હતી. શામુ પેન્ટરનો હાથ પાઇપ પર જોરજોરથી ફરવા લાગ્યો.

એ જ વખતે પાછલી બાજુએથી એક કાળી ડિબાંગ બટકી પણ ભરાવદાર આકૃતિ પાઇપની નીચેની જગ્યામાંથી વાંકી વળીને આ બાજુ આવી. ક્ષણભર ગંભીને તેણે શામુના કામનું નિરીક્ષણ કર્યું, એકાદ નાનકડું બાળક કરે તેવી રીતે. પછી શામુને પૂછ્યું :

"માચીસ હાય?"

શામુએ હાથમાંનું કામ અટકાવ્યું નહીં કે તે માણસને જવાબ પણ આપ્યો નહીં. એ કાળો માણસ ફરી બોલ્યો:

"એ ભાઉઉય... જરા માચીસ હૈ તો દે દો –"

"મેરેકુ ટાયમ નાય અબી... ખાલીપીલી સતાવો મત" શામુએ નીચે જોયા વગર જ જવાબ આપ્યો.

"એમ? ઇતના મિજાસ?" એ માણસના બોલવામાં એકદમ કડકાઈ આવી ગઈ.

અને શામુએ સામેના અક્ષરો પૂરા કરી નીચે જોયું. રંગનો ડબ્બો લઈને ઊભેલો છોકરો પણ થોડો ગભરાયેલો હતો. શામુએ આગંતુક તરફ ધ્યાનપૂર્વક જોયું. તેની કાખમાં લટકતો ટ્રાન્ઝિસ્ટર, ખાડાખડિયાવાળા પથ્થર જેવું લાગતું તેનું માથું... કપાળ પર ચાર ઈંચ લાંબો એક વાંકો ઘા, માથા પરના ખસખસી વાળ, ભરાવદાર ગરદન અને નાની આંખોની ધારદાર નજર. શરીર ઠીંગણું હતું છતાં બાવડાં જાડાં હતાં અને

હાફપૅન્ટમાંથી તેના પહેલવાની સાથળ ડોકાતા હતા. કાંડા ઉપર વાટકી જેટલું મોટું ઘડિયાળ પહેર્યું હતું. આ માણસ કોઈ સીધોસાદો માણસ નથી પણ કોક દાદો છે એનો શામુને તરત ખ્યાલ આવી ગયો. તરત જ તેણે ખીસામાં હાથ નાખ્યો અને ચારમિનારનું પાકીટ અને લાઇટર કાઢીને પેલાની સામે ધર્યાં. એ માણસે લાઇટર લીધું. પોતાનું કૅપ્સ્ટનનું પાકીટ કાઢીને સિગારેટ સળગાવી અને લાઇટર શામુને પાછું આપતાં પૂછ્યું :

"તુમ યહાં હી રહતે ક્યા?"

"જી હાં. યેચ ઝૂંપડપટ્ટીમેં – "

એ કાળો માણસ થોડી વાર સિગારેટ પીતાંપીતાં મૂંગો રહ્યો. તેણે ચારે બાજુ ઝીણી નજરે જોઈ લીધું અને પછી પૂછ્યું –

"યહાં કોઈ દાદૂમિયાં કરકે રહતાય ક્યા?"

"દાદૂમિયાં?"

હાથમાં રંગનો ડબ્બો પકડીને હજી ઊભો રહેલો છોકરો વચ્ચે જ બોલી ઊઠ્યો :

"આપણા દાદૂમિયાંને નથી ઓળખતો તું? રોશનનો કાકો."

શામુ તરત બોલ્યો :

"હાં હાં, તો તર આપુનકા અચ્છા પૈચાનવાલા હાય... આ ઝૂંપડપટ્ટીમા નવો રહેવા આવ્યો છે ગયે વરસે... પેલાં વરલી રે'તો'તો એ જ ને...?

"હા તે જ. તેનું મકાન ક્યાં છે?"

"હવે અહીં વળી મકાન કેવું યાર? ઝૂંપડપટ્ટીમાંની એક ઝૂંપડીમાં રહે છે... દાદૂની ઝૂંપડી જો ' ગે છે... ઘોડબંદર રોડને અડીને..." શામુએ હાથ લંબાવીને દિશા ચીંધતાં કહ્યું.

"છેક રોડને લાગીને છે?"

"હાસ્તો. પણ હા. ટ્રાફિકનો ડેન્જર નથી. ત્યાં તો રોડ ઉપરની બાજુએ છે. દાદૂની ઝૂંપડી નીચાણમાં છે."

એ માણસ પછી નીચેના એક પથ્થર પર બેઠો. તેણે પહેલી સિગારેટ થઈ રહેવા આવી એટલે તેમાંથી બીજી પેટવી. તેનું કશામાં ધ્યાન ચોંટતું નહોતું. સતત તે આમતેમ ચારે બાજુએ જોયા કરતો હતો. ઘડીકમાં સામેની ઝૂંપડપટ્ટી તરફ જોઈ રહેતો. માથું ખણતો અને જોરજોરથી સિગારેટના દમ લેતો હતો. શામુનું કામ હવે પૂરું થયું હતું. શરીર પર પડેલા રંગના સફેદ ડાઘ જોતાં તેણે છોકરાને કહ્યું...

"ચાલ હવે! કાલેય પાછા આવવું પડશે. હજી એક જાહેરખબર બાકી રહી છે."

શામુએ પછી ઉતાવળ કરી. તેણે શરીર સાફ કરીને, સારાં કપડાં પહેરીને માહીમ નાકા પર પહોંચી જવાનું હતું. જયા અને રોશન તેને ત્યાં મળવાનાં હતાં. તે પાઇપ પરથી

પાણિયારા આગળ આવ્યો. હવે ત્યાં ગિરદી નહોતી. સ્વચ્છ પાણીનો ધોધ વહ્યે જતો હતો.

એ કપડાં કાઢીને હાથપગ ધોવા લાગ્યો એટલામાં તો પાઇપ પાછળથી ત્રણચાર જણા હાથમાં લોખંડના સળિયા અને લાકડી લઈને ત્યાં આવ્યા. તેમણે શામુને ઘેરી લીધો. એકે તેની બોચી પકડી અને પૂછ્યું :

''ભડવા પેન્ટર, લંગડાની છોકરીને કોણ ભગાડી ગયેલું બોલ?''

શામુ એકદમ ગભરાઈ ગયો; પણ ક્ષણાર્ધમાં પોતાની જાતને સંભાળીને તે કાંઈ બોલવા જતો હતો ત્યાં જ બીજા માણસે હાથમાંનો સળિયો તેના માથામાં ફટકાર્યો અને તરત જ ત્રીજાએ તેના પેટમાં મુક્કો માર્યો અને એટલામાં તો ચીસ પાડતો શામુ જમીન પર ફસડાઈ પડ્યો. નીચેના પાણીમાં પડ્યોપડ્યો કાલાવાલા કરવા લાગ્યો :

''પગે પડું છું પણ મારો નહીં મને.''

''ભેનચોદ! હવે મારીએ કેમ નહીં? બીજાની છોકરી ભગાડી જતાં તો કાંઈ નથી થતું ને હવે કેમ કરગરવા માંડે છે?'' એક જોરદાર ઘા તેના કપાળ પર પડ્યો અને શામુનું માથું ફૂટી ગયું. એ લોહીથી આખો નાહી ગયો. લોહી જોતાં જ પેલા લોકોને પણ પાણી ચડ્યું. તેમણે હાથમાંના સળિયા-લાકડીથી જેમ ફાવે તેમ શામુને ઝૂડવાની શરૂઆત કરી. કોઈ આવી પહોંચે તે પહેલાં જ શામુનો ખાતમો કરીને તેઓ ભાગી જવા માગતા હતા. પણ તેટલામાં તો રેલવે લાઇન તરફથી એક માણસ દોડતો આવતો જણાયો. શામુને થતી મારપીટ જોઈ તે વચ્ચે પડ્યો. શામુને મારનારાઓમાંથી એકના પર તૂટી પડીને તેણે તેના હાથમાંનો સળિયો આંચકી લીધો અને શરીરમાં હતું તેટલું જોર એકઠું કરીને તેણે ચારે બાજુ સળિયો ઘુમાવવા માંડ્યો. મોઢેથી એક પણ શબ્દ બોલ્યા વગર એ કાળો અને બટકો માણસ મશીનની ઝડપે સળિયો ફેરવતો હતો. તેના એ અણધાર્યા હલ્લાને લીધે અને સળિયાના તડાતડ પડતા ઘાને લીધે ગભરાઈને શામુને મારવા એકઠા થયેલા ચારે જણા સૂઝી તે દિશામાં ભાગી છૂટ્યા....

બેભાન પડેલા શામુને બન્ને હાથે ઊંચકીને એ બટકો માણસ પાઇપની લગોલગ ચાલતો ઝૂંપડપટ્ટીમાં જઈ પહોંચ્યો. અંધારામાં ઠોકરો ખાતોખાતો તે દાદૂમિયાંની ઝૂંપડી આગળ આવી પહોંચ્યો... અને તેણે બહાર બેઠેલા દાદૂમિયાંને હળવેકથી હાક મારી :

''દાદૂમિયાં... હું ધોંડીરામ...''

દાદૂમિયાં ધોંડુને આવે અસૂરે ટાણે આવેલો જોઈને નવાઈ પામ્યો. એ એકદમ ઊઠીને બોલ્યો : ''ધોડુંદાદા તુમ? તુમ કૈસે યહાં?''

''વો સબ બાદમેં બતાતા. આ જો, તારી વસ્તીમાંનો જ કોઈ માણસ માર ખાઈને પડેલો મળ્યો છે... તેને લઈ આવ્યો છું, લવકર કાંદો લઈ આવ. આને પે'લાં ભાનમાં તો લાવવો પડશેને! હું ત્યાં ન જઈ પહોંચ્યો હોત તો સાલો જીવથી જાત.''

"અરે વો તો અપના શામુ પેન્ટર!" દાદૂએ શામુ તરફ જોતાં કહ્યું અને તે ઝૂંપડીમાં દોડ્યો.

થોડીવારમાં શામુ ભાનમાં આવી ગયો. તેના માથા પર પાટો બાંધીને દાદૂ બોલ્યો : "શામુ, જીવ સંભાળીને રહીએ ભાઈ! ઝૂંપડપટ્ટીમાં રહેવું એટલે તો રોજ સંભાળવું પડે... નકામું લોકોની છોડીઓના લફરામાં શું કામ પડવું... અત્યારે જાન ગુમાવ્યો હોત તો..."

શામુ લથડિયાં ખાતો ઊઠ્યો, અને નીચું મોઢું કરી ચાલતો થયો... એ જ વખતે બહાર ગયેલી રોશન પણ ઘરમાં આવી. તેણે નખરાં કાઢ્યાં હતાં અને તેના મોંમાં પાન હતું. અંધારામાં કોઈનું એ તરફ ધ્યાન ન ગયું, પણ તેને આવેલી જોઈને દાદૂ બોલ્યો :

"રોશન બેટી! ઇતની દેર બાહેર કાયકુ રહી થી? તારી કાકી કેટલી ચિંતા કરતી'તી. જા, હવે આટલું મોડું કદી ન કરતી.. ઇધરકા મામલા અચ્છા નહીં હોતા..."

રોશન પોતાનું મોઢું છુપાવતી ઝૂંપડીમાં ઘૂસી ગઈ. તેણે કશો જવાબ ન આપ્યો.

"ધોંડીદાદા, તું કેમ છે, મઝામાં?"

"ઠીક છે... દાદૂમિયાં, એક વાર્તા તુલા કહેવાઈચી હાય..." ધોંડુ ઘોઘરા સાદે બોલ્યો અને હળવેકથી દાદૂની એકદમ નજીક સરીને બેઠો.

"બોલ."

"હું અહીં... આ ઝૂંપડપટ્ટીમાં રહેવાનો છું...તારા ઘરમાં...."

"તો પરમિસનકી ક્યા જરૂરત છે ઇસકે વાસ્તે! આ તો તારું જ મકાન છે ધોંડીદાદા!"

"પરમિસન નહીં... પણ... પણ..."

"બોલ શું થયું – શું વાત છે?" ધોંડીને અચકાતો જોઈને દાદૂ બોલ્યો.

"મારે હાથે એક ખરાબ કામ થઈ ગયા છે. મેં ખૂન કર્યા છે. ભાગી છૂટેલા છું હું દાદૂમિયાં! તારી ઝૂંપડીમાં દસ-પંદર દિવસ આશરો દે... પોલીસની નજર ચૂકવવા... પછી હું બહારગાંવ ચાલ્યો જઈશ. ત્યાં સુધીમાં આ ટ્રાન્ઝિસ્ટર અને આ ઘડિયાળ ગમે ત્યાં ચોરબજારમાં વેચી આવ અને બસ્સો રૂપિયા ઉપજાવી દે... આટલી મદદ કર તારા દોસ્તારને... ફરી કોઈ દી આવી તકલીફ આપવા નહીં આવું." કાખમાંનો ટ્રાન્ઝિસ્ટર અને કાંડા પરની ઘડિયાળ કાઢીને દાદૂ સામે મૂકતાં ધોંડીરામ બોલ્યો.

"ધોંડીદાદા, યે ક્યા તુમને કિયા? હવે શું થશે? તેં ખૂન શા માટે કર્યું?"

ધોંડુ જરા સરકીને બેઠો. ત્યાં સુધીમાં તો સકીના પણ આવીને વચમાંના બારણામાં ઊભી રહી ગઈ હતી. બન્ને તરફ જોતાં નીચા સાદે ધોંડુ વાત કહેવા લાગ્યો :

"એ કાંઈ તું પૂછ મા દાદૂમિયાં... પણ એક બાઈના લફરામાં એક માણસને ખતમ કર્યો. મારે જે બાઈ જોઈતી હતી તેની જ પાછળ તે પણ લાગ્યો હતો. ભડવાને હજાર વાર ચેતવ્યો, પણ માન્યો નહીં! પરમ દિવસે મારા દેખતાં તેણે બાઈનો પાલવ ખેંચ્યો... મેં તો

તેને પકડ્યો ત્યાં ને ત્યાં હુલાવી દીધી છરી... પણ સાલો મરી જશે એમ મેં માન્યું નહોતું... પણ એ તો ત્યાં ને ત્યાં મરી ગયો! અને હું ભાગી છૂટ્યો....ક્યાં જવું તે સમજાતું નહોતું... કાલે કુર્લામાં એક દોસ્તને ત્યાં રહ્યો અને સાંજે અંધારું થતાં નીકળી ગયો... ધારાવીની ખાડીમાં લપાતોછુપાતો આવ્યો. રસ્તામાં ફરી એક મારામારી નજરે ચડી, તેમાં પેલા પેન્ટરને બચાવ્યો. સાલો કોઈના પર થતો હોય તો ઉપકાર કરવો એમ હું તો માનું... પછી અહીં આવ્યો. તું આ વસ્તુઓ વેચીને પૈસા લાવી દે. એટલે પછી હું અહીંથી ચાલતો થાઉં. બસ! બહુબહુ તો ચાર-છ દિવસ મને રહેવા દે અહીં! તને મુશ્કેલીમાં નહીં મૂકું હું!'' ધોંડુએ વચમાં અટકતાં, આજુબાજુ જોતાંજોતાં બધી વાત કહી. દાદૂ અને સકીના ધ્યાન દઈને સાંભળતાં હતાં. કાંઈ બોલ્યાં નહીં. પછી દાદૂ બોલ્યો :

''ભલે ધોંડુદાદા, તુમ યહાં રહો. જેટલા દિન રહેવા હોય તેટલા દિન રહો. કાંઈ ફિકર મત કરો. અબ્બાસની મા! ખાવાનું તૈયાર છે કે?''

અને એ નાની ઝૂંપડીમાં, ચીમનીના અજવાળામાં દાદૂ અને ધોંડુ જમવા બેઠા. એક શરીફ માણસ અને એક ભાગેડુ ખૂની બાજુ બાજુમાં બેસીને જમવા લાગ્યા. સકીના તેમને પીરસવા લાગી. જમતી વખતે બધાં મૂંગાં હતાં. ફક્ત માહીમની ખાડીમાંના પાણીનો અવાજ સંભળાતો હતો.

# 18

દાદૂની ઝૂંપડીમાં દાદૂ અને ધોંડુ જમવા બેઠા એ જ વખતે ગંગાની ઝૂંપડીમાં સરજૂ કોળી આવી પહોંચ્યો. બારણામાં ઊભા રહીને જ એણે એક હાક મારી :

''ગંગાબાય.''

ગંગા તેની વાટ જ જોઈ રહી હતી. પણ ઝૂંપડીમાં ગંગા એકલી નહોતી. કિશન અને ભીખો પણ હતા. ગંગા બારણામાં આવી અને સરજૂને પૂછવા લાગી :

''તૈયાર છે મટન... શેમાં લઈ જઈશ?''

''ગમે તે તપેલી-બપેલી દઈ દે... સવારે પાછી આપી જઈશ.''

ત્યાં સુધીમાં તો ખોડંગાતો ખોડંગાતો કિશન ત્યાં આવી પહોંચ્યો, અને સરજૂને કહેવા લાગ્યો :

''કેમ સરજૂદાદા! આજ શું કરવા ધાર્યું છે? ટિફિન લઈ જવાનું હતું તો મને કેમ કહ્યું નહીં? હું શું મરઘી ખાતો નથી?''

સરજૂ ખોંખારા ખાતો આગળ આવ્યો. વાંકો વળી ઝૂંપડીમાં દાખલ થયો અને ઉભડક બેઠો.

''લંગડા, તારું નસીબ. આજ તું બચી ગયો. નહીંતર તારું પણ માથું રંગાવાનું હતું. પેલા ભેનચોદ પેન્ટરની સાથે રોજની જેમ તું નહોતો એટલે બચી ગયો –''

ગંગા મટનનો ઍલ્યુમિનિયમનો ટોપ લઈને ત્યાં આવી અને સરજૂને આપતાં બોલી: ''સરજૂદાદા! જે થયું તે સારું જ થયું – મારા પર મોટી મે'રબાની થઈ... હવે આ ટોપ લે અને ચાલતો થા... ફરી આવી ભાંજગડમાં પડતો નહીં.''

''પણ થયું શું? જ્યાની મા, તમને કાંક ખબર લાગે છે.'' કિશને પૂછ્યું. પછી ભીખો બોલવા લાગ્યો:

''આજ શામુ પેન્ટર પર મારાઓ ગોઠવ્યા'તા સરજૂદાદાએ! તેની જ પાર્ટી છે... ખરું ને સરજૂદાદા!''

''હેં ખરેખર સરજૂદાદા?''

''ત્યારે બીજું શું? પૂછજે ભડવા પેન્ટરને કાલે સવારે, સારે નસીબે જાન બચી ગયો. નહીંતર આજે પાઇપલાઇન પર લાલ રંગથી જાહેરાત રંગાઈ જવાની હતી. બીજાની

છોકરીને ખરાબ રસ્તે ચડાવનાર આદમીને તો આમ જ ખતમ કરી નાખવો જોઈએ.''

''સરજૂદાદા.''

''હવે શું જોઈને બોલ છ લંગડા! તું ત્યાં હોય તો તનેય ઠોકવાનો ઑર્ડર આપ્યો હતો મેં.... તારો પણ હાથ હતો જ ને જયાને ઘરમાંથી ભગાડવામાં....''

''મારી છોરીનું હું ફાવે તે કરું.'' કિશન ચિડાઈને બોલ્યો. બાપનો ગુસ્સો જોઈને ભીખાને પણ જોર ચડ્યું. એ પણ ઘુરકાટ કરતો બોલ્યો:

''સરજૂદાદા ! તું ડોસો થયો, અમારા દાદા જેવડો... પણ આ તને શોભતું નથી. મારા ઘરમાં પાર્ટીની મુરઘી રંધાવ છ અને મારા બાપને મારવાની વાતો કરે છે! શું સમજે છે તારા મનમાં? અમે પણ કાલે ગૅંગ ઊભી કરશું અને જોશું કોણ અમારી આડે ઊતરવાની હિંમત કરે છે?''

''હવે જા જા મોટો ગૅંગવાળો ન જોયો હોય તો. તુંય પેલા પેન્ટરનો જ દોસ્ત ને! તારોય ભાગ છે એના ધંધામાં... ભડવા, સગી બે'નને ધંધે લગાડીને તેના જીવનની કમાણીથી તું મજા કરે છ ને? ને મને, મને સરજૂ કોળીને કહેવા આવ્યો છે, કાલ સવારનો છોકરો... તારા મોઢા પર તો હું થૂંકીશ.'' સરજૂ ગુસ્સાથી થરથરતો બોલ્યો અને જોરથી ભીખાના મોઢા પર થૂંક્યો. તરત જ ભીખાનો મિજાજ ગયો અને તેણે સરજૂની બોચી પકડી...

''ભેનચોદ! બુઢ્ઢો છે એમ માનીને મૂંગા રહીએ એમ વધારે ચડી વાગ છ! તારાં હાડકાં ખોખરાં કરું છ, સાલો સમજે છ શું પોતાને.... ચમચો કહીંનો....''

ગંગા આ બધું સ્વસ્થપણે જોઈ શકે તેમ નહોતું એટલે તે વચ્ચે પડી :

''સરજૂદાદા! તને હાથ જોડું. તું હવે જા.''

''ના, ના, તારો આ, આ છોકરો શું કરી લેવાનો છે. જોવા દે મને. શું મારું ખૂન કરી નાખવાનો? હજી તો છોકરું છે છોકરું. અને લંગડા! તું કેમ મૂંગો બેઠો છ! હિંમત હોય તો માર મારા માથા પર લાકડી, નહીંતર તારા છોકરાનો હાથ પકડ, કાલ લગી તો સાલાને ધગડાં ધોતાંય આવડતું નહોતું.... ને આજે મને શીખવવા નીકળ્યો છે.''

રતન અને સાયબૂ સૂઈ ગયાં હતાં તે આ ધાંધલથી ઊઠી ગયાં અને રડવા લાગ્યાં. પછી સરજૂ થોડો શાંત પડ્યો. ગંગા લાવી હતી તે મટનનું તપેલું તેણે ઊંચક્યું અને તે બહાર નીકળ્યો. જતાં જતાંય તેની જીભ તો ચાલતી જ હતી.

''અરે ભીખા! તેં કેમ ડોસા પર હાથ ઉપાડ્યો?'' ગંગાએ ભીખાને પૂછ્યું.

''તો શું એનું મોઢું તાકી બેસી રહું? એ મારા મોઢા પર થૂંક્યો.''

''તો શું ફૂલ ચડાવે તારા ડાચા પર? ડોસાએ શું ખોટું કર્યું? ઘરનો આધાર તું... કામધંધો કરીને ઘરની આબરૂ સાચવવી જોઈએ, ભાંડુઓને સારા દિવસ દેખાડવા

જોઈએ, માબાપને સુખી કરવાં જોઈએ.. પણ એ બધું કરવાને બદલે તું તો પેલા પેન્ટરની સાથે રખડ્યા કરે છ... તેને કોઈ ગાળ દે એટલે તને ગુસ્સો આવે છ... તને તે શું કહેવું...'' ગંગા બોલી.

''પણ ડોસો હમણાંનો બહુ ફાટ્યો છે. એટલે તો મેં હમણાંથી એનોય સાથ છોડી દીધો છે'', કિશન બોલ્યો.

''અને પેન્ટરનો સાથ કર્યો છ ખરું ને?'' ગંગાએ પૂછ્યું.

''પણ તને મુરઘી રાંધી દેવાની ચમચાગીરી કરવાનું કોણે કહેલું?'' ભીખો બોલ્યો.

ગંગા જવાબ દેવા જતી હતી ત્યાં જ કાશીરામ આવ્યો. કિશનની ઝૂંપડીમાંની ઘાંટાઘાંટી તેણે બહારથી સાંભળી અને તે શું ચાલે છે તે જાણવા અંદર આવ્યો. આવતાંવેંત જ બોલ્યો :

''શું બૂમાબૂમ ચાલે છે કિશન? સરજૂ કેમ આવ્યો હતો?''

કોઈ કાંઈ બોલ્યું નહીં. એટલે નીચે બેસતાં કાશીરામ બોલ્યો:

''કિશન આજ તો મોટ્ટી ધમાલ થઈ....'' મેં મેનાને ખૂબ ઠમઠોરી.

''શું કામ કાશીરામ?''

''રાંડ ભાગી જતી હતી ફરી પેલા મોચીની સાથે. એ ભડવો ટેક્સી લઈને ઊભો હતો સાંજનો. અને મેના બહાર નીકળી... નીકળી તેવી જ પકડીને બે-ચાર ચોડી દીધી.''

''સારું કર્યું. પગમાંની સાંકળી તો પગમાં જ રે'વી જોઈએ. મારા ઘરમાં પણ એ જ કાયદો છે.'' કિશન બોલ્યો.

'પણ બૈરીની વાતનો ભરોસો નહીં.. કાલે હું કામ પર જાઉં ત્યારે પેલી ભાગી જાય તો શું કરું?''

''મને કન્ટ્રાક્ટ દે. તેના પર નજર રાખીશ હું બહાર બેસીને.... આમે મારે બીજું શું કામ છે?'' કિશન હસતાંહસતાં બોલ્યો.

''આ આઇડિયા ફાઇન છે. ખરેખર કિશન.... કાલથી તું એમ જ કરજે. આખો દિવસ મેના પર નજર રાખજે. સાંજે હું આવીશ ત્યારે તને બક્ષિસ આપીશ.'' અને તેણે અંગૂઠો મોં આગળ લઈ જઈને દારૂ પીવાની ઍક્શન કરી. આ જોઈ કિશન વધુ હસવા લાગ્યો.... કાશીરામ પણ ખુશ થયો અને ભીખા તરફ જોઈને પૂછવા લાગ્યો:

''કેમ રે હીરો! રોશન હાથમાં આવી કે નહીં હજી? કે હજી બેઠોબેઠો લાઇન જ માર્યા કરે છ?''

''એટલે?'' કિશને પૂછ્યું.

ગંગા પણ કાન દઈને સાંભળવા લાગી.

''એટલે તને ખબર જ નથી? આ તારો ભીખો હીરો બનીને રોશનની પાછળ લાઇન

મારતો બેસી રહે છે આખો દિવસ... શામુ પેન્ટર એનો ગુરુ! પૂછને એને પોતાને જ! પણ કિશન આજ તો બહુ ખરાબ વાત બની ગઈ! ભેનચોદ શામુ પર કોઈએ મારાઓ ગોઠવ્યા... સાલો મરતાંમરતાં બચ્યો.''

''મરે તો છો મરતો. પણ આ ભીખાની વાત તું શું કહેતો'તો? કેમ રે ભીખા, આ કાશીરામ શું કહે છ?''

''મને ખબર નથી.''

''વાહ રે વાહ! ખબર કેમ નથી. આજે સાંજે રોશનની સાથે પિક્ચરમાં કોણ ગયેલો? જયા, રોશન અને આ હીરો... પૅરેડાઇઝમાં ગયાં હતાં. ભીખો જ રોશનને ઘરે મૂકી આવ્યો. પૂછ સાચું છે કે ખોટું – કિશન, તને કહી રાખું છું આ હીરો એક દિવસ પોલીસની કોટડીમાં જવાનો છે છોકરીના લફરામાં પડીને....''

ભીખો હળવેથી ઝૂંપડીની બહાર સરકી ગયો અને ઘોડબંદર રોડની પાળ પર આવીને બેઠો. તેના મનમાં સાંજના સિનેમાની યાદ તાજી થઈ. અત્યારે તેને કોઈની સોબત જોઈતી નહોતી.... પણ કોણ જાણે ક્યાંથી જયા ત્યાં આવી પહોંચી અને તેણે ભીખાને પૂછ્યું :

''ભીખા, શામુને આજ માર પડ્યો!''

''હા, સરજૂએ મારા ગોઠવેલા.''

''સરજૂએ? પેલા ડોસાએ?''

''હા. પણ તું અત્યારે અહીં ક્યાંથી? આટલી મોડી?''

''તો શું કરું? શામુએ મને કહેલું કે માહીમ સ્ટેશન સામે ઊભી રહેજે સાડા સાત વાગ્યે... પણ એનો પત્તો ન મળ્યો એટલે શોધતી આવી, ત્યાં રસ્તામાં સાંભળ્યું કે તેને તો માર પડ્યો છ.''

''સાચી વાત છે.''

''અત્યારે ક્યાં છે એ?

''મને શું ખબર? તારી પાસે નથી આવ્યો? તું ખાર છોડીને અહીં ક્યાંથી આવી?''

''લાય લાગી ઈ ખારની વસ્તીમાં... રેલવેની હદમાં ચાર દિવસ તો ચોરીછૂપીથી ધંધો કર્યો પણ પાંચમે દિવસે વૉચમેને પકડી. દમ મારીને કાઢી મૂકી. શામુ કહેતો હતો – આજથી માહીમ સ્ટેશન સામે ઊભી રહીને શોધશું ઘરાક.''

ભીખો ચૂપ રહ્યો. થોડીવાર પછી જયાએ પૂછ્યું :

''રોશનને પહોંચાડીને બરાબર ઘરે?''

''હા.''

''શું બોલી સકીના?''

''કોને ખબર? રસ્તાના નાકા આગળ જ મૂકીને હું પાછો ફર્યો. કાલે મળજે પાછી

એમ કહ્યું છે.''

''એ શું બોલી?''

''કાંઈ નહીં. હસી.''

''એ – એ તારા પર આશક છે.''

ભીખો હસ્યો. આનંદમાં આવીને બોલ્યો : ''જરા પાંચ રૂપિયા આપ ને!''

''શા માટે?''

''તેનું તારે શું કામ છે? તને પાછા આપી દઈશ હું.''

''આજ લગીમાં કેટલા પાછા આપ્યા છે?''

''પણ આ તો નક્કી આપી દઈશ.''

''રોશનને કાંક અપાવવાનો લાગે છે.''

''તેનું તારે શું કામ?''

''મારી પાસે નથી પૈસા.''

''તો ચાલતી થા અહીંથી. નકામું મારું માથું ખા મા... ઘરમાંથી જ ચિડાઈને બહાર નીકળ્યો છું હું.''

''કેમ? મા વઢી કે શું?''

''એ તો ક્યારે નથી વઢતી? આજે સરજૂની બોચી પકડી મેં અને એક ચાંગલી ફિરકી તાણલી!''

''સારું કર્યું. બુઢ્ઢાને તો સાફ જ કરી નાખવો જોઈએ.''

પછી કાશીરામ આવ્યો. તેણે પોતાની સાળીને રખાત બનાવીને રાખી છે. એ પણ સાલો માબાપને કહેવા લાગ્યો, આ હીરો રોશન પર લાઇન મારે છે.''

જયા મોટેથી હસી.

''હસે છે કેમ?''

''તો શું કરું? આટલામાં તો ખિજાઈ ગયો? ગાંડો, સાવ ગાંડો?''

ભીખો ખાડીના પાણી તરફ જોતો ચૂપ બેસી રહ્યો. જયાએ પર્સમાંથી બે રૂપિયાની એક નોટ બહાર કાઢી અને ભાઈ સામે ધરતાં બોલી :

''લે આ. એટલા જ છે મારી પાસે, વધારે હોત તો આપત. પણ આ મડદું માર ખાઈને બેઠું છે ને! આજ હવે ધંધો ક્યાંથી થશે? ખરું જોતાં તો મારે પણ પૈસાની જરૂર છે.. નેપ્ચૂનમાં વૈજયંતીમાલાનું પિક્ચર આવ્યું છે નવું... અને એકાદ નવી સાડી પણ લેવાની થઈ છે.''

ભીખાએ બે રૂપિયા તરત ખીસામાં સરકાવી દીધા અને ફરી સામે તાકી રહેવા લાગ્યો. જયા એકાએક તેની બાજુમાં સરકી અને હળવેથી બોલી :

"ભીખા, એક વાત કહું તે સાંભળીશ?"

"બોલ, શું છે?" ભીખાએ મોઢું ઊંચું કરીને પૂછ્યું.

"આ ધંધો મેં શરૂ તો કર્યો છે... શામુને રવાડે ચડી તો ખરી... પણ તેનો કાંઈ ભરોસો નથી... મને થાય છે કે મુંબઈ જઈને ધંધો શરૂ કરું તો.... તું મદદ કરશે?"

"કઈ રીતે?"

"અત્યારે અહીં શામુ કરે છે તે રીતે... હું ધંધો કરીશ... તું ઘરાકો લાવી આપજે... હું મુંબઈથી અજાણી છું.... કોક તારા જેવું જાણકાર મદદ કરે તો થાય. અને શામુ તો સાલો બધ્ધા પૈસા પોતે જ ખાઈ જાય છે... તું મને મદદ કરીશ તો તને હું કમિશન આપીશ... અને મારુંય કામ થશે, બોલ."

છતાં ભીખો કાંઈ બોલ્યો નહીં. વિચાર કરતો બેસી રહ્યો.

જયા ઉતાવળથી બોલી : "મૂંગો કેમ બેઠો છ? મેં શું ખરાબ વાત કરી છ? ખોટી વાત કરી છ?"

"ખરાબ નહીં તો શું? તું તો મારી બે'ન –"

"બે'ન થઈ તેથી શું થઈ ગયું?"

"તારો ભાઈ થઈને હું એવું કરું એ સારું લાગે?"

જયા આગળ સરકી. પાળ પર ભીખાની અડોઅડ બેઠી અને બોલવા લાગી : "બરોબર છે. તને હમણાં એમ લાગે છે. પણ પહેલાં કેમ નહોતું લાગતું? શામુ પેન્ટર સાથે હું ભાગી ગઈ ત્યારે તો તેં જ મને મદદ કરેલી... તું જ કેમ, બાપાએ પણ કરેલી. તને તો યાદ છે... હું આવડી અમથી હતી... ત્યારથી ખાડીના છોકરા મારી પાછળ ભમતા હતા... પણ બાપા કોઈ દી તેમના પર ગરમ થયા નહીં. ઊલટાના તે પણ હસતાંહસતાં મારી મશ્કરી કરતા, એ છોકરાઓના દેખતાં. ત્યારે તને કાંઈ સૂઝ્યું નહીં ને અત્યારે મને તું ઇજ્જતની વાતો શીખવવા બેઠો છે! ગઈ કાલનો છોકરો... તો પછી મારા પૈસા લેતી વખતે –"

"છતાં મારું મન નથી માનતું – "

"રોશનનું તારી સાથે ગોઠવી દઈશ હું."

"નક્કી?"

"શરત મારવી છ?" જયાએ ભીખાના હાથ પર પોતાનો હાથ મૂક્યો.

ભીખાએ ક્ષણભર વિચાર કર્યો અને પછી બોલ્યો :

"તો પછી હું તને મદદ કરીશ.... કાલથી જ..."

"નક્કી?"

"નક્કી."

## 19

હમણાંહમણાંથી માહીમની ખાડીમાં એક વાયોલિનવાળો દેખાવા લાગ્યો હતો. ખૂબ લાંબા વાળ વધારેલો એ દૂબળો માણસ હમેશાં નશામાં ચકચૂર રહેતો અને હાથમાં વાયોલિનની પેટી લઈને રખડ્યા કરતો. વાંદરાની મસીદથી માંડીને માહીમના નાકા સુધીનાભાગમાં ક્યારેક ઘોડબંદર રોડ પર તો ક્યારેક ઝૂંપડપટ્ટીમાં તે ભટક્યા કરતો. ક્યારેક રેલવે લાઇન નજીકની પાઇપ પર પણ બેઠેલો જોવામાં આવતો. સાંજ પડે એટલે એ ખાડીના કાંઠા પર બેસીને એકલોએકલો વાયોલિન વગાડવાની શરૂઆત કરતો. આંખો મીંચીને તે વાયોલિન વગાડવા લાગે એટલે રસ્તે આવતા-જતા લોકો થોડી વાર ઊભા રહી જતા અને પાંચ-દસ મિનિટ તેનું વાયોલિન સાંભળ્યા પછી જ આગળ વધતા. તેની સામેની જમીન પર પછી પૈસા ભેગા થવા લાગતા. વાયોલિનવાળાની આંખો તો મીંચાયેલી જ રહેતી. પોતાની સામે કેટલા માણસ ઊભા છે ને કેટલા પૈસા જમીન પર ભેગા થયા છે તે જાણવાની જાણે તેને ફિકર જ નહોતી. તે તો પોતાની જ ધૂનમાં મસ્ત રહીને વાયોલિન વગાડ્યા કરતો... રાત પડે અને ખાડીમાંનાં હોડકાંના ડોલકાઠી પર ફાનસ ટમટમવા લાગે ત્યારે જ તે આંખો ખોલીને આસપાસ જોવા લાગતો. જાણે કોઈ સમાધિમાંથી બહાર ન આવ્યો હોય! પછી સ્તબ્ધપણે થોડી વાર એમ ને એમ બેસી રહેતો. વાયોલિનને પેટીમાં મૂકી દેતો. સામે પડેલા પૈસા ઉપાડીને ખૂબ મોટા પડતા કોટના ખિસ્સામાં બેફિકરાઈથી નાખતો અને પછી વાળમાં આંગળીઓ ફેરવતો ચાલવા લાગતો. તેનાં પગલાં ક્યારેય સીધાં પડતાં નહીં. એ સતત દારૂ પીતો હશે એમ કોઈને લાગે, પણ ખાડીમાંની એકે છૂપી દારૂભઠ્ઠી પર તેને કોઈએ ક્યારેય જોયો નહોતો. એ પીતો નહીં હોય એમ માનીએ તોપણ તેની આંખો, તેની ચાલ, બધું દારૂડિયા જેવું લાગતું. વળી તે કોઈની પણ સાથે બોલતોય નહીં. વાયોલિનની કાળી પેટી બગલમાં દબાવીને ચકળવકળ આંખે લથડતી ચાલે ચાલતો તે બધે ભટક્યા કરતો, પણ કોઈ બૂમ મારે તોય તેની સાથે બોલતો નહીં. ફક્ત જરાક સ્મિત તેના ચહેરા પરથી પસાર થઈ જતું. તેય હંમેશ નહીં, ક્યારેક જ. તે દિવસે કાશીરામે મેનાને ઠમઠોરી ત્યારે તે ઝૂંપડીની બહાર ઊભો હતો. કાંઈ પણ બોલ્યા વગર માત્ર તે તરફ જોઈને તે હસી રહ્યો. તેને ગાંડો માનવાનું મન થાય, પણ તેનું વાયોલિનવાદન ગજબનું સૂરીલું હતું. ઘોડબંદર રોડ પર બેસી તે વગાડતો ત્યારે તો સાંજે કેટલાક મોટરવાળા શ્રીમંત લોકો પણ તેનું સંગીત

સાંભળવા મોટર થોભાવતા. એ ફિલ્મ લાઇનનો કોઈ જૂનો આર્ટિસ્ટ હતો એવી વાત પણ ભીખો ક્યાંકથી લઈ આવેલો. જે હોય તે, ગયા મહિનામાં આ વાયોલિનવાળો માહીમની ખાડીના લોકોની વાતનો વિષય થઈ પડ્યો હતો.

અત્યારે પણ તે પાઇપ લાઇન પાસેના એક ઊંચા પથ્થર પર બેસીને વાયોલિન વગાડતો હતો. ખરું જોતાં અત્યારે તો ભર બપોરનો વખત હતો. આજુબાજુમાં માણસોની ગિરદી નહોતી... ફક્ત તેની પાછળપાછળ ઝૂંપડપટ્ટીમાં પાંચસાત છોકરાં કોઈ દરવેશ કે વાંદરાવાળા મદારીની પાછળ ચાલે તેમ ચાલતાં હતાં. તેમાં કિશનના રતન અને સાયબુ હતાં. સકીનાનો અબ્બાસ હતો. કાશીરામનો વાસુ હતો. અને તેમના બીજા દોસ્તારો હતા. વાયોલિનાવાળાએ આજુબાજુ નજર ફેરવીને, કોઈ જોતું નથી એની ખાતરી કરી લીધા પછી ચાર આનાના ચણા લઈને એ છોકરાઓને વહેંચી આપ્યા હતા. આથી છોકરાં જાણે ભૂલાં પડ્યાં હોય તેમ તેની પાછળપાછળ ચાલતાં હતાં.

વાયોલિનવાળો વગાડવા લાગ્યો અને છોકરાં સાંભળવા લાગ્યાં. વચમાંવચમાં તે એકાદ છોકરા સામું જોઈ હસી લેતો ને પાછો આંખો મીંચી દેતો. વાયોલિન પર જોરજોરથી ગજ ફેરવવા લાગતો.

એટલામાં ક્યાંકથી અચાનક સરજૂ કોળી ત્યાં આવતો દેખાયો અને વાયોલિનવાળાની સામે ઊભેલાં છોકરાં ગભરાયાં. ત્યાં તો સરજૂએ વાયોલિનવાળાને બૂમ પાડી કહ્યું : ''એઈ ટુનટુનિયાવાળા... અહીંયાં શું વગાડતો બેઠો છે બપોરને વખતે! આ છોકરાં થોડાં જ તને પૈસા દેવાનાં છે?''

વાયોલિનવાળાએ વગાડવાનું થંભાવ્યું. આંખો ઝીણી કરીને તે સરજૂ સામે જોવા લાગ્યો. પછી મોટેથી હસ્યો... અને બોલ્યો :

''સરજૂદાદા, તું કેટલા પૈસા કમાય છે રોજ?''

''હું તે શું કપાળ પૈસા કમાઉં? કમાણી તારા જેવાને હોય... ટુનટુનિયું વગાડ્યું કે પૈસાના ઢગલે ઢગલા. પાવશેરને બદલે અચ્છેર ઠોકે તોય કોઈના બાપની બીક નહીં તારે–''

''બધા જ માણસો કમાણીની પાછળ પડશે તો એક દિવસ કોઈ બેકાર જ નહીં રહે સરજૂદાદા –''

''બેકાર માણસો વળી શું કરવા છે? ઘણી બેકારી વધી ગઈ છે દુનિયામાં... જેટલી બેકારી તેટલું પાપ...''

''મને તો ભાઈ બેકાર રહેવાનું ગમે છે... આ છોકરા લોકોની જેમ રહેવું જોઈએ માણસોએ... ગાણાં સાંભળવાં... રમવું અને સૂવું...''

''બહુ ડાહ્યો લાગે છે તું તો. આમ ને આમ તો ભીખ માગવાનો વારો આવશે.''

"નહીંતર અત્યારે વળી બીજું શું કરું છું હું?"

"પણ શું કામ ભીખ માગે છ સાલા – આ ટુનટુનિયું તો બેસ્ટ વગાડે છે. કોક તો કહેતું'તું સિનેમામાં બહુ સારી નોકરી કરતો હતો તું..."

"કરતો'તો એક વખત –"

"તો પછી છોડી કેમ દીધી? દારૂ પીવા માંડ્યો એટલે કે?"

"દારૂ કોણ પીતું નથી સરજૂદાદા? પણ ઝૂંપડપટ્ટીવાળા માણસો પીએ તો દારૂ કહેવાય – બંગલાવાળા પીએ તો ડ્રિન્ક્સ કહેવાય! સિનેમામાં હતો ત્યારે આ વાયોલિન વગાડવાના પાંચસો રૂપિયા લેતો હું.. હવે તો કોઈ પાંચ રૂપિયા ફેંકે તો તેનેય સલામ ભરવાની... પહેલાં અને હમણાં વચ્ચેનો આ જ ડિફરન્સ છે."

"પણ ભેનચોદ? કોણ તને કહેવા આવેલું આમ ભીખ માગવાનું?"

"એ તો મારા નસીબની બલિહારી. બીજું શું?"

"શું થયું? બૈરીછોકરાં, ઘરબાર છે કે નહીં તારે?"

"હતાં.. એક વખત ઘર હતું. બૈરી નહોતી પણ બૈરી કરતાંય વધુ મહોબ્બત કરનાર કેસર હતી..."

"કેસર કોણ?"

"લગ્ન નહોતાં થયાં અમારાં.. પણ પરણેલી બાઈ રહે નહીં એવી નેકીથી મારી સાથે રહેતી હતી એ. આ વાયોલિન પર જ મોહીને મારી પાસે આવી અને રહેવા લાગી મારી સાથે. હિરોઇનનો ચાન્સ મળે તેમ હતો તેને.. પણ તે જવા દીધો તેણે.. હું વગાડ્યા કરતો, ને સાંભળ્યા કરતી... બસ એ સિવાય બીજી કોઈ લાઇફ નહોતી અમારે..."

"ક્યાં ગઈ હવે એ કેસર?"

વાયોલિનવાળો આંગળી ઉપર ચીંધી અને ફરી હસવા લાગ્યો, જાણે વાયોલિનના તાર તૂટતા હોય તેવું.

"ત્યારથી આવો રખડું થઈ ગયો?" સરજૂએ પૂછ્યું.

વાયોલિનવાળાએ જવાબ આપ્યો નહીં.

"છૈયાંછોકરાં કાંઈ –

વાયોલિનવાળો ફરી રડમસ રીતે હસ્યો. તેણે જરાક આગળ ઝૂકીને રતનના ગાલને હાથ અડાડ્યો.

સરજૂના મનમાં શો વિચાર આવ્યો કોને ખબર? તેણે એકદમ વાયોલિનવાળાને ખભે હાથ મૂક્યો અને બોલ્યો :

"તું ગાંડો નથી એટલું ચોક્કસ. અહીં ખાડીમાં જ રહે છ ને? એક કામ કરીશ?"

અત્યાર સુધી મૂંગો રહેલો વાયોલિનવાળો બોલ્યો – "શું?"

"આ છોકરાં જોયાંને... ગમ્યાં તને ? તેમને શાળામાં મૂકવાનાં છે – તું તો ચોપડી વાંચતાં શીખ્યો છે ને? આ છોકરાંને તું માહીમની કે વાંદરાની શાળામાં લઈ જા અને માસ્તરને કહીને તેમના ભણવાની સગવડ કર! આટલું કામ કરીશ તો રોજ તારે માટે નવટાંકની સગવડ હું કરીશ... હુંય પીઉં છું... પણ નવસાગર નહીં હો... સારી જાતનો. મારી પાસેનો પીશ તો આમ લથડિયાં નહીં ખા. છે તો ગામઠી પણ વિસ્કીનેય ટક્કર મારે તેવો."

વાયોલિનવાળો ધ્યાન દઈને સાંભળતો હતો. સાંભળતાંસાંભળતાં વાયોલિનની પેટી પર આંગળીઓથી થાપ મારી રહ્યો હતો. છોકરાં ફરી આસપાસ વીંટળાઈને ઊભાં રહી ગયાં હતાં. કેટલાકની મુઠ્ઠીમાંના ચણા થઈ રહ્યા હતા. કેટલાકની પાસે હજી ચાર-છ દાણા બાકી રહ્યા હતા.

"બોલ, છે કબૂલ? છોકરાંની માયા તો તને છે. તેમને ખાવાનું અપાવે છે, તો સ્કૂલમાં પણ લઈ જા ને! – લઈ જઈશ?"

વાયોલિનવાળાએ માથું હલાવ્યું અને તે ફરી હસ્યો. સરસ મજાનું. ખુશ થયો હોય તેમ તેણે વાળમાં આંગળાં નાખ્યાં અને તે પોતાના કાબરચીતરા વાળ પસારવા લાગ્યો :

"કાલથી જ લઈ જઈશ."

તેણે ફરીથી ડોકું ધૂણાવ્યું. સરજૂ છોકરાં સામે જોઈ બોલ્યો :

"જાવ રે રાંડનાંવ! તમારી માવડીઓને કહી દો કે કાલથી અમે નિશાળમાં જવાનાં છીએ... આ ટુનટુનિયાવાળો લઈ જશે તમને બધાંયને –"

છોકરાં એકબીજા સામું જોઈ હસવા લાગ્યાં. એકબીજાને પડખામાં ઠોંસા મારતાં ત્યાંથી ઝૂંપડપટ્ટી તરફ દોડતાં જવા લાગ્યાં...

સરજૂએ વાયોલિનવાળાને પૂછ્યું –

"તું જમે છે ક્યાં?"

"હોટેલમાં."

"અને પીએ છે ક્યાં?"

"વાયોલિનવાળો પહેલાંની જેમ જ હસ્યો.

"ન કહેવું હોય તો ન કહેતો. પણ કાલથી મારી સાથે જ આવજે પીવા, આવીશ ને?"

"આવીશ."

વાયોલિનવાળો મૂંગાપણું છોડીને બોલવા લાગ્યો : "સરજૂદાદા, બાટલી મળે તો મીઠુંય માગું નહીં એવો છું હું... અરે શું કહું? પેટમાં અનાજ ન હોય તો ચાલે! પણ દારૂ તો જોઈએ. દારૂની ટાંકી ફુલ હોય ત્યારે મારું વગાડવાનું સાંભળજે તું! સાલો સિનેમામાં હતો ત્યારેય આટલો રંગ ચડતો નહોતો.... ટાંકી ફુલ થાય એટલે આંખો બંધ કરી દઉં અને

કેસરને સંભારું... તેની તસવીર આંખની સામે આબેહૂબ ખડી થઈ જાય... અને પછી તે જ સાંભળે છે એમ સમજીને વગાડવા લાગું છ... ખૂબ મજા આવે છ પછી –"

"સાલા સાવ ગાંડો જ છે તું તો."

"સરજૂદાદા, પણ અહીંના લોકો દાંડ છે હોં –"

"કેમ કોઈ મળી ગયો હતો દાંડ તને?"

"કાલ સાંજે હું વગાડી ઊઠ્યો ને સામે જોયું તો એક પણ પૈસો પડ્યો નહોતો જમીન પર – કોક બધા પૈસા ઉપાડી ગયું હતું... રાતે ઉપવાસ કરવો પડ્યો... એક ટીપું પણ ન મળ્યું પીવા. – "

"અહીંની વસ્તી છે જ હરામી... આ ખાડી જ એવી હરામી છે. તારા જેવા ગરીબને લૂંટીને કોઈને મળી મળીનેય શું મળવાનું હતું? બદમાશ – ભેનચોદ – પણ સાલા તુંય કેવો અનાડી... સામેના પૈસા કોઈ ઉપાડી ગયું તોય તને ખબરે ન પડે?"

"હું વગાડતી વખતે આંખ ખોલીને દુનિયા તરફ જોતો જ નથી, સરજૂદાદા."

"તો પછી આંખ બંધ કરીને કોને જુએ છે?"

વાયોલિનવાળો હસ્યો.

તેને આમ હસતો જોઈને સરજૂને હવે ખૂબ ગુસ્સો આવ્યો. એ ખિજાઈને બોલ્યો :

"હસે છે શું આમ દાંત કાઢીને? મને ખબર છે તારા પૈસા કોણ ઉપાડી ગયું તેની – લંગડા કિશનનું જ એ કામ... જો. આજથી હું તારાથી થોડે દૂર ધ્યાન રાખતો બેસીશ. જોવા દે કોણ હાથ લગાડે છે તારા પૈસાને –"

વાયોલિનવાળો વાળ પસારતાં ફરી હસ્યો.

"અરે સાલા! તને કહ્યું તો ખરું કે આમ હસ નહીં –"

છતાં વાયોલિનવાળો હસતો જ રહ્યો, ગાંડાની જેમ. સરજૂ ખિજાયો. તેની બોચી પકડીને બોલ્યો :

"હવે બસ કરે છ કે તારો ટોટો પીસી નાખું? ચૂપ રહે. જોઈએ તો રડ, પણ હસ નહીં. કોઈ હસે તે મને ગમતું નથી."

વાયોલિનવાળો ઊઠીને ચાલતો થયો. ચાર ડગલાં ચાલ્યા પછી પાછો ફરીને બોલ્યો :

"કાલ સવારે આવીશ, છોકરાંને સ્કૂલમાં લઈ જવા."

"આવ. પણ આજે સાંજે જ હું તને પાછો મળીશ. તારી કમાણીનું રખોપું કરવા આવીશ... પછી આપણે બન્ને સાથે પીવા જશું –"

વાયોલિનવાળો જતાંજતાં હસ્યો. અને સરજૂ "આ ભડવો તો ફરી હસવા લાગ્યો-" એમ બોલતો તેની પાછળ દોડ્યો.

# 20

સાંજ પડી અને માહીમની ખાડી માણસોથી ગાજવા લાગી. ઘરેઘરેથી કામધંધા માટે બહાર ગયેલા માણસો પાછા આવવા લાગ્યા. બેકાર માણસો પણ પોતપોતાના છાપરા નીચે આડા પડવા માટે આવવા લાગ્યા. દરેક ઝૂંપડીમાં જીવંતપણાનો સંચાર થયો. ઘાસલેટના દીવા ફગફગવા લાગ્યા. ચીમનીના કાચ પર મેશ જામવા લાગી. ચૂલામાં બૂમલાં શેકાવા લાગ્યાં. તેની વાસ ખાડીની ગંદી વાસમાં ભળી. કુલફીમલાઈવાળા અને ગંડેરી વેચવાવાળા ઝૂંપડપટ્ટીમાંથી ચાલતા થવા માંડ્યા. હાથમાં ધૂપ લઈને ફરનારા ફકીર બૂમ પાડતાં દરેક ઝૂંપડીના બારણામાં ઊભા રહેવા લાગ્યા. હાથભઠ્ઠી પરથી પાછા આવનારાઓ લથડતા અને બડબડતા પોતપોતાની ઝૂંપડીમાં ઘૂસવા લાગ્યા. ક્યાંક વર-વહુ વચ્ચે કે પડોશી-પડોશી વચ્ચે તકરાર જામી હતી તેનો અવાજ મોટો થતો ગયો. છોકરાં બૂમાબૂમ કરવા લાગ્યાં. ચારે બાજુ શોરબકોર થઈ રહ્યો....

આવે વખતે ઘોડબંદર રોડ પર એક જૂનું સ્ટેશન વેગન આવીને ઊભું રહ્યું. તેમાંથી પાયજામા પહેરેલા ચારપાંચ માણસો નીચે કૂદી પડ્યા. તેમાંના એકબે જણ હાથમાંનાં પોસ્ટરો આસપાસની પાળ પર અને રસ્તાની બાજુના થાંભલા પર લગાડવા લાગ્યા, અને બાકીના ઝૂંપડપટ્ટીમાં દાખલ થયા. દાદૂમિયાંની ઝૂંપડીની સામે એક ઊંચો ઓટલો ખાલી હતો. ત્યાં હજી નવી ઝૂંપડી બંધાવાની બાકી હતી. એ ઓટલા પર ઊભા રહીને અને બન્ને હાથ મોં આગળ રાખીને તેમાંથી એક જણ મોટેમોટેથી બોલવા લાગ્યો :

"ભાઈઓ... ઔર બહેનો...."

અને ગળું સાફ કરીને તે ભાષણ કરવા લાગ્યો. જોતજોતામાં દરેક ઝૂંપડીમાંથી માણસો બહાર આવ્યા અને પેલા ભાષણ કરવાવાળાની આસપાસ સાંકડમાંકડ ઊભા રહી ગયા. પુરુષોની સાથે સ્ત્રીઓ અને છૈયાંછોકરાં પણ ભેગાં થઈ ગયાં અને દસ-પંદર મિનિટમાં તો ત્યાં ચિક્કાર ગિરદી થઈ ગઈ. માણસો વધતા ગયા તેમ પેલો માણસ વધુ જોરજોરથી બોલવા લાગ્યો. તેની સાથેના માણસો પોતે લાવેલ ચોપાનિયાં લોકોમાં વહેંચવા લાગ્યા. વાંચતાં આવડતું હતું તે ને વાંચતાં નહોતું આવડતું તે બધાંય એ સફેદ ચોપાનિયાં મેળવવા પડાપડી કરી રહ્યાં. છોકરાંઓ તો વારંવાર આગળ ઘૂસીને ફરીફરી ચોપાનિયાં મેળવવા લાગ્યાં. અને આ ધાંધલ ચાલી રહી હતી ત્યાં જ ઓટલા પર ઊભેલો

પેલો માણસ મોટેમોટેથી બોલવા લાગ્યો :

"ભાઈઓ, યે અપના ઝોંપડપટ્ટી અભી જલ્દીમેં તોડ દિયા જાયગા! ગવર્મેન્ટકા કાનૂન ગરીબોકોં ઔર ગરીબ, ઔર અમીરોંકો ઔર અમીર બનાનેકા હૈ.... ગવર્મેન્ટ યે અપના ઝોંપડપટ્ટી અભી તોડ દેગા, ઔર યહાં પર એક બડા રાસ્તા બના દેગા... તુમકો ઔર હમકો બેઘર કરકે યે ગવર્મેન્ટ અપને ઘરોં પર રાસ્તા બના દેગા... ક્યૂં? પૈસેવાલોંકી બડીબડી ગાડિયાં ચલાનેકે વાસ્તે... અમીરોંકી ગાડિયોંકે વાસ્તે ગરીબોંકો અપના મકાન છોડનેકા... તોડનેકા.. ઐસા યે ખતરનાક ગવર્મેન્ટ હૈ... ઉસકા ખતરનાક કાનૂન હૈ! તો, યે સબ આપુનકો બદલનેકા હૈ. કલ સુબહકો યહાંસે એક બડા જૂલૂસ નિકલેગા. આપ લોગ સચિવાલયમેં જાયેંગે.. ઇન્સાફકે વાસ્તે... ઇન્સાનિયતકે વાસ્તે! બોલો, તુમ લોગોંકો મકાન ચાહિયે યા રાસ્તા?"

"મકાન ચાહિયે, મકાન ચાહિયે!" સો-સવાસો માણસોનો અવાજ ઊઠ્યો.

"તો સુબહ જુલૂસમેં શામિલ હોંગે યા નહીં?"

"શામિલ હોંગે! જરૂર હોંગે –"

"શાબ્બાસ, મેરે ભાઈયો! શાબ્બાસ – " પેલો લેક્ચરવાળો ખુશ થઈને બોલ્યો અને પછી તેણે ઘોષણા કરી :

"બોલો, ઝોંપડી સંઘ ઝિંદાબાદ!" તરત જ 'ઝિંદાબાદ'નો અવાજ હવામાં ઊઠ્યો. અને પેલા માણસો આવ્યા હતા તેવી રીતે ઝડપથી ચાલતા થયા. માહીમની ખાડીમાં ગભરાટનો એક બૉમ્બ ફેંકીને એ લોકો આવ્યા તેવા જ ચાલ્યા ગયા. ઘણા દિવસથી રસ્તો થવાનો છે, રસ્તો થવાનો છે એવી અફવા તો ખાડીમાં આવતી હતી પણ આવતી તેવી જ ભુલાઈ જતી હતી. ઘણા દિવસો પહેલાં જમીનની માપણી કરવાવાળા ખાડીમાં આવીને માપ લઈ ગયા હતા ખરા પણ તે પછી કંઈ હિલચાલ દેખાઈ નહોતી. મિલમાં કામ કરવા જતાં એકાદ માણસ સાંજે પાછા ફરતાં 'મરાઠા' લઈ આવતો અને ઝૂંપડી બહાર બેસીને મોટેથી વાંચવા લાગતો. ઘાટકોપર, જોગેશ્વરી, તાડદેવ, શિવરી વગેરે સ્થળોએ પોલીસે ઝૂંપડપટ્ટી જમીનદોસ્ત કર્યાના ખબર લોકો વચમાંવચમાં લઈ આવતા, પણ ખાડીમાંનાં ઝૂંપડાં એટલાં જલદી પાડી નખાશે એમ કોઈએ માન્યું નહોતું. પણ હવે એ વાત સાચી પડવાની હતી. લેક્ચર સાંભળીને દરેક માણસ મૂંગે મોઢે ઘર તરફ પાછો જઈ રહ્યો હતો. માહીમની ખાડી ઉઘાડી પડી જવાની હતી. ખાડીમાંની ઝૂંપડપટ્ટી તોડી પાડવાની હતી. એ ઠેકાણે ખાસ્સો મોટો રાજમાર્ગ થવાનો હતો... એ રાતે પ્રત્યેક ઝૂંપડાવાસીના કાળજામાં બીકની એક કટારી ઘૂસી ગઈ. અને દરેક માણસ એક નવી ચિંતા લઈને પોતાના છાપરા નીચે જતો રહ્યો.

ગિરદી ઓછી થઈ અને તરત જ ભીખો ઝડપભેર ઝૂંપડપટ્ટીની બહાર નીકળ્યો.

જતાંજતાં તેણે દાદૂમિયાંની ઝૂંપડી તરફ એક વાર નજર નાખી. રોશન હજી ત્યાં થાંભલાને અઢેલીને ઊભી હતી. તેણે હળવેથી સીટી વગાડી અને કોઈનું ધ્યાન ન જાય એ રીતે હાથ હલાવ્યો. આ નિશાની રોશને ઝીલી લીધી અને તેણે હસતાંહસતાં હળવેથી હાથ હલાવીને જવાબ દઈ દીધો.

થોડીવાર પહેલાં લૅક્ચરવાળા આવ્યા ત્યારે ગિરદી જામી હતી, તેનો લાભ લઈને ભીખો રોશનના શરીરની સાથે દબાઈને ઊભો રહી ગયો હતો. એક બાજુ પેલો લૅક્ચરવાળો મોટેમોટેથી બોલી રહ્યો હતો, બધા ઝૂંપડાવાસીઓ એકધ્યાન થઈને સાંભળતા હતા. એ જ વખતે ભીખો હળવેથી હાથ ખેંચીને રોશનને દાદૂમિયાંની ઝૂંપડીની પાછલી બાજુએ અંધારામાં લઈ ગયો હતો.

"ચાલ જલદી... આ બાજુ કોઈ આવતું નથી.. લીડરનું લૅક્ચર પૂરું થાય એ પહેલાં તને છોડી દઈશ..."

"મુઝે ડર લગતી રે!" એમ કહેતાં રોશન તેને વળગીને અહીંતહીં જોતાં ઝડપથી તેની સાથે અંધારામાં આવી ગઈ હતી –

"ડર કિસકી –"

"ઘરમેં ધોંડુમામા હૈ – વો નહીં ગયા લૅક્ચરકું! તેની નજર ચૂકવીને આઈ સું-"

"ઉસકો મારો ગોલી! ગજકરણ કહીંકા!" એમ બોલતાં ભીખાએ તેને ભીંતની આડશે લઈને નજીક ખેંચી હતી. તેને ગાઢ આલિંગન આપતાં તેણે હળવેકથી પૂછ્યું હતું – "કૈસા લગતા–"

અને રોશન કાંઈ બોલવાને બદલે તેને વધુ ચીટકી પડી હતી. તેની છાતી પર હાથ ફેરવતાં અને તેના પોલકામાં બટન ક્યાં છે તેનો ઝડપથી અંદાજ કરતાં ભીખો ઉતાવળો થયો હતો. ઇંગ્લિશ પિક્ચરમાં હીરો કરે છે તેવાં ગાઢ ચુંબનો રોશનને કરતો જતો હતો.

છેવટે તેને બટન ઝડપથી ખોલતાં ફાવતું નથી એ જોઈ રોશને પોતે જ આજુબાજુ જોઈને પોતાની છાતી ખુલ્લી કરી આપી...

ઝિંદાબાદની ઘોષણા થતાં જ બન્ને જણ ભાનમાં આવ્યાં, અને રોશન દૂર સરતાં બોલી :

"છોડ મુઝે! કોક આવી લાગશે...."

ભીખાએ નાખુશીપૂર્વક તેને છોડી. તે પોલકાંનાં બટન ભીડવા માટે જરાક રોકાઈ. ઝૂંપડીની પાછળ ચાલી રહેલા શોરબકોરની દિશામાં જોતાં તેણે પૂછ્યું :

"હવે ક્યાં જવાનો છે તું?"

"જ્યાની સાથે જવાનું છે, કામ પર."

"ક્યાં?"

"મુંબઈ. જયાને મદદ કરું છું ને  હવે હું..."

રોશનનું ધ્યાન તેના બોલવા તરફ નહોતું. તે ઝડપથી આઘી ખસી ગઈ. ઝૂંપડાની પાછળથી લપાતી-છુપાતી બહાર ચાલી ગઈ. ગિરદીમાં ભળી ગઈ અને પોતાને ઘરે પહોંચી ગઈ.

તે દેખાતી બંધ થઈ પછી ત્યાં જ ખોડાઈને ઊભેલો ભીખો હલ્યો અને એ જ ક્ષણે એનું ધ્યાન ગયું! તેને ક્ષણભર પોતે ઓગળી ગયો હોય એમ લાગ્યું. તે ખૂબ શરમાઈ ગયો. તેણે ખીસામાંથી રૂમાલ કાઢ્યો – "હટ્ સાલા! કાંઈ કર્યું નથી તોપણ આમ કેમ થઈ ગયું?"

રોશનની રજા લઈને માહીમ સ્ટેશનની દિશામાં જતી વખતે ભીખો ખૂબ જ ઉત્સાહમાં જણાતો હતો અને સાથોસાથ પોતે થાકી ગયો હોય એવુંય લાગતું હતું.

## 21

માહીમ સ્ટેશન પર જયા ભીખાની વાટ જોતી ઊભી હતી. ભડક રંગની નાયલૉનની સાડી.... રંગેલું મોઢું.... આંખમાં કાજળ અને હાથમાં ફૅશનેબલ પર્સ. નાકમાં નથણી.

"કેટલું મોડું કર્યું?" ભીખો પાસે આવતાં જયાએ પૂછ્યું.

"અરે શું વાત કરું! ઝૂંપડપટ્ટી તોડવાની છે ગવર્મેન્ટ. એટલે મીટિંગ ભરવા લીડર આવ્યા હતા... એટલે મોડું થઈ ગયું – "

ત્યાં તો સામે ગાડી આવી પહોંચી. ગાડીમાં ચિક્કાર ગિરદી હતી. ધક્કામુક્કી કરતાં બન્ને જણ ગાડીમાં ચડ્યાં અને બૉમ્બે સેન્ટ્રલ ઊતરી ગયાં. કામાઠીપુરા આવે તે પહેલાં જ જયાને એક ઘરાક મળી ગયો. બૉમ્બે સેન્ટ્રલ પર તેની સાથોસાથ જ એક માણસ ઊતર્યો અને એ બન્નેની સાથે જ પુલ ચડીને બેલાસીસ રોડ પર આવ્યો. બૉમ્બે સેન્ટ્રલ પર એસ.ટી.ની સામે આવતાં તેણે જયાને ધક્કો માર્યો... તરત જ જયા ખિજાઈ હોય તેવો દેખાવ તેણે કર્યો. તે ચિડાઈને બોલી :

"સાલા હલકટ, ધક્કા માર છ. તારે મા-બે'ન કોઈ છે કે નહીં – પારકી સ્ત્રીને ધક્કા માર છ, છેડતી કર છ સાલા –"

જયાની આ રોજની ટૅકનિક હતી. એ રોજ આબરૂદાર બાઈનો સ્વાંગ ધારણ કરતી. તેનો અવાજ ચડતાં જ ભીખાએ પણ બાંયો ચડાવીને બૂમાબૂમ કરવા માંડી – "ભેનચોદ... શરીફ ઔરતકુ ધક્કા મારતાય ક્યા... ગુંડા કહીંકા –"

આટલું થતાંમાં પાંચ-દસ માણસ ભેગાં થઈ ગયાં. જેણે જયાને ધક્કો માર્યો હતો તે માણસ પછી એકદમ આગળ આવ્યો. તેણે સીધો જયાનો હાથ જ પકડ્યો અને તેને ખેંચતાં મોટેમોટેથી બોલવા લાગ્યો :

"સાલી એક તો જાત રંડીની ને પાછો મિજાજ બાર ખાંડીનો! બોલ કેટલા રૂપિયા લે છ એક વખતના?" અને જયા કે ભીખો કાંઈ બોલે તે પહેલાં જ એણે બાજુમાં ઊભેલી એક ટૅક્સીનું બારણું ખોલ્યું. "ચાલ બેસી જા ટૅક્સીમાં.... ધંધો કરવો ને પાછો બકવાસ કેમ કરે છ? રોજ હું તને આ ગાડીમાં જોઉં છું. રોજ તું કામાઠીપુરા જાય છે, ધંધો કરવા. અને કોઈ ધક્કો મારે તો બૂમાબૂમ કરી મૂકે છ! ચાલ, આજ તો તારો પહેલો ઘરાક હું –"

જયા કાંઈ બોલ્યા વગર તેની સાથે ટેક્સીમાં બેસી ગઈ. આગળનું બારણું ખોલવા ભીખો આગળ વધ્યો કે એ માણસ બોલ્યો : "સાલા તારું શું કામ છે? તું કશાલા ચમચા બીચમેં –"

"એ મારો માણસ છે – મારી સાથે આવ્યો છે –" ભીખો પોતાનો ભાઈ છે એ જાહેર કર્યા વગર જયા હળવેથી બોલી : "આવવા દે તેને સાથે –"

પેલા માણસે ક્ષણભર વિચાર કર્યો અને ભીખાને પણ ટેક્સીમાં લીધો. બહાર જમા થયેલા લોકો હસતાંહસતાં, તેમને ગાળો દેતાં 'મફતની મજા જોવા મળી' અને આનંદમાં ચાલવા લાગ્યા. ટેક્સી ભાયખલાની દિશામાં દોડવા લાગી.

લગભગ બે કલાક પછી પેલો માણસ જયાને પાછી ભાયખલા પોસ્ટ ઑફિસ આગળ મૂકી ગયો. એ વખતે અગિયાર વાગ્યા હતા. જયા દસ રૂપિયા કમાઈ હતી. ત્યાંથી ઈરાની હોટેલમાં પછી ભાઈ-બહેને મટનબિરયાની અને બૈદાકરી ખાધાં અને પછી બન્ને કામાઠીપુરાની ગલીમાં ઘૂસ્યાં. હજી અંધેરી તરફ જતી છેલ્લી લોકલ જવાને બે કલાક બાકી હતા. એટલી વારમાં જયા બીજી થોડી કમાણી કરી લેવા ધારતી હતી. એ બન્ને પાનની દુકાન આગળ થોભ્યાં.

"દોન કાલાકાંડી દો – " જયા બોલી.

"એક કેપ્સ્ટન પાકીટ ભી દો."

"કાલે લીધેલું તે એટલીવારમાં પૂરું થઈ ગયું ભીખા?"

ભીખો ઓશિયાળું હસ્યો.

"પીળો હાથી લે. શામુને પણ મેં ક્યારેય કેપ્સ્ટન અપાવી નથી."

પાનવાળાના પૈસા ચૂકવ્યા પછી વધેલા પૈસા જયાએ ભીખાને આપતાં કહ્યું : "આ રાખ તારી પાસે. પાછા ફરતાં મને આપી દેજે. ડોકરી જોશે તો તેમાંથીય ભાગ માગશે."

કામાઠીપુરામાં રોજની ઘરડી કુટ્ટણખાનાવાળી પાસે જયા ગઈ; અને ભીખો નીચે ફૂટપાથ પર સિગારેટ પીતો ઊભો રહ્યો. આખી ગલી બજારબેસુઓથી ભરેલી હતી. દરેક ગૅલરીમાં લાલ દીવો લટકતો હતો. ફૂટપાથ પર મોઢું રંગેલી બાઈઓ ઘરાકો શોધતી ફરતી હતી. ઘરાકો દબાતે પગલે, પડછાયાની ઓથેઓથે હળવેહળવે ચાલતા હતા. દુકાનમાં માલ ખરીદતાં પહેલાં જુએ તેમ બાઈઓ તરફ તાકીતાકીને જોતા હતા. એટલામાં ભીખાની નજીક એક મોઢું રંગેલી જુવાન છોકરી આવી. તેણે ભીખાના ખભા પર હાથ મૂક્યો –

ભીખો એકદમ ભડકી ગયો અને આઘો ખસી ગયો. એટલે તો પેલીએ ભીખાનો પીછો જ પકડ્યો:

"ચલો ન..... દેખો કૈસી ટાઇટ હૂં..." તેણે પોતાનો પાલવ આઘો કર્યો અને છેડા

નીચે પહોળા ગળાના બ્લાઉઝનાં પહેલેથી જ ખોલી રાખેલાં બટનમાંથી તેનાં ભરાવદાર સ્તનો બહાર ધસી આવ્યાં. ભીખાનો હાથ પકડીને તેણે પોતાની છાતી પર મૂક્યો. ભીખાને રોશનની યાદ તીવ્રતાથી આવી ગઈ. સાલુ ત્યારે અંધારામાં કાંઈ બરાબર દેખાણું નહીં... પણ તેની પાસેય આવું ટાઇટપણું હશે... તે એકદમ ઊકળી ઊઠ્યો. ત્યાં તો પેલી છોકરીએ તેનો હાથ પકડ્યો અને પોતાની સાથે પાછળની ખોલી તરફ ખેંચ્યો. ભીખો ચાર ડગલાં તો ખેંચાયો પણ પછી તેનું બળ ઓસરી ગયું. એ પાછો ફર્યો – તરત જ પેલી છોકરીએ રાડ પાડી. "સાલા ગાંડૂ! ડરતાય તો હમકુ બુલાયા કાયકુ? હમકો ટચ કાયકુ કિયા? નિકાલો પૈસા –" એટલામાં અંધારામાંથી એક પહેલવાન જેવો માણસ જાણે ઇશારાની રાહ જોઈને જ હોય તેમ દોડતો આવ્યો. તેણે ભીખાનો કૉલર પકડ્યો :

"નિકાલો પૈસા – જિતના હૈ ઉતના સબ –" અને ભીખો પેલા ખીસામાં હાથ નાખે તે પહેલાં તો એ માણસે જ ભીખાનાં ખિસ્સાં ફંફોસવાની શરૂઆત કરી. તેનું પાકીટ બહાર કાઢ્યું અને તેમાંનો રેલવે પાસ રહેવા દઈને બધા પૈસા કાઢી લીધા. ભીખાને ભિખારી બનાવીને પેલી છોકરી અને પેલો માણસ અંધારામાં અદશ્ય થઈ ગયાં...

ભીખાને ચીડ ચડી. શું કરવું તે તેને સૂઝતું નહોતું. તેણે ઉપર જોયું. જયા જે ઠેકાણે ગઈ હતી તે ઠેકાણે આછો સળવળાટ વરતાતો હતો. તેણે ઉપરાઉપરી સિગારેટ ફૂંકવાની શરૂઆત કરી. એક પછી બીજી.... જયા ક્યારે આવશે કોને ખબર. તેનું માથું ભમવા લાગ્યું. પાસેથી પસાર થતા એક સૂટબૂટવાળાને ટાઇમ પૂછ્યો. તેણે ઘડિયાળમાં જોયા વગર જ જવાબ આપ્યો :

"સાડા બાર."

હવે તો જયાએ આવવું જ જોઈએ. નહીંતર છેવટની ગાડી ચૂકી જવાશે.

ત્યાં તો જયા આવી પહોંચી. એ ખૂબ થાકેલી હતી. તેના વાળ વીંખાઈ ગયા હતા અને આંખો લાલઘૂમ થઈ ગઈ હતી. આવતાંવેંત તે બોલી :

"ચાલ જલદી, નહીંતર ગાડી ચૂકી જશું."

બન્ને ચાલવા લાગ્યાં. જયા કાંઈ બોલતી નહોતી ભીખા સાથે. થોડીવાર પછી જયા બોલી :

"સાલી ટેક્સી કે વિક્ટોરિયા પણ આ ટાઇમે મળે તેમ નથી. આખું શરીર તો એવું દુખે છે." અને બોલતાંબોલતાં તે એકદમ અટકી ગઈ. પોતાના ભાઈ આગળ પોતે આ શું બોલી રહી છે તેનો ખ્યાલ આવતાં તે ચૂપ થઈ ગઈ અને પગ ઉપાડીને ચાલવા લાગી. ભીખાએ તેના તરફ ધ્યાનપૂર્વક જોયું. તેની દશા જોઈને ભીખાને જયાની દયા આવી. થોડીવાર પહેલાં પોતાને મળી ગયેલી પેલી છોકરી... એ પણ ઘરે જતાં આમ જ થાકી જતી હશે કે? માણસો આમ થાકી કેમ જતાં હશે? તેને સાંજનો બનાવ યાદ આવ્યો.

પોતાને પણ ખૂબ થાક લાગ્યો હતો એ સાંભરી આવ્યું. સાલા માણસો આટલા તકલાદી હોવા છતાં ફરીફરી એ વાત માટે શું કામ મરવા પડતા હશે? શું કામ જીવ કાઢી નાખે છે... આ બધી બૈરીઓ ને બધા ભાવડાની આવી જ દશા થતી હશે? તેને થયું, લાવ જયાને કહું, કાલથી તું આ ધંધો બંધ કર...

બન્ને જણ બૉમ્બે સેન્ટ્રલ સ્ટેશને આવ્યાં ત્યારે છેલ્લી બોરીવલી લોકલ પ્લૅટફૉર્મ પર ઊભી હતી. સાવ ખાલી જેવી હતી. એક ડબામાં ખૂબ જગ્યા જોઈને બન્ને ઘૂસ્યાં.. જયા બારી પાસે પવન ખાતી બેઠી. બહારના અંધારામાં તે શૂન્યપણે તાકી રહી. સામેના બાંકડા પર ભીખો બેઠો. એલ્ફિન્સ્ટન ગયા પછી જયા ભાનમાં આવી હોય તેમ બારીથી જરા આઘી ખસીને બેઠી. ભીખાની સામે બેસીને તેણે પોતાની પર્સ ઉઘાડી. રૂપિયારૂપિયાની ચીમળાયેલી નોટો ગણવા લાગી. સાત, આઠ, નવ પછી તેણે ફરી એ નોટો ગોઠવીને ગડી કરી અને પર્સમાં મૂકી દીધી અને દાંત વડે હોઠ ચાવતાં બોલી – "પંદરમાંથી છ તો ડોકરીએ લઈ લીધા. જગા એની માલિકીની ખરી ને! લે... પી રગત અમારું... પણ હરામના પૈસા પચવાના નથી... ફોગટના પૈસા....

પર્સ બરાબર બંધ કરીને તેણે ભીખાને પૂછ્યું :

"તને પહેલાં આપ્યા હતા તે લાવ પૈસા."

પણ ભીખાએ જાણે સાંભળ્યું જ નહીં.

"કાન ફૂટી ગયા તારા કે શું? મેં પહેલાં આપેલા તે પૈસા... મારું માથું ફેરવ મા... આજ તો હું અધમૂઈ થઈ ગઈ છું."

છતાં ભીખો મૂંગો જ રહ્યો. એટલે જયા ભડકી. તેણે ભીખાનો હાથ પકડ્યો.

"પૈસા કાઢ."

"પૈસા નથી."

"એટલે?"

"નથી. કીધું નહીં?"

જયા આખે શરીરે સળગી ઊઠી. ચાલતી ગાડીએ તે ઊભી થઈ ગઈ. ગુસ્સામાં તેણે બૂમ પાડી :

"ભડવા, ક્યાં ગયા પૈસા? સાડાસાત રૂપિયા હતા... ક્યાં ગયા પૈસા બધા?"

ભીખાએ શાંતિથી જે કાંઈ બન્યું તે જયાને કહેવાનો પ્રયત્ન કર્યો.

"બંડલ! બંડલબાજી કર છ! અરે આમ કેમ બનાવે છે તું મને... સગી બહેનને... તારા પર વિશ્વાસ મૂકીને મેં તને પૈસા આપ્યા... વિશ્વાસથી બધી કમાણી તારા હાથમાં મૂકી. શું કામ? તું ચાલબાજી નહીં કરે એમ માનીને. પેલી ડોકરી રાંડ તો અમારા પૈસા પર ટાંપીને જ બેઠી હોય છે. ઘરાકો બક્ષિસ દે તોય રાંડ તે અમને મળવા દેતી નથી...

તારા હાથમાં માથું મૂક્યું તો તુંય ખાટકીની જેમ તે કાપવા તૈયાર થયો! આ પાપ તું ક્યાં જઈને ધોઈ શકીશ? બહેન પોતાની આબરૂ વેચીને દમડી કમાય તે પણ તું ઓહિયાં કરી જવા બેઠો છ!''

જયા ગુસ્સાથી થરથરતાં બોલતી હતી. ભાઈને ખાઈ જાઉં કે વાઢી નાખું એમ તેને થઈ ગયું હતું.... તેની આ દશા જોઈને ભીખાએ પોતાનું માથું નીચું નમાવ્યું... ફરી એક વાર અપરાધી અવાજે બોલ્યો :

''જયા, તને હું ખોટું નથી કહેતો! ખરેખર મને એ છોકરીએ લૂંટી લીધો – ''

''અરે મને ઊઠાં ભણાવનાર! તું ગયો હશે એની સાથે સૂવા અને પૈસા વેડફી દીધા હશે એના ઢેકા પર. ખોટું બોલતો નહીં. હું બધું જાણું છું. ગટરમાં ગયેલો માણસ ક્યાં આળોટે એ તું મને શીખવીશ? પણ આજે કહું છું તે સાંભળી લેજે – હજી તો તું બચ્ચું છે બચ્ચું. મેં તો મારો એક જનમારો ઉલેચી નાખ્યો કૂવાની જેમ... તેનાં ફળ હું ભોગવીશ. પણ તું આ છાણમાં આળોટવાનું રહેવા દે.... આજે છાણ ખાધું તે ખાધું.... ફરી ખાતો નહીં. ગરમી ફૂટી નીકળશે ત્યારે કૂતરાં પણ તારી પાસે નહીં ફરકે... ધ્યાન રાખજે...''

બોલતાંબોલતાં જયાની આંખમાં પાણી આવ્યાં. ગુસ્સો, ઘૃણા અને હતાશાનું એટલું પ્રચંડ મોજું તેના કાળજામાં ઊછળ્યું કે તે બોલતાંબોલતાં રડવા લાગી.

એ ખાલી ડબ્બામાં રડ્યાખડ્યા ઉતારુ તેને મોટેમોટેથી બોલતી જોઈને ભેગા થઈ ગયા. આ વાતનો ખ્યાલ આવતાં જ જયા મૂંગી થઈ ગઈ... મૂંગીમૂંગી બારી પાસેની જગ્યાએ જઈને પાછી બેઠી અને બહારના દીવા તરફ જોવા લાગી....

વાંદરા સ્ટેશને ગાડી થોભી ત્યારે ભીખો ક્યારે ઊતરી ગયો તેની તેને ખબર જ ન પડી.

# 22

વાયોલિનવાળો સવારે જ સરજૂને ઘરે હાજર થઈ ગયો. એક હાથમાં વાયોલિનની પેટી હતી, બીજા હાથમાં એક જૂનું ટૂથબ્રશ. દાંત ઘસતાંઘસતાં જ તે આવ્યો હતો.

"છોકરાંવને ઇસ્કૂલમાં લઈ જવા આવ્યો છું."

"સાલા તેં બી કમાલ કરી ટુનટુનિયાવાલા! મને થયું કે તું તે વળી શું આવવાનો?... પણ તેં તો બરાબર ધ્યાનમાં રાખ્યું.

વાયોલિનવાળો દાંતે બ્રશ ઘસતાંઘસતાં જ હસ્યો.

સરજૂ તેને લઈને ઝૂંપડીમાં દાખલ થયો. ગંગાના ઝૂંપડા સામે ઊભા રહીને તેણે હાક મારી – "ગંગાબાઈ! છોકરાંને ઇસ્કૂલ મોકલવાનાં છ ને? કર તૈયારી જલદીજલદી!"

ગંગા આશ્ચર્યથી જોતી બહાર આવી.

"સરજૂદાદા! તેં ખરેખર વાત મનમાં લીધી ખરી –"

"ત્યારે, હું કોણ? જો આ ટુનટુનિયાવાળો લઈ જશે છોકરાંને ઇસ્કૂલમાં.... મેં તેને કીધેલું છે.. આપણને કોણ 'ના' પાડવાનું છે?"

ગંગાએ વાયોલિનવાળા તરફ જોયું, ત્યારે તે ગંગાના પગ આગળના પાથરણામાં આડાં પડેલાં તેનાં છોકરાં સામું જોઈ રહ્યો હતો અને એકલોએકલો હસી રહ્યો હતો. ત્યાં તો લંગડો કિશન બહાર આવ્યો અને બોલ્યો – "પણ છોકરાંને બરાબર સંભાળીને લઈ તો જશે ને! ગાંડા માણસનો ભરોસો શો?"

આ સાંભળી સરજૂ ભડક્યો. બોલ્યો :

"લંગડા! તેને ગાંડો કહે મા હોં! એ તો ઘણો ડાહ્યો છે... તેને ગાંડો સમજીને તું તેની સામે પડેલા પૈસા ઉપાડી જાય છે... પણ તેની એને બરાબર ખબર છે હોં.... પણ હાડકાંનો એ જેન્ટલમૅન છે... એટલે તારો ટોટો પીસી નથી નાખતો. મારા જેવો હોત તો તો ત્યાં ને ત્યાં જ તને પાણી માગવાનો ટાઇમ પણ ન આપત!"

"હવે આ તે શું મારો ટોટો પીસવાનો હતો!"

"અરે, પગ નીચેની કીડી પણ દબાય તો આપણને ફટ દેતીકને ચટકો ભરી લે છે."

"તે હશે. પણ મેં કોઈના પૈસા ઉઠાવ્યા નથી."

આ સાંભળતાં જ અત્યાર સુધી સ્વસ્થ રહેલો વાયોલિનવાળો મોટેથી હસવા લાગ્યો.

અને આગળ વધીને સાયબુને ઉઠાડવા લાગ્યો. રતનના વાળ પસારવા લાગ્યો, પણ સરજૂ બોલતો બંધ થયો નહીં.

"લંગડા! સાચું બોલવાની ટેવ જ નથી! પણ તારા પર ઉપકાર કરનાર માણસ વિષે તો ખોટું બોલવાનું રહેવા દે. આ ટુનટુનિયાવાળો છે તો આજથી તારાં છોકરાં ઇસ્કૂલનું મોઢું જોતાં થશે.... નહીંતર તુંય ઘરમાં નવરો જ બેઠો છે ને! પણ તું શા ખપનો? સાલા તણ વખત હગીને ભર્યે રાખ ખાડી.... ગંગા... છોકરાંની તૈયારી કર.... તેટલામાં દાદૂને કહી આવું છું... ચાલ રે ટુનટુનિયા..."

અને વાયોલિનવાળાને લઈને તે દાદૂની ઝૂંપડી તરફ ઊપડ્યો.

સકીના, ગંગા અને કાશીરામની બુઢ્ઢી મા પોતપોતાનાં છોકરાંની તૈયારી કરવાની ધમાલમાં પડ્યાં. અબ્બાસ, સાયબુ, વાસુ અને રતનનાં મોઢાં આનંદથી ઊજળાં થઈ ગયાં પણ તેના કરતાંય વધુ આનંદ તો પેલા વાયોલિનવાળાને થતો હતો. અબ્બાસે ખમીસ પર લીલું જાકીટ પહેર્યું હતું ને માથે મસીદમાં જતાં પહેરતો તે ટોપી પહેરી હતી. સાયબુએ નવું હાફપેન્ટ પહેર્યું હતું ને ઉપર સિંધી કૉલોનીમાંથી ગંગાએ માગી આણેલ મલમલનો સદરો પહેર્યો હતો. છોકરાં આનંદમાં આવી ગયાં હતાં. તેમની તૈયારી થતી જોઈને આજુબાજુની ઝૂંપડીઓમાંની બૈરીઓ પોતાના હાથમાંનું કામ મૂકીને ત્યાં એકઠી મળી જોઈ રહી હતી. માહીમની ખાડીમાંનાં બાળકો શાળામાં જાય છે એ જોતાં પણ તેમને રોમહર્ષક આનંદ થતો હતો....

ત્યાં તો કતલખાનાની પાછળની વસ્તીમાંના ત્રણ-ચાર જણ ત્યાં આવી પહોંચ્યા અને ઝૂંપડપટ્ટી સામે ઊભા રહીને બૂમો પાડવા લાગ્યા.

"ચલો, જૂલુસ નિકાલનેકા હૈ..... સબ આદમી લોગ બહાર આ જાવ! ઘરમેં કોઈ રહનેકા નહીં...."

"અગર કિસી આદમીકો કામ પર જાનેકા હો તો –" કિશને પૂછ્યું.

"કિસીને ભી કામ પર નહીં જાનેકા... આજ ઝોંપડપટ્ટીકા હરેક આદમી જુલૂસમેં શામિલ હોગા..."

"અગર કોઈ બુઢ્ઢા હોગા તો –" કિશને કાશીરામની ડોસી તરફ જોતાં પૂછ્યું.

"બુઢ્ઢા બિઢ્ઢા સબ –"

"ઔર બીમાર હોગા તો –"

"બીમાર આદમી ભી આના મંગતા હય.... કલ ઝોંપડી તૂટેગી તબ બીમારી કહાં જાયેગી? ઝોંપડીમેં કિસીને રહનેકા નહીં... ઘરકો તાલા લગાકે નિકલનેકા! ચલો ભાય... જલદી કરો.... બાહર આ જાવ..."

કિશનની આ પ્રશ્નોત્તરી સાંભળતો ઊભો રહેલો સરજૂ પછી બોલ્યો :

"ખાલીપીલી તરાસ કરે છે ભડવાઓ! લંગડા તું શું કામ આખા ગામની પંચાત કરે છ? બુઢ્ઢા ઔર બીમાર... હાથ પકડીને થોડા જ કોઈને બહાર કાઢવાના છે?"

"હાં, હાં. વોચ દેખો!" જરા બાજુએ ગયેલા એ માણસોમાંનો એક જણ આ સાંભળતાં બૂમ પાડી ઊઠ્યો: બુઢ્ઢે! તેરેકુ તો પૈલા લે જાઊંગા!"

"તારો બાપ આવશે તોય નહીં આવું!"

પેલા માણસો ચિડાયા. સરજૂના શરીર પર ધસવા ગયા. સરજૂ પણ ચિડાયો. પોતાની મૂછે તાવ દેતાં બોલવા લાગ્યો :

"અરે આવા તો કેટલાય જોઈ નાખ્યા જુલૂસવાળા! આ ખાડી ને અહીંના માણસ માથાના ફરેલ છે. અહીં કોઈની જબરજસ્તી ચાલતી નથી... આ સામેનો દરિયો પણ આ ઝૂંપડપટ્ટીને આંગળી નથી અડાડી શકતો... તો ગવર્મેન્ટ તે વળી શું ઝૂંપડપટ્ટી પાડવાની'તી? ભેનચોદ! તમારે લોકોને બીજો કોઈ ધંધો છે કે નહીં? લીડરલોક બધા જ સાલા આવા ભંકસ...."

"સાચું કહે છ સરજૂ." કાશીરામ ઝૂંપડીમાંથી બહાર આવતા બોલ્યો. ત્યાં જ દાદૂમિયાં હાથમાં પિત્તળનો ડબ્બો લઈને કામ પર જવા ઝૂંપડીમાંથી બહાર નીકળ્યો. અબ્બાસ, રતન અને સાયબુને તો વાયોલિનવાળો ક્યારનોય આંગળીએ વળગાડી લઈ ગયો હતો. દાદૂ પણ તેની પાછળપાછળ ચાલવા લાગ્યો.... બને તો રસ્તામાં તે છોકરાંને મળી લેવા માગતો હતો. અબ્બાસને ગાલે હાથ ફેરવવા માગતો હતો. એ ઝડપથી ચાલવા લાગ્યો ત્યાં જ જુલૂસવાળા આવ્યા –

"એય, કહાં જાતા હય? આજ કામ પર નહીં જાનેકા! જુલૂસ હય ન નિકલનેકા –"

"ભાઈ હમારા રોજગાર ડૂબેગા –"

"એક દિનકા રોજગાર બચા દેગા તુમ. મકાન કૈસા બચા દેગા! મકાનકે વાસ્તે જુલૂસમેં આનાચ પડેગા –"

"દાદૂ, તું તારે જા. શું કરી લેવાના છ આ લોક –" સરજૂ વચ્ચે આવીને ઊભો રહ્યો. સરજૂ હજી તો આગળ બોલે તે પહેલાં જ ઘોડબંદર રોડ પર કાલ સાંજવાળું જૂનું સ્ટેશન વૅગન ઊભું રહ્યું અને તેમાંથી બીજા ચારપાંચ માણસ ઊતર્યા. આ લોકો લીડર જેવા લાગતા નહોતા. પણ દાધારંગા દાદાની જાતના લાગતા હતા. સરજૂ તેમને તરત ઓળખી ગયો. ધારાવીના દાદા લોકોની એ ટોળકી હતી. તેમણે આવતાંવેંત જ દાદૂને પકડ્યો. તેના હાથમાંનો ટિફિનનો ડબ્બો આંચકી લેતાં તેમાંથી એક જણ બોલ્યો :

"અરે એઈ! ક્યાં ચાલ્યો! આજે મોરચો છે તે ખબર નથી? આખ્ખા બૉમ્બેના ઝૂંપડપટ્ટીવાળા આવવાના છે ને તું ક્યાં જાય છ? ચાલ, પાછો જા ને તૈયારી કર

મોરચાની....''

ત્યાં સુધીમાં કતલખાના પાછળ રહેતા મુસલમાન છોકરાઓ પણ ત્યાં આવી લાગ્યા હતા. તેઓ આ દાદાઓ સાથે મળી ગયા અને પછી એમણે સાથે મળીને આખી માહીમની ખાડીના લોકોને ખેંચીખેંચીને બહાર કાઢવા માંડ્યા. માણસો તેમની દમદાટીથી ગભરાઈને ઝૂંપડીની બહાર આવતા અને તેઓ કહે ત્યાં, તેવી રીતે લાઇનમાં ઊભા રહેતા હતા. ઘોષણા કઈ રીતે કરવી તે એક માણસ તેમને શીખવવા લાગ્યો. કેટલાકના હાથમાં તેણે લાલ વાવટા પકડાવ્યા, કેટલાકના હાથમાં મોટાં બૅનર અને પ્લૅકાર્ડ. આ બધાની અસર ધીમેધીમે ઝૂંપડપટ્ટીવાસીઓ ઉપર થવા લાગી અને તેઓ હવે ઉત્સાહથી કામ કરવા લાગ્યા. ઘરેઘરે ફરીને તે લોકો જ માણસોને બહાર કાઢવા લાગ્યા. કોઈએ પણ ઘરમાં રહેવાનું નથી એવો મોરચાવાળાઓનો હુકમ હતો. બૈરાંછોકરાં, ડોસાંડગરાં... બધાંએ જ ઘરની બહાર નીકળી જવાનું હતું. કાશીરામની બૈરી આજે પણ તાવથી તરફડતી હતી. તેની સાસુ હાથ જોડીને બોલી : "અરે ભાઈ, આને આજ બહાર કાઢશો તો પાણી માગવાય નહીં રહે બચારી... એમની એમ મરી જશે, એને રહેવા દો ઘરમાં... જોઈએ તો હું ડોસી છું તોય આવીશ.''

પણ તેની વાત કોઈએ સાંભળી જ નહીં. દાદૂ અને સરજૂ આ બધું જોતા એક બાજુ ઊભા હતા. લંગડો કિશન અહીંતહીં ભટકતો હતો અને આ તાલ માણી રહ્યો હતો. ગંગાને તો ક્યારનું ઝૂંપડીની બહાર નીકળી જવું પડ્યું હતું. સકીના બુરખો પહેરીને બહાર આવી ઊભી હતી. તેની પાછળ રોશન પણ ઊભી હતી. એટલામાં ક્યાંકથી ભીખો આવ્યો ને તેણે રોશનને આંખથી ઇશારો કર્યો. તે હળવેકથી બાજુએ સરી ગઈ. જતાંજતાં સકીનાને કહેતી ગઈ :

"ચાચી મૈં ઘરમેં રહતી છુપાકે!''

"ક્યૂં?''

"અબ્બાસ ઇસ્કૂલમેં સે વાપસ આયેગા ના?''

સકીનાને રોશનની આ કાળજી જોઈ નવાઈ લાગી. તેણે હળવેથી જ કહ્યું : "હાં બેટી, યે અચ્છા આયા તેરે મનમેં વિચાર.... તૂ જા... ઔર છૂપ કહાં ભી...''

રોશન ગિરદીની વચ્ચેથી ધીરેધીરે સરકવા લાગી. થોડીવારમાં દેખાતી બંધ થઈ ગઈ....

જોતજોતામાં તો એ મોરચાવાળાએ માહીમની આખી ખાડીને એક ઠેકાણે એકઠી કરી દીધી. ત્યાં સુધીમાં અગિયાર વાગવા આવ્યા હતા. બળબળતા તડકામાં ઝૂંપડાવાસીઓ ઊભાં હતાં. એક માણસે ઘોષણા કરી –

"ઝોંપડીસંઘ ઝિંદાબાદ.''

"મકાન દો, રોટી દો... નહીં તો કુર્સી છોડ દો!"

"જો હમારા મકાન તોડેગા... વો મિટ્ટીમેં મિલ જાયેગા."

"મેયર કુર્સી છોડ દો! કમિશનર કુર્સી છોડ દો! મિનિસ્ટર કુર્સી છોડ દો!"

વાંસોવાસ દબાયેલા, હળવા અવાજે લોકો ઘોષણા ઉપાડવા લાગ્યા અને માહીમની ખાડીમાંના એ અસંખ્ય ઝૂંપડાવાસીઓ, લીડર લોકનો હુકમ થતાં જ ઘોડબંદર રોડ પર ચાલવા લાગ્યા. પોતે ક્યાં જઈ રહ્યાં છે તેની જેમ તેમાંથી ઘણાંને ખબર નહોતી તેમ શા માટે જઈ રહ્યાં છીએ અને જઈને શું કરવાનું છે તેનીય ઘણાંને ખબર નહોતી. ઘણી બાઈઓ તો ઉઘાડે પગે આવી હતી. તેમની કાખમાં, તેમને ખભે છોકરાં હતાં. ડામરના રસ્તા પર પગ બળતા હતા એટલે આ બાઈઓ વચમાંવચમાં હાયવોય કરતી ઊભી રહી જતી હતી. પણ તેટલામાં તો તેમની બાજુમાં ચાલતા અને ઘોષણા બોલાવતા લીડરો તેમને આગળ ધકેલતા. બાજુમાં ચાલતા ભૂરા ડગલાવાળા પોલીસો પણ કોઈને ઊભા રહેવા દેતા નહોતા....

સરજૂ મોરચામાં દાખલ થયો જ નહીં. પણ પછી તેણે મોરચાવાળા સાથે જીભાજોડી પણ કરી નહીં. મૂંગોમૂંગો એક બાજુ ઊભો રહ્યો અને મોરચો નીકળી ગયો તે પછી સૂમસામ પડેલી ઝૂંપડપટ્ટીમાં એકલો જ ભટકવા લાગ્યો.

દાદૂમિયાંની ઝૂંપડીએ તાળું વાસ્યું નહોતું. સરજૂ હળવેક રહીને બારણા પાસે આવ્યો અને બૂમ મારી:

"કોણ છે ઘરમાં?"

અંદરથી ટ્રાન્ઝિસ્ટર રેડિયોનો ધીમો અવાજ સંભળાતો હતો. પણ કોઈ જવાબ દેતું નહોતું. સરજૂ આગળ વધ્યો. બારણાનો ધક્કો મારી તેણે અંદર ડોકિયું કર્યું.

ધોંડુ નિરાંતે ઝૂંપડીમાં આડો પડ્યો હતો. બાજુમાં તેણે ધીમા અવાજે ટ્રાન્ઝિસ્ટર મૂક્યો હતો. સરજૂ ઝૂંપડીનું બારણું હડસેલી અંદર આવ્યો કે તરત ધોંડુ ઊભો થઈ ગયો. પોતાની માંજરી ઝીણી આંખોને વધુ ઝીણી કરીને તેની સામે જોવા લાગ્યો :

"કોણ છે તું?"

"હું સરજૂ! પણ તું કોણ છે?"

ધોંડુ સહેજ વાર ખચકાયો. તેણે ટ્રાન્ઝિસ્ટર બંધ કર્યો અને થોડી વાર વિચાર કર્યા પછી બોલ્યો :

"દાદૂનો દોસ્તાર — મહેમાન –"

"ક્યારે આવ્યો અહીં?"

"તેનું તારે શું કામ છે?"

"દાદૂએ મને વાત કેમ નથી કરી હજી?"

"તેની મને શી ખબર?"

"પણ તું રહે છે ક્યાં?"

"બહારગામ."

"અહીંયાં નહીં?"

"ના."

"પણ આવ્યો ત્યારથી બહાર કેમ દેખાયો જ નથી?"

"તબિયત સારી નથી એટલે ઘરમાં જ પડ્યો રહું છું."

"દાદૂનો સગો છો કે દોસ્તાર?"

ધોંડુએ આનો કોઈ જવાબ આપ્યો નહીં. ક્ષણભરમાં તેણે પેંતરો બદલ્યો અને પૂછ્યું:

"પણ આ બધી પંચાત કરીને તારે શું કામ છે?"

"મારે શું કામ છે? હું ગમે તે ટાઇમે ગમે ત્યાં જાઉં છું. મને રોકે તેવો કોઈ નથી અહીંયાં. મને લોકો સરજૂ કોળી કહે છે. ઠીક, જવા દે. પણ મોરચામાં કેમ નથી ગયો?"

"એક વાર કીધું નહીં કે તબિયત સારી નથી."

સરજૂ કંઈ બોલ્યો નહીં. તેની નજર ટ્રાન્ઝિસ્ટર પર ગઈ.

"ચોરીનો લાગે છે આ?"

ધોંડુ ગરમ થયો. છતાં જાતને સંભાળતાં તેણે પૂછ્યું :

"એટલે?"

"એટલે એમ કે અહીં ખાડીના ધક્કા પર 'મુસાફરો' પાસેથી ખરીદ્યો છે કે શું? ડ્યૂટી ચૂકવીને વેચે છે ને સાલા... ઘડિયાળ, સિગારેટ, દારૂ... એવા કોક પાસેથી..."

"ના, ના. આ તો દુકાનમાંથી વેચાતો લીધો છે."

"કેટલામાં?"

"ચારસોમાં."

"ઠીક ઠીક. જોઉં, જરા મોટેથી વગાડ જોઉં."

ધોંડુને હવે આ બલા ક્યારે ટળે એમ થતું હતું. તેણે ટ્રાન્ઝિસ્ટર વગાડ્યો નહીં. ફરી પેંતરો બદલી ઊંચે અવાજે તેણે કહ્યું :

"કાંઈ કામ ન હોય તો જા હવે. દાદૂ આવે પછી આવજે. મને જરા આડેપડખે થવા દે... માથું દુખે છે. મારું."

"નહીં જાઉં. હું પાછળ અહીં શું કામ રહ્યો છું ખબર છે?"

ધોંડુએ હવે આ માણસ સાથે વધુ વાતચીત ન કરવી એવો મનમાં નિશ્ચય કર્યો. એ મૂંગો જ રહ્યો.

"હમણાં અબ્બાસ આવશે સ્કૂલમાંથી... પેલા કાશિયાનો છોકરોય આવશે... સાયબુ

ને રતન આવશે. સાલા લીડર લોકો મા-બાપને તો મોરચામાં લઈ ગયા છે... છોકરાં આવીને શું કરે? તેને ખાવાપીવાનું કોણ આપે? એટલે જ હું પાછળ રહ્યો...''

છતાં ધોંડુ કાંઈ બોલ્યો નહીં.

''અને પેલી ચટકચાંદની ક્યાં ગઈ? દાદૂની ભત્રીજી! એ ગઈ નથી મોરચામાં. મેં તેને જોઈ નહીં. એ કેમ દેખાતી નથી અહીં ઝૂંપડીમાં?''

ધોંડુએ પડખું ફરીને સૂવાનો ઢોંગ કર્યો. સરજૂ જાણે પોતે નાઇલાજ હોય તેમ બહાર નીકળ્યો. એ બહાર ગયો કે તરત જ ધોંડુએ અંદરથી બારણાને કડી વાસી દીધી. સરજૂએ પાછા વળીને તે જોયું. કપાળે કરચલીઓ પાડતાં તે બબડ્યો :

''સાલું લફરું જ લાગે છ કાંક. આવે એટલે દાદૂની ખબર લેવી પડશે—''

તેણે કપાળે હાથ મૂકી, ઊંચે જોઈ દિવસ કેટલો ચડ્યો છે તેનો અંદાજ બાંધ્યો. ભર બપોર થઈ હતી. વચમાંની બંધ ઝૂંપડીઓ આગળથી તે પસાર થઈ રહ્યો હતો ત્યાં જ ગંગાની બંધ ઝૂંપડીમાંથી તેને કોઈની ગુસપુસનો અવાજ સંભળાયો. તેણે ઝૂંપડીના બારણા પર ધક્કા માર્યા. ગંગા અને કિશન તો મોરચામાં ગયાં હતાં. છોકરાં ટુનટુનિયાવાળા સાથે ગયાં હતાં. તો પછી ઝૂંપડીમાં છે કોણ?

જોરથી બે ધક્કા મારતાં જ બારણું ખુલી ગયું અને અંદર રહેલાં રોશન અને ભીખો તેની નજરે પડ્યાં. નગ્ન રોશન શરીર પર સાડીનો ડૂચો આડો ધરી ગભરાતી એક ખૂણામાં ઊભી હતી. બારણું ઉઘાડું જોતાં જ સરજૂને ધક્કો મારી એક બાજુ ખસેડી ભીખો ઝડપથી ઝૂંપડીની બહાર નીકળ્યો અને ક્યાંક અદૃશ્ય થઈ ગયો.

સરજૂ હતબુદ્ધ થઈને એ નીચા દરવાજાની વચ્ચોવચ એમ જ ઊભો રહ્યો. ક્ષણવાર પછી ભાન આવતાં તેનું લોહી ઊછળ્યું. તેના માથામાં કીડા સળવળવા લાગ્યા. તે એકદમ આગળ આવ્યો અને નીચું મોઢું કરીને થરથરતી ઊભેલી રોશનને તેણે જોરથી બે લાફા માર્યા અને પછી બોલવા લાગ્યો :

''બેશરમ રાંડ! આ છાણ ખાવા માટે પાછળ રહી હતી કેમ? તારાં કાકા-કાકી બિચારાં ભગવાનનાં માણસ... તેના ઘરનું અનાજ ખાઈને આવા છિનાળીના ધંધા કર છ હરામજાદી! તારી તો ચામડી ઉતરડી નાખવી જોઈએ... તને જીવતી દાટવી જોઈએ આ માહીમની ખાડીમાં... અરે, અરે, દેવ, ભગવાન... આ તે કેવો કળિયુગ લાવ્યો છ તું... આ નખ જેવડાં છોકરાંને કેવી કુબુદ્ધિ આપી છ તેં—''

અને ભીખાની યાદ આવતાં જ તેનો પારો ફરી ઊંચે ચડ્યો.

''અને ક્યાં ગયો પેલો ભેનચોદ?'' આમ બોલતાં તે ઝડપથી ત્યાંથી બહાર નીકળ્યો. ભીખાને પકડવા માટે તેની આંખો ઉતાવળી થઈ હતી અને તેનાં હાડકાં ખોખરાં કરવા તેના હાથ સળવળવા લાગ્યા હતા... ગુસ્સાથી થરથરતો તે બહાર આવ્યો...

પણ ભીખો તો ક્યારનો પોબારા ગણી ગયો હતો. સરજૂ હતાશ થઈ ગયો. તેનું ગળું સુકાવા લાગ્યું. એ માહીમની દિશામાં ઘોડબંદર રોડ પર ચાલવા લાગ્યો. ત્યાં તો સામેથી વાયોલિનવાળો છોકરાંને લઈને આવતો દેખાયો. સરજૂને જોતાં જ તેણે મોટે મોટેથી હસવાની શરૂઆત કરી.

''સરજૂદાદા! ખૂબ મજા આવી આજે! સાલાં છોકરાં જો કેવાં ખુશખુશ થઈ ગયાં છ! પૂછ તેમને... મેંય કેટલે વર્ષે નિશાળ જોઈ... સાલી આખી લાઇફ જ ભૂલી ગયો હતો હોં... આજ બહોત મજા આયા! હા, હા, હા... કેમ રે છોકરાંવ, મજા આવી કે નહીં? અરે સરજૂ! પહેલાં તો માસ્તર કહે હવે અધવચ્ચે કઈ રીતે છોકરાંને દાખલ કરાય નિશાળમાં?... નિશાળ શરૂ થયાને તો છ મહિના થઈ ગયા! પણ મેં કહ્યું : તમે શીખવતા નહીં. ખાલી છોકરાંને બેસવા દો બાંકડા પર. પણ તે કહે : 'સાહેબ પાસે જા.' સાહેબ પાસે ગયો ને મારું નામ તેને કહ્યું. ફિલમમાંનું નામ કામ આવ્યું હોં... પણ એ ગાંડો તો મારી સામે તાકી જ રહ્યો... જાણે ભૂત ન જોતો હોય... પણ મેં તો કાઢ્યું મારું હથિયાર ને કરી વગાડવાની શરૂઆત... હા, હા, હા... બહોત મજા આયા! સાહેબ એકદમ ખુશ! મેં કહ્યું : ઝૂંપડપટ્ટીનાં છોકરાં છે... તેમને નિશાળે બેસવું છે... જો ના કહીશ તો... અને ફરી વગાડવાની શરૂઆત કરી. સાહેબ બોલ્યો : 'હું દાખલ કરીશ છોકરાંને નિશાળમાં.' અને શું વાત કરું સરજૂદાદા! સાહેબે મને ચા પણ પાઈ! પછી બેસી રહ્યો બહાર ફૂટપાથ પર શાળા છૂટી ત્યાં સુધી. હા, હા, હા...''

અબ્બાસ, રતન ને બાકીનાં બધાં છોકરાં આનંદમાં હતાં. સરજૂએ અબ્બાસના ગાલે હાથ અડાડી પૂછ્યું :

''કૈસા લગા બેટા ઇસ્કૂલ?''

''બહોત અચ્છા.''

''સરજૂદાદા! આણે આ વાજિંતર વગાડ્યું ને ત્યારે બધાં છોકરાંય જોવા લાગ્યાં બારીમાંથી... અને માસ્તર પણ,'' સાયબુ બોલ્યા.

વાયોલિનવાળો ફરી મોટેથી હસ્યો.

''હું તો ઘરે જાઉં છું. ભૂખ લાગી છે,'' વાસુ હળવેકથી બોલ્યો.

''અરે! હું તો ભૂલી જ ગયો, જો! ટુનટુનિયાવાળા! છોકરાંવને ભૂખ લાગી હશે... ચાલ રે, આપણે હોટલમાં જઈએ... તમારાં મા-બાપ તો ગયાં છે ઝખ મારવા. ચાલો તમે મારી સાથે... ટુનટુનિયાવાળા! તું પણ ચાલ. આપણે બે પાશેર-પાશેર પીશું... સાલું મારું તો માથું ભમી ગયું છે... ભેનચોદ નીતિ જ નથી રહી હવે આ દુનિયામાં... અહીંના હરામી લોકો કાલ સવારે પોતાની મા-બો'નનેય છોડવાના નથી.''

બોલતાંબોલતાં સરજૂ ફરી ભડક્યો. છોકરાં કાંઈ સમજ્યા વગર તેની પાછળપાછળ

મૂંગાંમૂંગાં ચાલવા લાગ્યાં. સામેની હોટેલમાંથી સરજૂએ છોકરાં માટે પાઉં, ભજીયાં અને નાનખટાઈ વેચાતાં લીધાં અને પછી ઝૂંપડી પાસે બધાંને લાવ્યો. છોકરાંને ખાવાનું આપી બહાર બેસાડી તેણે વાયોલિનવાળાને કહ્યું :

''ચાલ રે અંદર! આપણે જરા ગળું ભીનું કરી લઈએ....''

બહાર શાળામાંથી આવેલાં છોકરાં પાઉં-ભજિયાં ખાતાં બેઠાં. અને અંદર પેલા બે હાથભઠ્ઠીનો પીવા લાગ્યા.

મોરચામાં ગયેલાં માણસો બે વાગ્યા સુધીમાં એક પછી એક પાછાં આવવા લાગ્યાં. સૌથી વહેલી આવી કાશીરામની બૈરી યેસુ અને તેની સાસુ-તેની પાછળ દાદૂ ને સકીના આવ્યાં. માંદી યેસુને મોરચાવાળા પથારીમાંથી ઉઠાડીને પરાણે લઈ ગયા હતા. માંડમાંડ તે બહાર તો નીકળી પણ એકાદ માઈલ ચાલી હશે ત્યાં જ રસ્તામાં ફસડાઈ પડી. કાશીરામ તો ક્યારનોય મોરચામાંથી છટકી ગયો હતો. યેસુની સાસુની મદદે સકીના અને દાદૂ દોડ્યાં. મોરચાવાળાને ભાઈસાબી કરીને તેમણે યેસુને બાજુએ લઈ લીધી. પાણી પાયું અને એકાદ કલાક આરામ કર્યા પછી હળવેહળવે ચલાવીને ઘરે લાવ્યાં. તેમની પાછળપાછળ બીજાં કેટલાંક ઝૂંપડવાસીઓ મોરચામાંથી ખડી જઈને પોતપોતાના ઘરે આવવા લાગ્યાં. લંગડો કિશન પણ આવ્યો. યેસુને તેની ઝૂંપડીએ પહોંચાડીને દાદૂને સકીના પોતાની ઝૂંપડીએ પાછાં આવ્યાં ત્યારે ધોંડુ જાણે ગુસ્સે થયો હોય એમ બોલ્યો : ''દાદૂમિયાં! તું ગમે તેમ પણ પૈસાની ખટપટ કર. હું અહીં ઘણું રહ્યો... મારે હવે જવું જોઈએ...''

''પણ થયું શું ધોંડીરામ! તને કાંઈ તકલીફ પડી છે કે શું? મેં તો કોઈને વાત પણ નથી કરી ત આવ્યો છે એ —''

''તું ભ ન ન કહે પણ લોકોને કાંઈ ખબર પડ્યા વગર રહે? તું ગયા પછી આવ્યો હતો પેલો ડોસે... પોતાનું નામ સરજૂ છે એમ કહેતો હતો...''

''સરજૂ, વો આયા થા?''

''હા, હા. અમથોઅમથો ઇન્કવાયરી કરતો'તો મારી. હવે એ આખા ગામમાં ઢોલ પીટશે મારા નામનો. તે પહેલાં જ હું ચાલ્યો જાઉં... ગમે તે વ્યવસ્થા કર... નહીંતર એમ ને એમ ચાલતો થાઉં...''

''પણ તું ઊભો તો રહે... આમ ઉતાવળો શું કામ થા છ? મેં કારખાનામાં એક જણને વાત કરી છે. કાલે જોઈશ... તેને જોઈએ છે આવો રેડિયો...''

''એ ગમે તેમ કર... મહેરબાની કર...''

સકીનાએ રોશનને કહ્યું :

''બેટી, મામાને ચા પણ નથી કરી આપી? અને અબ્બાસ ક્યાં છે?''

રોશન બોલવાને બદલે ચૂલા પાસે દબાઈને બેસી ગઈ.

"એ ઘરમાં હતી જ ક્યાં?" ધોંડુએ કહ્યું.

ત્યાં તો સરજૂ અબ્બાસને લઈને આવ્યો. તેને ઝૂંપડીમાં મૂકીને મોટેથી બોલ્યો : "દાદૂ જરા બહાર આવ."

"સાલો મારે વિશે પૂછશે તને... સંભાળીને જવાબ આપજે..." ધોંડુએ હળવેથી કહ્યું.

"તું ચિંતા ન કર."

દાદૂ બહાર ગયો. સરજૂ તેનો હાથ પકડીને તેને દૂર લઈ ગયો, ખાલી પડેલા ઓટલા આગળ. ખૂબ ગંભીર મોઢું કરીને તે બોલ્યો :

"દાદૂ! તારે કાને એક બહુ ખરાબ વાત નાખવાની છે મારે... ગુસ્સે ન થતો ભાઈ..."

દાદૂ ચમક્યો. સાવધાન થઈને સાંભળવા લાગ્યો.

"તારી ભત્રીજી આડી ચાલની છે.... આજે મેં તે લંગડાના છોકરા સાથે સૂતી હતી ત્યારે જ બરાબર પકડી પાડી છે...! અને સરજૂએ બપોરે જે કાંઈ પોતે જોયું હતું તે બધું દાદૂને કહી સંભળાવ્યું.

"સાલી! વસ્તીમાં રહેવા આવી ત્યારે તો કેવાં નખરાં કરતી'તી! ઇજ્જત ગઈ કહીને ખાડીમાં કૂદકો મારતી'તી મરવા માટે. હવે ક્યાં ગઈ એની ઇજ્જત! પણ દાદૂ! આ ખાડી જ બદચાલની છે... અહીં માણસની દાનત સીધી રહેતી જ નથી ભાઈ! પણ એ છોકરીની તું હવે કાંક વ્યવસ્થા કરજે... અહીંના છોકરા તેનું સત્યાનાશ કાઢશે... લંગડાની છોકરી જો.... ધંધો કરે છે... તારી ભત્રીજીની એ દોસ્તાર.. આમાં બીજું શું શીખે એ..."

છાતીમાં ગોળી વાગી હોય તેવો થઈને દાદૂ પાછો આવ્યો. તેને શું બોલવું કે શું કરવું તે સૂઝતું નહોતું. કોઈનેય મોઢું બતાવવું ન જોઈએ એમ તેને થતું હતું. સાવ સૂનમૂન થઈને તે બહાર જઈ ખાટલા પર બેઠો.

થોડી વારે સકીના બહાર આવીને બોલી :

"ખાના તય્યાર હય."

"તુમ ખા લો – ધોંડીરામ કો દો –"

"તુમ?"

"મુઝે ભૂખ નહીં."

"દાદૂ! આમ ગુસ્સે થા મા!" અંદરથી ધોંડુ હળવેથી બોલ્યો.

છતાં દાદૂ ઊભો ન થયો. તેના પગ જ ગળી ગયા હતા.

# 23

સંધ્યાકાળ થયો અને કાશીરામની ઝૂંપડી આગળ બૂમાબૂમ શરૂ થઈ. કોઈક મોટે મોટેથી બૂમો પાડવા લાગ્યું. જાણે મારામારી થઈ રહી હોય તેમ... આજુબાજુમાં હતા તે માણસો કાશીરામની ઝૂંપડીની દિશામાં દોડવા લાગ્યા.

ધારાવીની મોટર લઈને મેનાને ભગાડી જવા મોચીના માણસો આવ્યા હતા. યેસુની સાસુ વચ્ચે પડવા ગઈ તેથી કોઈએ તેને બે લાફા લગાવ્યા હતા અને તેથી ડોસી બન્ને હાથે કપાળ કૂટીને રડતી હતી. કાશીરામનો ક્યાંય પત્તો નહોતો. મેના જવા તૈયાર નહોતી, એટલે મોચીએ તેને ધમકાવવાની શરૂઆત કરી હતી. તેને મોરચામાંથી ભગાડી જવાની મોચીઓની યોજના હતી. પણ તે સફળ થઈ નહીં. એટલે તેઓ વાંસોવાંસ માહીમની ખાડી પર આવ્યા હતા. ઘોડબંદર રોડ પર ગાડી તૈયાર હતી. મારામારી કરવી પડે તો એની તૈયારી કરીને જ એ લોકો આવ્યા હતા. પણ ખુદ મેના જ જવા તૈયાર નહોતી થતી. તેમાં વળી ડોસીએ માર ખાઈને રોકકળ શરૂ કરી. માણસો એકઠાં થવા લાગ્યાં. આ જોઈ મોચીઓ મૂંઝવણમાં પડ્યા હતા. કોઈકે ફરી મેનાને પકડી. તેની બૂમાબૂમને દાદ દીધા વગર તેઓ મેનાને ખેંચીને લઈ જવા લાગ્યા, અને દાદૂમિયાંની ઝૂંપડીમાં બેસીને આ બધું જોઈ રહેલો ધોંડીરામ મૂંગો ન રહી શક્યો. કમરના ચાકુ પર હાથ મૂકીને કોઈ પાગલની જેમ એ ઝૂંપડીમાંથી બહાર નીકળ્યો અને તેણે મોચીનો હાથ પકડ્યો. એક ધક્કો મારીને તેણે મોચીને જમીન પર પછાડ્યો અને મેનાને છૂટી કરી. આ જોઈ મોચીના ચાર-પાંચ માણસો એકદમ ધોંડીરામ પર ધસી આવ્યા અને ધોંડીરામે ચાકુ બહાર કાઢ્યું.... જે પહેલો આડો ઊતર્યો તેને ચાકુ ભોંકીને તે ભાગી છૂટ્યો. સામેવાળાઓમાંથી પણ એક જણે ચાકુ બહાર કાઢ્યું. બન્ને ટોળીઓ વચ્ચે લડાઈ જામી અને કોઈક દોડીને માહીમના ચેકનાકા પર પોલીસને ખબર આપી આવ્યું. ત્યાંથી ટેલિફોન ગયો અને પાંચ મિનિટમાં સાઇરન વગાડતી પોલીસની કાળી ગાડી ઘોડબંદર રોડ પર આવી ઊભી.

દાદૂમિયાંને આશરે આવેલો ધોંડીરામ પહેલો જ પોલીસના હાથમાં ઝડપાયો. છેવટે તેણે ભાગી જવાની ખૂબ મહેનત કરી પણ પોલીસે હાથમાં બેડી પહેરાવી દીધી એટલે તેનું કાંઈ ચાલ્યું નહીં.

રડવા જેવાં થઈ ગયેલાં દાદૂ અને સકીનાને જોઈને પોલીસની ગાડીમાં બેસતાંબેસતાં

ધોંડીરામે કહ્યું:

"દાદૂમિયાં! રો મત યાર.... ઘડિયાળ અબ્બાસને આપજે ને... ને ટ્રાન્ઝિસ્ટર વેચતો નહીં... ટાઇમ પાસ કરવા તને કામ લાગશે. મારે હવે તેની જરૂર નથી. ફરી આપણે મળવાનું થાય કે નયે થાય..."

દાદૂ કંઈ જવાબ આપે તે પહેલાં જ પોલીસની ગાડી ધોંડીરામને લઈને ચાલતી થઈ.

# 24

થોડા દિવસ ગયા અને શામુ પાછો પહેલાંની જેમ ખુલ્લંખુલ્લા ખાડીમાં આવતો-જતો થઈ ગયો. તેના જખમ હવે રુઝાઈ ગયા હતા. ગભરાયા વગર પોતાના જોડીદારોને ભેગા કરીને ફરી પાઇપલાઇન પરના જૂના ધંધા તેણે શરૂ કર્યા હતા. અત્યારે પણ તેઓ એ જ કામ કરી રહ્યા હતા. ગેંગમાં માત્ર ભીખો હાજર નહોતો.

"શામુ, સાલા તું ઇસ્પિતાલમાં હતો તે દરમ્યાન ઝૂંપડપટ્ટીમાં કેવાંકેવાં લફરાં થયાં તેની તને ખબર છે?"

"છે ખબર. દાદૂએ પોતાની ભત્રીજીને મુલકમાં મોકલાવી દીધી. પણ મારે એમાં શું? ભડવા ભીખાને લાગેવળગે... આપણો માલ તો ખીસામાં છે!"

"તારો માલ એટલે ભીખાની બહેન જ ને?"

"આપણે તો કોઈ બી ચાલે... આપણે તો રંગ નથી જોતા, રૂપ નથી જોતા, જોઈએ એક જ.... એ બરાબર હોય એટલે થયું – "

"પણ સાલા ભીખાએ મજા ખૂબ કરી હોં!"

"પણ ડોસલો સરજૂ આડો ઊતર્યો ને ચમચાગીરી કરવા –"

"તેનો કાંટો કાઢ્યા વગર હું રહેવાનો નથી," શામુ બોલ્યો, અને પછી તેણે કપાળ પરનો ઘા પંપાળ્યો.

"શામુ, પણ ભીખાએ તને ભાગમાં રાખ્યો હતો ને રોશનના લફરામાં –"

"એ શું મને ભાગમાં રાખતો'તો ! મેં જ તેનું ગોઠવી આપેલું રોશન સાથે.... ભીખાને તો અક્કલ પણ નહોતી."

"પણ હવે તો ચલ્લી ઊડી ગઈ. કાકાને જે દી આ બધી ખબર પડી તેને બીજે દી જ તેણે રોશનને બોટમાં લેસાડી દીધી – ભીખાની હિંમત ન ચાલી આડે ઊતરવાની –"

"ભીખો શું આડો ઊતરતો'તો. સાલાને મેં પૂછ્યું કે આટઆટલું થયું પણ એકાદ વખત 'એકસઠબાસઠ' કરી શક્યો કે નહીં – કે પછી ખાલીપીલી બૂમાબૂમ જ કરાવી?"

"કેમ, તે દિવસ સરજૂએ 'રેડહેન્ડ' પકડ્યો હતો ને 'એકસઠબાસઠ' કરતો હતો ત્યારે જ –"

"પણ ભીખો કબૂલ નથી કરતો."

"પણ હવે ભીખો કરશે શું?"

"જો, નામ લેતાં જ ભડવો આ આવે. એને જ પૂછ."

ભીખો નીચું માથું કરીને પાછલી બાજુએથી આવ્યો અને ગૅંગમાં આવી બેઠો. પાઇપ પર જરા દૂર બેઠો.

"ભીખા, સાલા ચલ્લી તો ઊડી ગઈ. હવે શું કરે છે?"

"હાથગાડી ચલાવે છે" કોક બોલ્યું અને બાકીના ખડખડાટ હસી પડ્યા.

"ક્યાં 'એકસઠબાસઠ' અને ક્યાં 'હાથગાડી'!"

"ક્યાં હાથભટ્ટી ને ક્યાં કોકાકોલા – "

આવું ગમે તેવું બોલવાનું ચાલું રહ્યું. ટાઇમ પાસ થતો હતો. બોલવામાં નહોતો કાંઈ ઢંગ કે નહોતો કોઈ ધડો.... એકાએક કોઈને યાદ આવ્યું –

"શામુ, સાલા તું ઈસ્પિતાલમાં પડ્યો ને અમારો એક આઇડિયા એમ ને એમ રહી ગયો –"

"કયો આઇડિયા?"

"હવે ઝૂંપડપટ્ટી તૂટવાની એમ કહે છે તે ખરું કે?"

"તોડવી હોય ત્યારે તોડે – તેમાં આપણે શું?"

"પણ મોટો રોડ થવાનો છે – એક્સ્પ્રેસ –"

"થવા દે! પણ તારો આઇડિયા તો કહે."

"એક માણસ મળ્યો હતો મને. એ ઝૂંપડપટ્ટીમાંની ખાલી જગ્યા વેચાતી લે છે –"

"અને ?"

"અને તેના પર ઝૂંપડી બાંધી લોકોને વેચે છે –"

"તેમાં વળી આઇડિયા ક્યાં આવ્યો?"

"સાલા તું અનાડી છે ભેનચોદ! આટલુંય સમજતો નથી – સાલી આપણી આ વસ્તીમાં ખાલી જગ્યા છે જ ક્યાં?"

"હુંયે એ જ કહું છું ને!"

"પણ આપણને જગ્યા ખાલી કરતાં આવડે છે ને?"

"તે કેવી રીતે?"

"અરે એમાં શું? કોઈ ગરીબગુરબાની ઝૂંપડી આપણે આંચકી લેવાની."

"પણ તેને બહાર કાઢીને?"

"હા. અને પછી ઝૂંપડી વેચી દેવાની પેલા માણસને... પાંચસો રૂપિયા મળે."

"શું વાત કર છ?"

''હાજી મલંગના સમ!''

''ગરીબગુરબાની ઝૂંપડી આંચકી લેવાની? તે સાલા આપણે વળી ક્યાં બિરલાશેઠ થઈ ગયા છીએ? ભેનચોદ! આ ઝૂંપડપટ્ટીમાં તો બધા ગરીબ, ભિખારી જ રહે છે ને! આપણાં ભાઈભાંડુને ઘર વગરનાં કરવાનાં? છી, છી, એવું કામ હું નહીં કરું. સાલા કોણ જાણે ક્યાં ક્યાંથી નિરાધાર લોકો અહીં આવે છે આશરા માટે અને તેમને બેઘર કરીને એની જગ્યા આપણે વેચી નાખવાની? આ તો ગંદુ કામ કહેવાય! આપણે નથી કરવાના.''

''તો ભૂખ્યા બેકાર મરશું.''

''મરીએ તો ભલે, પણ માણસાઈ નહીં છોડીએ.''

''માણસાઈ? પોતાના પડોશીની છોકરીને રાંડ બનાવવી એ માણસાઈ છે ખરું? શામૂ, તારે મોઢે માણસાઈની વાત શોભતી નથી—''

શામુ મૂંગો રહ્યો. વાતાવરણ થોડું ગરમ થયું. છેવટે જેણે આ આઇડિયા સૂચવ્યો હતો તે જ બોલ્યો—

''સાલા, આપણે નહીં કરીએ તો બીજું કોક આ કરશે તો ખરું જ ને! આજે તો સૌને પૈસા જોઈએ છ - આપણા લોકોને નહીં કામ નહીં ધંધો લાવવા ક્યાંથી પૈસા? સાલું બે વખત પેટ તો ભરવું ને?'

''અને બને તો સ્ટાર્ચવાળાં કપડાં—''

''ટેરિલીનનું પેન્ટ''

''અને પિક્ચર... વહીદા રેમાનનું...''

''અને ઉપરથી રોજ સાંજે પાશેર હાથભટ્ટીનો...''

બધા એક પછી એક બોલવા લાગ્યા. શામુ મૂંગે મોઢે સાંભળી રહ્યો હતો

''સાલા, આપણે શામુની જેમ થોડું જ છે... પાટીપ પર ચાર અક્ષર ચીતર્યા કે પાંચ-દસ રૂપિયા મળી જાય — જોકે હવે તો જયા હાથમાં આવી છ ત્યારથી તો એય નથી કરતો —''

''તમારી સાલી જાત જ ભેંકસ છે... તમને કામ જોઈએ છ કોને?''

''જોયો ન હોય મોટો કામ આપવાવાળો! ખિસ્સામાં પૈસા ખૂટે ત્યાં સુધી તુંય તે શું કામ કરે છ? એક છોકરી પર લાઇન મારવી, બીજીનો કછોટો ખેંચવો...''

ત્યાં તો ઝૂંપડપટ્ટી તરફથી લંગડો કિશન બનતી ઝડપે ચાલતો આવ્યો અને આવતાંવેંત મોટેથી બોલ્યો :

''કાશીરામની બૈરી મરી ગઈ રે... ચાલો બધા એની મૈયતમાં.''

''હેં? કાશીની બૈરી એટલી બધી માંદી હતી?''

''આટલા દિવસ કાઢ્યા એ જ વધારે હતા.''

"સાલા કાશીની સાળીનાં પગલાં જ—"

"હવે કાશીરામ છૂટો થયો સાળીની સાથે 'પલંગતોડ' પાન ખાવા માટે."

"અરે ચાલો ઊઠો જલદી! અમથા બોલ્યા શું કરો છો! ચાર માણસ પણ નથી ઠાઠડી ઉપાડવા."

"ચાલો ત્યારે! પાશેર-પાશેર હાથભટ્ઠીની સગવડ થઈ જશે." તરત બધા પટાપટ પાઇપ પરથી નીચે ઊતર્યા અને હસતાહસતાં ઝૂંપડપટ્ટીની દિશામાં ચાલવા લાગ્યા.

મૈયતની તૈયારી ચાલતી હતી. મેના ઠૂઠવો મૂકીને રડતી હતી. વચમાંવચમાં અટકીને ભેગી થયેલી બાઈઓને બધી વાત માંડીને કહેતી હતી. કાશીરામ ઝૂંપડીની બહાર ઉભડક બેસી રહ્યો હતો અને આજુબાજુમાં ચાલી રહેલી તૈયારી અલિપ્તપણે જોઈ રહ્યો હતો. તેની ડોસી મોટે-મોટેથી ઠૂઠવો મૂકીને સતત રડ્યા કરતી હતી. નાનો વાસુ નિશાળે ગયો હતો, વાયોલિનવાળાની સાથે. દાદૂ અને સરજૂ કોળી બધી વ્યવસ્થાની દેખરેખ રાખી રહ્યા હતા. કિશન અને ઝૂંપડપટ્ટીમાંના બીજા પુરુષો ઠાઠડી બાંધવાની તૈયારીમાં પડ્યા હતા. ગંગા, સકીના અને બીજી બાઈઓ યેસુના શબને તૈયાર કરી રહી હતી. ત્યાં જ શામુની ગૅંગ આવી પહોંચી. સરજૂએ તેમને જોતાંવેંત ભવાં ચડાવ્યાં અને તે બોલ્યો :

"અહીં દારૂ કોઈને મળવાનો નથી. દારૂ પીધા વગર મૈયત લઈ જવા તૈયાર હોય તે જ આગળ આવે."

શામુએ કિશન સામે જોયું. કિશને નજર ચુકાવી અને યેસુના શબના કપાળ પર, ગુલાલ છાંટવા લાગ્યો.

"દારૂ નહીં તો ભજન પણ નહીં." શામુની ગૅંગમાંથી એક જણ બોલ્યો.

"ચાલશે. ભજન નહીં થાય તો ચાલશે," સરજૂ કડક અવાજે બોલ્યો.

તરત જ આટલો બધો વખત બાજુએ બેસી રહેતો કાશીરામ એકદમ ઊભો થયો અને બોલ્યો :

"કોણ કહે છે દારૂ નહીં મળે! હજી તો હું જીવતો બેઠો છું. દારૂ પિવડાવવાવાળો – દારૂ બી જોઈશે ને ભજન બી જોઈશે... હું મરદ છું ને બાઈનો ! તેને એમ મૂંગે મોઢે લઈ નહીં જવા દઉં હું.... મૈયત વાજતેગાજતે જ જવી જોઈએ." અને તેણે એક દસની નોટ કાઢીને શામુની તરફ ફેંકી.

શામુએ ચપળતાથી તે ઉપાડી લીધી અને સરજૂ તરફ જોયું. સરજૂ કોઈએ જોડો માર્યો હોય તેવું મોઢું કરીને બાજુએ ઊભો હતો. એ મૂંગો રહ્યો. તેણે પોતાના હાથ મસળ્યા. થોડી વાર પછી તે યેસુના શબ તરફ ગયો. તેના પગે સરજૂએ માથું અડાડ્યું અને પછી શાંતપણે દાદૂની ઝૂંપડીના બારણામાં બેસી ગયો. તેની પાછળપાછળ દાદૂ પણ આવીને તેની બાજુમાં બેસી ગયો. હવે શું થાય છે તે જોતા બન્ને જણા સ્વસ્થ બેઠા.

પછી શામુ દારૂના બે બાટલા લઈ આવ્યો. કોક ગ્લાસ ને કપ લઈ આવ્યું. જોતજોતામાં તો બે બાટલા ખાલી થઈ ગયા. કોક બોલ્યું : "સાલી જીભ પણ ભીની નથી થઈ. હજુ બે બાટલી હોત તો–"

"જા શામુ! લઈ આવ! પૈસા પછી આપીશ એમ કહેજે." કાશીરામે જ પરમિશન આપી. શામુ ફરી હાથભઠ્ઠી પર જઈને બીજા બે બાટલા લઈ આવ્યો. એ ખાલી થયા પછી કોક ઢોલક અને મંજીરા લઈ આવ્યું અને ભજન શરૂ કર્યું.

"આમી જાતોં આમુચ્યા ગાડડ્વા –" અને યેસુની સ્મશાનયાત્રા નીકળી. સૌની આગળ કાશીરામ લથડિયાં ખાતી ચાલે ચાલતો હતો. તેને ટેકો આપનાર માણસ તો તેના કરતાંય વધુ લથડિયાં ખાતો હતો. કોઈનાંય પગલાં સીધાં પડતાં નહોતાં.

"દેખ સરજૂદાદા! કૈસા હયે ઇન્સાફ! બેચારી જબ તક જિન્દા થી. તબ તક ઉસકે દવાકે લિયે કભી એક આના ભી કાશીરામને ખર્ચા નહીં કિયા! જબ ગુજર ગઈ તબ દસકી નોટ નિકાલી દારૂ કે વાસ્તે – દાદૂ ગમગીન થઈને બોલતો હતો.

"ભેનચોદ! અહીંના માણસનો ન્યાય એવો જ હોય છે! અહીંના માણસનો જ શું કામ, આખી દુનિયાનો ન્યાય એવો જ હોય છે! તેમાં આપણે શું કરી શકીએ ને કેટલું કરી શકીએ?"

# 25

બપોર થવા આવી અને વાયોલિનવાળો છોકરાંને નિશાળેથી લઈને આવ્યો. સૌથી આગળ હતો વાસુ... એ દોડીને પોતાની ઝૂંપડીમાં જવા ગયો, પણ દાદૂએ વચમાંથી જ તેને રોકી લીધો.

"આ બેટા, હમારે યહાં આ –" છોકરાંના આવવાનો અવાજ સાંભળીને બહાર આવેલી સકીનાને તેણે કહ્યું : "ઉસકો ભી અબ્બાસ કે સાથ ખાના દો –"

ત્યાં તો કાશીરામની ઘરડી મા બહાર આવી. સગાંવહાલાંને બેઠેલાં જોઈને તે છાતી કૂટીને રડવા લાગી. વાસુ આવરોબાવરો થઈને જોવા લાગ્યો... તેને મનમાં શું થયું તે તો કોણ જાણે પણ એકાએક "માજી આયે..." કહી હોઠ વાંકાચૂકા કરી રડવા લાગ્યો... સકીના તેનો હાથ પકડીને અંદર લઈ ગઈ. સરજૂએ કાશીરામની ડોસીને ઝૂંપડીમાં પાછી મોકલી : "છોકરાંને કોળિયો ખાવાનું ખાવા દે, પછી તું તારે રહેજે પોક મૂકીને –" એમ કહીને.

વાયોલિનવાળો ચારે બાજુ જોતો ઊભો હતો. એકાએક તે ગંભીર થઈ ગયો. તેણે પેટીમાંથી વાયોલિન કાઢ્યું અને તેમાંથી કરુણ સૂર કાઢતો તે ત્યાં જ ઊભો રહ્યો. વાયોલિનનો અવાજ સાંભળીને મેના પોતાનો પાલવ ઠીક કરતી બહાર આવી. હસતે ચહેરે વાયોલિનવાળા તરફ જોવા લાગી, પણ તરત જ વાયોલિનવાળાએ પોતાની પીઠ ફેરવી અને તે ચાલતો થયો...

"લાખ રૂપિયાનો માણસ છે... જરા પાગલ છે એટલું જ..." સરજૂએ દાદૂને કહ્યું અને પછી હજી સુધી વાયોલિનવાળા તરફ તાકી રહેલી મેના પર તે તાડૂક્યો : "સાલી, શરમ નથી આવતી, આમ બહાર આવીને ઊભી રહે છે તે — જાણે સર્કસ જોવા ન આવી હોય – કમજાત ઓલાદ, જા ઘરમાં."

મોઢું બગાડીને મેના ઝૂંપડીમાં ચાલી ગઈ અને તેણે અંદરથી બારણું બંધ કરી દીધું. યેસુ મરી ગયા પછી તેનું બારમું-તેરમું પણ કર્યા વગર કાશીરામ માહીમની ખાડી છોડી મેનાની સાથે રહેવા બીજે ચાલ્યો ગયો. મેનાએ જ તેને માહીમની ખાડી છોડવા કહ્યું. જોગેશ્વરી જવાની વાત પણ તેણે જ રજૂ કરી. અહીં રહેશું તો ધારાવીના મોચી સતાવ્યા કરશે, અને આ ઝૂંપડીમાં યેસુનું ભૂત દેખાયા કરશે એમ તે કહેવા લાગી. કાશીરામ તેને

'ના' પાડી ન શક્યો. એ પણ માહીમની ખાડીથી કંટાળ્યો હતો. અહીં દેવું પણ સારું એવું થયું હતું. પઠાણ દર પખવાડિયે આંટો મારી જતો. તેનું વ્યાજ ચૂકવતાં પણ નાકે દમ આવતો હતો. યેસુ ક્યારે મરે એની જ તે રાહ જોતો હતો. એક દિવસ બપોરે કાશીરામ અને મેના બહાર ગયાં, તે રાતે પાછાં આવ્યાં જ નહીં. ડોસી અને વાસુ એકલાં જ ઝૂંપડીમાં રહી ગયાં. તે રાતે જ્યારે કાશીરામ અને મેના પાછાં ન આવ્યાં ત્યારે જ ડોસીને તો ખાતરી થઈ ગઈ. તેણે સવારે સરજૂને કહ્યું :

"એ તો હવે રાંડને રવાડે ચડ્યો. હવે એ પાછો શેનો આવે ?" અને જાણે માતા આવ્યાં હોય એમ ઊભી થઈને વાસુનો હાથ પકડીને એ બોલવા લાગી.

"તું તારે ધરપત રાખજે મારા હીરા! તારો બાપ ભલે તને મૂકીને ભાગી ગયો, પણ હું અહીં બેઠી છું ને બાર વરસની તને મોટો કરવા! તારો બાપ તારા જેવડો હતો ત્યારે જ તારા દાદાય મરી ગયા હતા. પણ મેં જ તારા બાપને મોટો કર્યો ને! તનેય હવે હું જ ઊછેરીને મોટો કરીશ. ગભરાતો નહીં મારા દીકરા! પણ મોટો થઈને સારો થજે હોં.... તારા બાપ જેવો ન થતો... છાણના કીડા કાંઈ હંમેશ છાણમાં જ થોડા રહેવાના છે..."

અને તેણે બમણા જોરથી છોકરાની કાળજી લેવાનું શરૂ કર્યું. ગંગાની સાથોસાથ તે સિંધી કૉલોનીમાં કામ કરવા જતી અને પછી આખો દિવસ ત્યાં જ કામ કર્યા કરતી. કપડાં ધોવાં, વાસણ માંજવાં, પાણી ભરવાં... જે મળે તે કામ કરીકરીને એ વાંકી થઈ ગયેલી ડોસી વધુ વાંકી થવા લાગી. છોકરાના મોંમાં કોળિયા મૂકવા માટે થઈને શરીરમાં જોર નહોતું છતાં તે કામ કરવા લાગી.

એક દિવસ કામ કરીને પાછાં આવતી વખતે તે એક સરસ સ્લેટ લેતી આવી અને વાસુના હાથમાં મૂકતાં બોલી : "હવે પેલી તૂટેલી સલેટ લઈને ન જતો નિશાળમાં.... આ પાટી પર જ કાઢજે હવેથી શિરીગણેશ."

વાસુ એ પાટી લઈને આખી ઝૂંપડપટ્ટીમાં નાચ્યો. અબ્બાસની સાથે બહારના ઓટલા પર બેસીને તે પાટી પર અક્ષરો કાઢવા લાગ્યો. હમણાંથી વાસુ આખો દિવસ અબ્બાસને ઘરે જ રહેતો. સાંજે ડોસી આવે ત્યારે જ તે ઘરે જતો. એ બન્ને જણા પાટી પર લખી રહ્યા હતા ત્યાં જ મ્યુનિસિપાલિટીની કૂતરાં પકડવાની ગાડી આવીને રસ્તા પર ઊભી રહી. વસ્તીમાંનાં કૂતરાંને તેની ગંધ આવતાં જ તેમણે ભસવાની શરૂઆત કરી. કતલખાનાની આજુબાજુના ભાગમાં નધણિયાતાં કૂતરાં હંમેશ પડ્યાં રહેતાં. કતલ થયેલ પ્રાણીઓનાં માંસ અને હાડકાં મફતનાં ખાઈને સૌને હેરાન કર્યા કરતાં. એટલે જ એ બાજુ મ્યુનિસિપાલિટીની કૂતરા-ગાડી અવારનવાર આંટા મારવા આવતી. ગળામાં લાઇસન્સનો પટ્ટો ન હોય તેવાં બધાં કૂતરાંને પકડીને લઈ જતી. અત્યારે પણ રાઉન્ડ મારવા ગાડી આવી હતી. પણ વસ્તીમાંનાં કૂતરાંને તેમની ગંધ આવી ગઈ હતી. અબ્બાસનો કૂતરો

જોકી ઓટલા પર ટૂંટિયું વાળીને પડ્યો હતો. તેણે પોતાના કાન ફફડાવ્યા અને જોરથી ગંધ સૂંઘી.

''અબ્બાસ, મ્યુનિસિપાલિટીની ગાડી આવી... જોકીને સંભાળ...'' વાસુએ પાટી નીચે નાખતાં બૂમ મારી. આ સાંભળીને અબ્બાસ એકદમ ઊભો થયો અને તેણે જોકીનું ગળું પકડીને અંદરની ઓરડીમાં ખેંચી લીધો.... પણ ત્યાં સુધીમાં તો મ્યુનિસિપાલિટીના માણસો ત્યાં આવી પહોંચ્યા હતા...

''એ છોકરે લોગ! કુત્તા કહાં હૈ –''

એક જણ અંદર ગયો અને જોકીના ગળામાં  પટ્ટો નથી એ જોતાં બહાર ઊભેલા માણસને તેણે નિશાની કરી. એ લોકો હાથમાંનાં સાધનો તૈયાર કરીને ઝૂંપડીમાં ઘૂસવા લાગ્યા. દાદૂ તો નોકરીએ ગયો હતો અને સકીના લોટ દળાવવા ગઈ હતી.... ઝૂંપડીમાં અબ્બાસ અને વાસુ જ હતા. મ્યુનિસિપાલિટીના માણસોએ જોકીને પકડ્યો એટલે અબ્બાસ રડારોળ કરવા લાગ્યો –

''હમારે કુત્તે કો મત પકડો... વો બહુત અચ્છા કુત્તા હૈ... કિસીકો કાટતા નહીં-''

''તો પટ્ટા ક્યૂં નહીં લગાયા? પૈસા ક્યૂં નહીં ભરા? લાઇસન્સ કહાં હૈ?''

અબ્બાસ હવે કેવળ રડવા લાગ્યો. વાસુને પણ શું કરવું તે સૂઝતું નહોતું. તે પણ રડવા લાગ્યો. મ્યુનિસિપાલિટીવાળાઓએ જોકીને પકડ્યો અને બળજબરીથી તેઓ તેને ગાડી તરફ લઈ જવા લાગ્યા. પણ તે કેમે આગળ ચાલતો જ નહોતો. પાછળના પગ જમીન સાથે જડી દઈને તે ઊભો રહી ગયો. સામનો કરવા લાગ્યો. એક વાર અબ્બાસ તરફ જોયું, એક વાર ગાડી તરફ જોયું અને પછી ગળામાંથી તેણે તીણો અવાજ કાઢી ચીસ પાડી.

ત્યાં સુધીમાં તો વસ્તીમાં રખડતાં બીજાં ચાર-પાંચ કૂતરાંને પકડીને મ્યુનિસિપાલિટીવાળાઓએ ગાડીમાં પૂર્યાં હતાં. એ લોકો જોકીને ગાડી પાસે લઈ ગયા ત્યારે અબ્બાસે મોટેથી બૂમ પાડી. જોકીએ બને તેટલું જોર કર્યું અને કૂદકો મારીને  તે પેલા લોકોની પકડમાંથી છટકી ગયો. ખૂબ જોરથી દોડતો તે ઝૂંપડપટ્ટી વટાવી કતલખાનાની દિશામાં ભાગી છૂટ્યો. તેની પાછળ દોડીદોડીને મ્યુનિસિપાલિટીવાળા હાંફી ગયા. ઝૂંપડીનું બારણું ઉઘાડું જ મૂકીને અબ્બાસ અને વાસુ પણ પાછળ દોડ્યા. જોકી દોડતોદોડતો ખૂબ દૂર ગયો અને પછી જરાક થોભી, પાછા વળી પીછો કરનારા તરફ જોઈ અંદાજ બાંધવા લાગ્યો. ફરી તે દોડવા લાગ્યો. જાણે જોકી અને પેલા લોકો વચ્ચે દોડવાની હરીફાઈ ન ચાલતી હોય! જોકી હવે કતલખાનાની પાછલી બાજુએ આવી પહોંચ્યો. ખાડીની ભેખડ ત્યાં પૂરી થતી હતી, આગળ ભાગવાની જગ્યા નહોતી... પાછો ફરે તો ચારે બાજુ તેને પકડવા મ્યુનિસિપાલિટીના માણસો ઊભા હતા. તેમાં દોડીને

થાકેલો અબ્બાસ પણ રડમસ ચહેરે ઊભો હતો. જોકીએ ચારે તરફ જોયું. ક્ષણભર કાંઈક વિચાર કર્યો અને પછી કૂદકો મારીને મસીદ પાછળની દીવાલ પર ગયો અને ત્યાંથી બાજુના ઘરના છાપરા પર પહોંચી ગયો. પછી ખૂબ આગળ જઈ એક ખૂણામાં સંતાઈને ઊભો રહી ગયો – જીભ કાઢીને, થોડીક હિંમતપૂર્વક પણ વધારે તો ગભરાટપૂર્વક.

મ્યુનિસિપાલિટીવાળા ચિડાયા હતા. પણ ગંદકીથી ભરેલા કતલખાનાની એ પાછલી બાજુએ જતાં તેમનો જીવ ન ચાલ્યો.

"મરવા દે ભડવાને! બીજી વાર આવશું ત્યારે પકડી લેશું. જવાનો છ ક્યાં?" એમ બોલતા તે લોકો પાછા ફર્યા. અબ્બાસ અધ્ધર જીવે આ બધું જોઈ રહ્યો હતો. જોકી નિરાંતે મકાનના છાપરા પર ઊભો હતો અને મ્યુનિસિપાલિટીવાળા પાછા જતા હતા... આ જોઈને તેને આકાશમાંય ન માય એટલો આનંદ થયો. ફરી દોડતોદોડતો તે પોતાની ઝૂંપડી પાસે આવ્યો. વાસુ થાકીને અડધેથી જ પાછો વળીને ઝૂંપડીમાં બેઠો હતો. સકીના પણ આવી ગઈ હતી. તેને જોતાં જ અબ્બાસ ફરી રડવા લાગ્યો.

"મા... દાદૂને કહીને જોકીનું લાઇસન કઢાવી લે. તેને ગળે સરકારી પટ્ટો પહેરાવવો પડશે... નહીંતર એ લોકો કાલે પાછા આવીને જોકીને પકડી જશે."

સકીનાને કૂતરા-ગાડી જોઈને જ ખ્યાલ આવી ગયો હતો. તેણે અબ્બાસને પાસે ખેંચ્યો અને તે બોલી : "તૂ રો મત બેટા! મોંઘવારી એટલી વધી ગઈ છે કે પાંચ રૂપિયા કૂતરાના લાઇસન માટે ખરચવા કાઢવા ક્યાંથી? એ પાંચ રૂપિયામાં તો તારું એક ખમીસ આવે..."

"મારે નથી લેવું ખમીસ... જોકીનું લાઇસન કઢાવી આપ."

"અરે એ પોતે જ પોતાનો જીવ બચાવે તેવો છે! તું નકામી ચિંતા ન કર! ખુદાએ કીડી અને મંકોડાનેય અક્કલ આપી છે, આ દુનિયામાં કઈ રીતે જીવવું તે જાણવાની. આપણો જોકી તો બીજો માણસ છે માણસ! મ્યુનિસિપાલિટીવાળા તેને તે શું કરી શકવાના હતા? તું ચિંતા ન કર બેટા!" દાદૂ પોતે જ નોકરીએથી પાછો આવ્યો હતો તે બોલ્યો.

આખી સાંજ જોકીની ધમાલમાં ગઈ. રાત પડી ત્યારે અબ્બાસને યાદ આવ્યું . તેણે દાદૂને કહ્યું.

"દાદૂ! આજ બપોરે વાસુનો બાપ આવ્યો હતો –"

"કાશીરામ?"

"હા. સાથે બીજા ચાર માણસો હતા."

"શું કહેતા હતા?"

"કહેતા હતા ઝૂંપડી વેચવાની છે. મેં ને વાસુએ તેમની વાતો સાંભળેલી. કાશીરામે વાસુને ચાર આના આપ્યા લાડુ ખાવા માટે અને મને કહ્યું કે હું આવ્યો હતો એ વાત દાદૂને ન કહેતો."

"અચ્છા! તો પછી મને આ વાત શા માટે કહે છે?" દાદૂએ હસતાંહસતાં પૂછ્યું.

અબ્બાસ કાંઈ જવાબ આપે તે પહેલાં જ જોકી હળવેકથી ચોરપગલે ઝૂંપડીમાં દાખલ થયો... અબ્બાસના પગ ચાટવા લાગ્યો. અબ્બાસ તેને ગળે વળગી પડ્યો અને બોલવા લાગ્યો:

"કિધર ગયા થા મેરા ભાઈ! કિધર છૂપા થા – કૈસા આયા અભી?"

એ બન્નેને ત્યાં જ મૂકીને દાદૂ ઊભો થયો અને સામેની કાશીરામની ઝૂંપડીમાં ગયો. ત્યાં વાસુની દાદી વાસુને જમાડી રહી હતી.

"ડોસી ! આજ કાશીરામ આવ્યો હતો. ખબર પડી કે?"

"ના રે ભાઈ! હું તો હમણાં જ આવી કામ પરથી."

"આ મકાન વેચી નાખવાનો છે તારો છોકરો."

ડોસીના હાથમાં કોળિયો તેમનો તેમ રહી ગયો. જાણે સૂધબૂધ ચાલી ગઈ હોય તેમ શૂન્ય નજરે તે જોઈ રહી. પછી માંડમાંડ બોલી :

"મકાન વેચશે તો અમે ક્યાં જશું?"

"એ પૂછજે તારા છોકરાને" એમ કહી દાદૂ થોડી વાર મૂંગો રહ્યો. ડોસીને ચેન પડતું નહોતું. એ થરથરતી બહાર આવી.

"અરે છોકરા! તને આ શી મતિ સૂઝી! સોના જેવા છોકરાને ને મારા જેવી રાંડી રાંડને છોડીને પેલી વેશ્યા સાથે ભાગી ગયો... જેમતેમ કરી એય ખમી ખાધું. મન મનાવ્યું કે મરદ માણસ છે... બાઈ માણસ તને ભરમાવે એમાં તારો શો વાંક? પણ હવે તને આ શું સૂઝ્યું? તું અમારા પડછાયાનેય કેમ મારવા બેઠો છ? અરે, તું આ ઝૂંપડી વેચીશ તો અમે બન્ને ક્યાં જશું? ક્યાં રહેશું?" બોલતાંબોલતાં ડોસી રડવા લાગી. ઝૂંપડીના થાંભલાને વળગીને ડોસી રડવા લાગી.

"રડ નહીં ડોસી. કાશીરામ કઈ રીતે ઝૂંપડી વેચી શકે છે તે તો જોવા દે?... હું છું ને તારી પડખે... તેને સાફસાફ કહી દેવાનું... આ ઝૂંપડીમાંથી હું બહાર પગ નથી મૂકવાની... ઝૂંપડી છોડવાની નથી... જીવ જશે તોય..." દાદૂએ તેને ધીરજ આપવાનો પ્રયત્ન કર્યો.

છતાં ડોસી ડૂસકેડૂસકે રડતી જ રહી. વાસુ એઠા હાથ લઈને બહાર આવ્યો અને ડોસીને વળગી પડ્યો. પણ આથી તો ડોસી વધુ જોરથી રડવા લાગી.

"મારા દીકરા! તારો બાપ પોતે જ તને ઘર વગરનો કરવા નીકળ્યો છે! હવે તું ક્યાં

રહીશ મારા દીકરા? કાલે રાતે સૂઈશ ત્યારે તારે માથે પોતાનું છાપરુંય નહીં હોય. એના કરતાં ચાલ રસ્તા વચ્ચે સૂઈ જઈને આપણે જીવ કાઢી નાખીએ... ત્યાં સુધી તારા બાપને સંતોષ થવાનો નથી."

સાડાચારસો રૂપિયા લઈને કાશીરામે ઝૂંપડી વેચી નાખી. અને એક કાળો મદ્રાસી ઝૂંપડીનો નવો માલિક બનીને માહીમની ખાડીમાં આવ્યો. તે પોતાની સાથે પોતાના જાતભાઈઓને લાવ્યો હતો. ઇંડુગુંડુ ભાષામાં વાતો કરતા એ લોકો એક દિવસ સવારે ત્યાં આવી પહોંચ્યા અને તેમણે ઝૂંપડીનો કબજો લીધો. કાશીરામની ડોસીની ઘરવખરી એ લોકોએ ઝૂંપડીની બહાર ઢગલો કરી દીધી. એલ્યુમિનિયમનાં ચાર ઠામડાં, માટલું, પતરાંના ડબ્બા અને બાટલીઓ, થોડાં ગૂણપાટ અને ચીથરાં. એક જૂની તાળા વગરની ટ્રન્ક. વાસુનાં પાટી-દફતર. અને ટોપલીની નીચે પૂરી રાખેલી એક મરઘી. બન્ને મદ્રાસીઓએ તેને કાળજીપૂર્વક પકડી અને હળવેથી બહાર આણીને પાછી ટોપલીની નીચે મૂકી દીધી. આ બધો સામાન એક પછી એક બહાર આવ્યો ત્યારે ડોસી ઘરે નહોતી. કૉલોનીમાં કામ કરવા ગઈ હતી. એકલો વાસુ જ બહાર રમતો બેઠો હતો. એ દોડતો દાદૂને ઘેર ગયો. દાદૂ પણ હમણાં જ નોકરીએ ગયો હતો. એટલે સકીના જ બહાર આવી... જે કામ ચાલી રહ્યું હતુ તે જોઈને તે હેબતાઈ જ ગઈ. પણ તેણે હિંમત કરીને પૂછ્યું : "એ ભા...ઈ! યે ક્યા કર રહે હૈ આપ? સામાન કાયકુ બહાર નિકાલતા હૈ?"

એક મદ્રાસી વાસુની દાદીની ઘસાઈ ગયેલી ઘંટી બહાર લાવતાં બોલ્યો : "આજસે હમ માલિક હૈ યે મકાનકા – હમને ખરીદ કિયા હૈ –"

"કિસને બેચ દિયા આપકો?" સકીનાએ માત્ર પૂછવા ખાતર જ પૂછ્યું. ત્યાં તો પાછળથી કાશીરામ લથડિયાં ખાતો આવી પહોંચ્યો. તેની બોચી લાલા પઠાણે પકડી હતી. અને આમે લથડતી ચાલે જ ચાલનારો કાશીરામ વધુ લથડિયાં ખાતો હતો.

"પૈસા નિકાલો પૈસા – "

"લાલાજી, પૈસા કિધર જાતા... તુમ વ્યાજકા પૈસા લો... બાકી બાદમેં દેગા..." કાશીરામ અચકાતોઅચકાતો બોલતો હતો. પગની જેમ જીભ ઉપર પણ તેનો કાબૂ જણાતો નહોતો. લાલાએ તેને ફરી એક વાર તમાચો માર્યો કે તરત તેણે ખિસ્સામાંથી થોડી નોટો બહાર કાઢી, અને ગણ્યા વગર જ લાલાની સામે ધરી દીધી... લાલો એ નોટો ગણવા લાગ્યો અને કાશીરામ ઝૂંપડીના બારણામાં ઊભો રહ્યો... સકીનાએ હળવેથી વાસુને કહ્યું. "તું જા ઔર ઊસકા હાથ પકડ! બોલ, મેં કહાં જાઉં અબ... મેરા ઘર બેચ દિયા તો..."

વાસુને કાંઈ સમજાયું નહીં. પણ તે એકદમ આગળ આવ્યો અને બાપના પગે વળગી પડ્યો. કાંઈ પણ બોલ્યા વગર મોઢું ઊંચું કરી તે બાપની સામે તાકી રહ્યો. તેને આમ તાકી રહેલો જોઈને સકીનાની આંખમાં પાણી આવ્યાં. કાશીરામે વાસુને માથે હાથ ફેરવ્યો. અને

તે એકદમ નીચે બેસી ગયો. તેને ખોળામાં લઈને પંપાળવા લાગ્યો. અચકાતોઅચકાતો તેને કહેવા લાગ્યો :

"વાસુ.... દીકરા... રડે છ શું કામ? ઘર વેચી નાખ્યું એટલે? અરે... રડે છ શું કામ... ચાલ મારી સાથે... મજાસવાડી... ત્યાં તો આપણો બંગલો છે... તને બં... ગ... લામાં રાખીશ... ચાલ... ભેનચોદ... બંગલામાં કાંઈ પૈસાદાર માણસો જ રહે એવું થોડું છે? સાલા ગરીબોએ શાં પાપ કર્યાં છે?... ચાલ મારી સાથે... આ ખાડીમાં તે શું બળ્યું છે?..... ચાલ આપણે બંગલામાં રહેશું... જો આ પૈસા... કેટલા બધા છે જો!.... આપણે ખૂબ મજા કરીશું... હું દારૂ પીશ.. તું મીઠાઈ ખાજે –" અને તેણે પોતાનો ધ્રૂજતો હાથ ખિસ્સામાં નાખ્યો. ખાલી ખીસામાંથી એ હાથ પણ ખાલી જ બહાર આવ્યો. સામે ઊભેલા લાલાએ પૈસા ગણી લીધા હતા. તે પાસે આવીને બોલ્યો : "દેખો, પચાસ રૂપિયા કમતી હૈ. હમ જોગેસરી આકે પકડેંગે. છોડેંગે નહીં..."અને દંડો હલાવતો તે ચાલતો થયો. તે ગયો ત્યાં સુધી કાશીરામ તેની તરફ તાકી રહ્યો. પછી તે ગયો તે તરફ જોઈને તે થૂંક્યો. "હટ સાલા ભડવા! બદ્ધા પૈસા લઈ ગ્યો. હવે દારૂ કેવો ને મીઠાઈ કેવી? વાસુ... તું જા... મને ત્રાસ ન આપ. હું... જાઉં છું." તેણે એકદમ વાસુને આઘો હડસેલ્યો અને લથડિયાં ખાતો ઊભો થયો અને ચાલવા લાગ્યો. થોડે દૂર જતાં જ તેને કાંક યાદ આવ્યું. તેણે પાછા ફરીને વાસુને પૂછ્યું –

"વાસુ... આપણી કૂકડી ક્યાં છે?"

બહાર આણીને મૂકાયેલી ટોપલી તરફ વાસુએ આંગળી ચીંધી. કાશીરામે ટોપલી ઊંચકી અને ઈંડાં મેળવવા માટે ઢાંકી રાખેલી એ ઘરડી કૂકડીને પકડીને છાતી સરસી ચાંપીને તે ચાલવા લાગ્યો. ત્યાં જ તેની ડોસી કૉલોનીમાંથી દોડતી આવી પહોંચી. પોતાની ઘરવખરી બહાર પડેલી જોતાં જ તેનું કાળજું ફાટી ગયું. અને લાચારીથી બેબાકળી થઈ ગઈ. એક બાજુથી તે રડતી હતી તો બીજી બાજુથી રડવું અટકાવી મોઢામાં આવે તે બેફામ બોલતી સીવીને બબડતી હતી :

"અરે મારા ઓલા ભવના વેરી! તેં શું કર્યું? શું કામ અમને આમ રસ્તે રખડતાં કરી મૂક્યાં? હવે અમે ક્યાં જઈએ... હવે અમને છોડીને તું પેલી રાંડની સાથે ભાગી ગયો... તેનું મડું બાળવા... હવે અમને કોઈનો આશરો નથી... ઝૂંપડી તેં કોનાં કહેવાથી વેચી મારી? બોલ, અમે ક્યાં રહીએ? આ નાનકડો છોકરો ક્યાં સૂશે?... ક્યાં રહીને ભણશે? બોલ, નહીંતર આ પથ્થર પર માથું પટકીપટકીને મારો જીવ દઈ દઈશ અને તારે ફાંસીએ ચડવું પડશે... મારા ઓલા ભવના વેરી..."

કાશીરામ પગ વાંકા કરીને બાજુના થાંભલાને અઢેલીને ઊભો હતો. તેણે કૂકડીને જોરથી પકડી રાખી હતી. કોઈક રમત ચાલતી હોય અને જોઈ રહ્યો હોય તેમ તે ડોસી તરફ જોઈ રહ્યો હતો. છેવટે તે હસતોહસતો ત્યાંથી ચાલવા લાગ્યો. આ જોઈને ડોસી જીવ પર આવી

ગઈ. તે એકદમ આગળ દોડી. કાશીરામના હાથમાંની કૂકડી ઝૂંટવી લેવા માટે ડોસી તેને વળગી જ પડી. ''મૂકી દે આ કૂકડી! તારી પેલી મડિયલ પર ચડાવવા હું નહીં લઈ જવા દઉં આ કૂકડી. એ તો મારી કમાણીનું સાધન છે... રોજ ઈંડાં વેચું છું ત્યારે માંડ છોકરાને નિશાળમાં ખાવાનું ખાવા બે આના આપી શકું છું. છોડી દે મારી કૂકડી.''

ડોસી શરીરમાંનું બધું જોર એકઠું કરીને કાશીરામના હાથમાંથી કૂકડીને ખેંચવા લાગી. કૂકડીએ ખૂબ ફફડાટ કરી મૂક્યો. કાશીરામ જેમતેમ સીધો ઊભો રહી ઝઘડતો હતો. એક બાજુ ડોસી, વચ્ચે ફડફડતી, પીંછાં ઉડાડતી કૂકડી, અને બીજી બાજુ કાશીરામ. એમ ખેંચતાણ ચાલતી હતી. છેવટે ડોસીએ જીવ પર આવીને કાશીરામને જોરથી ધક્કો મારીને બાજુની ગટરમાં ધકેલી દીધો. તેના હાથમાંની કૂકડી છટકી ગઈ. ડોસીએ તેને એકદમ પકડી લીધી અને પછી સકીના પાસે આવી બોલી : ''બાઈ, આ આટલી દોલત સંભાળીને રાખજે... જોઉં મૂઆને ક્યાંક માથામાં લોહીની ફૂટબૂટ તો થઈ નથી ને!''

કાશીરામ એમનો એમ ગટરમાં પડ્યો રહ્યો હતો. તેને ક્યાંય વાગ્યું નથી એની ખાતરી થતાં જ ડોસી ઊભી થઈ અને મદ્રાસીએ બહાર મૂકેલી ઘરવખરી ઉથલાવવા લાગી. બધી વસ્તુ તેણે એક જગ્યાએ ભેગી કરી, અને હતાશ થઈને એ ગોઠણ પર માથું ટેકવીને તડકામાં બેસી રહી. વાસુ તેની બાજુમાં બેસીને ધૂળમાં લીટા અને અક્ષરો કાઢવા લાગ્યો.

પછી સરજૂદાદા ત્યાં આવી પહોંચ્યો. એને આ બધી વાતની ક્યારનીયે ખબર પડી ગઈ હતી. તેની પાછળપાછળ લંગડો કિશન અને વાયોલિનવાળો પણ આવ્યા. બધા કાશીરામની ડોસીની આસપાસ કૂંડાળું વળીને ઊભા રહ્યા. ત્યાં જ શામુ પણ તેની ગૅંગ સાથે આવી પહોંચ્યો. ઘણા દિવસ પછી ભીખો પણ દાદૂની ઝૂંપડીની પાછળના ભાગમાંથી શામુની ગૅંગમાં આવી ઊભો. કાશીરામે ઝૂંપડી વેચી નાખી અને તેની ડોસીને બહાર કાઢીને મદ્રાસી તેમાં રહેવા આવ્યો હતો એ ઘટના ભેગા થયેલામાંથી કોઈને બહુ મહત્ત્વની લાગી, પણ એ બહાને વાત કરવાનો એક વિષય મળ્યો હતો. આનંદથી વાત કરી શકાય અને આનંદથી સાંભળી શકાય અને વધારવો હોય તેટલો વધી શકે એવો એક વિષય! ઘણાં માણસો ભેગાં થયાં છે અને ભીખો પણ છે એ જોતાં જ સકીનાએ પોતાની ઝૂંપડીનું બારણું બંધ કરી દીધું. બાકીની ઝૂંપડીમાંનાં બૈરાંછોકરાં બારણામાં ઊભાં રહી હવે શું થાય છે તે જોવા લાગ્યા. મદ્રાસીઓ પોતાની સાથે જ એક મજૂર લેતા આવ્યા હતા. તે ઉપર ચડીને સિનેમાના પોસ્ટરનું બનેલું છાપરું ઠીકઠાક કરવા લાગ્યો. એ અજાણ્યા માણસ તરફ જોઈને જોકી જોરજોરથી ભસતો હતો.

''સાલી ખાડીમાં હજી સુધી મદ્રાસીમામા નહોતા. કાશીરામ હવે લાવ્યો. હવે જોજોને... ચારે બાજુ યંડુગંડુ ઊભરાવા લાગશે.'' કિશને સરજૂને કહ્યું. સરજૂ તટસ્થપણે બોલ્યો : ''એમાં શું થયું? ઝૂંપડપટ્ટીમાં રહેવાનો હક શું એકલા મને ને તેને જ છે? આવવા દે, અહીં મદ્રાસી આવવા દે, પંજાબી આવવા દે, સિંધી આવવા દે, મહાર આવવા દે, ચમાર

આવવા દે —''

''રાંડોને પણ આવવા દે'' શામુની ગૅંગમાંથી કોઈક બીજાની પાછળ મોઢું સંતાડીને સરજૂને ચીડવવા માટે બોલ્યું અને આખી ગૅંગ ખડખડાટ હસવા લાગી.

''આવશે, આવશે, એય આવશે. તમે ભડવા પોતાની મા-બે'નોને રાંડ બનાવો છ તે હવે આ જ બોલોને! તમારું તે મોઢું છે કે નરક...'' સરજૂએ પોતાના બન્ને હાથ હવામાં ઉછાળી કહ્યું.

''પણ ગરીબોની વસ્તીમાં વધુ ગરીબોનો ઉમેરો શા માટે કરવો?''

''શું જોઈને બોલતો હઈશ તું! ગરીબો ગરીબો પાસે ન આવે તો બીજે જાય ક્યાં? આ ખાડીની ઝૂંપડીઓમાં રહેવા શ્રીમંત લોકો થોડા જ આવવાના છે? અરે, આપણા આ ટુનટુનિયાવાળાને જ જુઓ ને! એ સિનેમામાં હતો અને સિગારેટ સળગાવવા રૂપિયાની નોટ બાળતો ત્યારે તો મલબાર હિલ પર રહેતો'તો. ભિખારી બન્યો એટલે આવ્યો માહીમની ખાડીમાં! કેમ ખરું ને ટુનટુનિયા?''

વાયોલિનવાળો ચારે બાજુ જોઈને હસ્યો. પડતાંપડતાં તેણે માંડ પોતાની જાતને બચાવી. આજે વહેલી સવારે જ તેણે ચિક્કાર પીધો હતો.

''પણ સરજૂદાદા! આ મદ્રાસી શું કામ આવ્યો હશે આ ખાડીમાં? સાલાનો કાંક દાવ હોવો જોઈએ.''

''અરે એમાં વળી દાવ કેવો? ફૂટપાથ કરતાં ઝૂંપડી સારી... અને આ મદ્રાસી નથી. આ તો કેરલી છે... તમે સાલા બધા યેંડુગંડુને મદ્રાસી જ કહો છો...''

''એ જે હોય તે... પણ મને તો કાંક ડાઉટ જાય છે.''

''તને તો એક જ ડાઉટ આવવાનો'' તેણે અંગૂઠો હોઠ પાસે ધર્યો.

આવો નિરર્થક બબડાટ ઠીકઠીકવાર ચાલ્યો. ત્યાં સુધીમાં અંદરનું કામ આટોપીને મદ્રાસી બહાર આવ્યો અને તેણે સૌને સલામ કરી. સરજૂએ પૂછ્યું :

''ક્યા ભાઈ! કોનસા કામ કરનેવાલે હૈં તુમ લોગ યહાં પર –''

મદ્રાસીએ ફરી એકવાર બધાંને સલામ ઠોકી અને પછી આજુબાજુ જોઈ હળવેથી કહ્યું : ''દૂસરા કોનસા ધંધા કરેંગે હમ યે બંબઈમેં ભાઇલોગ... આપુનકા ધંધા યે....'' દબાતે પગલે તે ઝૂંપડી પાસે ગયો અને રબ્બરની એક લાલ ટ્યૂબ લઈને બહાર આવ્યો. નળીનો વીંટો ગળાની આસપાસ વીંટાળતાં તે બોલ્યો : ''એક ડ્રમ, એક નલી, થોડા પાની – થોડા ગુડ.... નવસાગર....''

''બસ, બસ, સમજ ગયા.''

''આપકી મહેરબાની ભાય!''

ત્યાં તો કાશીરામ ગટરમાંથી ઊભો થઈ લથડિયાં ખાતો ત્યાં આવ્યો અને બોલવા

લાગ્યો :

"આ કહે છે તે ખરુંય છે ને ખોટુંય છે... દારૂની ભઠ્ઠી શરૂ કરવાનો છે આ મદ્રાસી... પણ હું ખરું કહું છું... આ ઝૂંપડપટ્ટી થોડા જ દિવસમાં તોડી નાખવાની છે... અહીં મોટો રોડ થવાનો છે... પછી અહીંના ઝૂંપડાવાસીને મ્યુનિસિપાલિટી મકાનો બાંધી આપવાની છે રહેવા માટે..." પાછળ વાંદરાની હાઉસિંગ કૉલોની તરફ હાથ લંબાવીને કાશીરામ બોલવા લાગ્યો : "વાંદરામાં બાંધ્યાં છે તેવાં જ મકાન... બે રૂમ, સંડાસ, નળ, બાથરૂમ... બધું જ અંદર... એ મકાન મફતમાં મળશે આ મદ્રાસીને. નહીંતર કાંઈ અમથોઅમથો મને આટલા બધા રૂપિયા આપી દે?"

મદ્રાસી કાશીરામનું બોલવું ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો હતો. તે ભાષા તો નહોતો જાણતો છતાં કાશીરામના બોલવાનો અર્થ સમજી ગયો. એ એકદમ આગળ આવ્યો અને હાથ જોડીને સૌને કહેવા લાગ્યો :

"નહીં ભાય લોગ! યે બાઈ કહેતા હય વે હમારા ઇચ્છા નહીં હૈ! અપુન અપનકા ધંધા ઈમાનસે કરેગા... પેટ ભરેગા. વૈસા મકાન કાયકુ મંગતા હૈ હમ ગરીબકુ?"

"હવે જા, જા." કાશીરામ ઊકળીને બોલ્યો : "મેં સાંભળી છે તમારી બધી વાતો કાલે મજાસવાડીમાં! અહીં જગ્યા મળે તો બીજા મદ્રાસી પણ અહીં રહેવા આવવા તૈયાર છે... ચારસો- પાંચસો રૂપિયા એક ઝૂંપડાના નહીંતર કોઈ આપતું હશે?" કાશીરામે બધી વાત ખુલ્લી કરી નાખી. અને એ લથડિયાં ખાતો ચાલતો થયો. શામુએ પોતાના દોસ્તારોને આંખનો ઇશારો કર્યો. તેઓ પણ એક પછી એક ખસવા લાગ્યા. જે બાકી રહ્યા તેમને પેલો મદ્રાસી કાળા ડિબાંગ મોંમાં સફેદ દાંત ચમકાવતો કહેવા લાગ્યો :

"દેખો ભાય... હમકુ માલૂમ હૈ! યહાં પીનેવાલે બહોતસે હૈં. હમ હમારા ધંધા ઈમાનસેય કરેંગે. તુમ ઈમાનસે પૈસા દો... હમારા માલ ચાલુ નહીં... એકદમ ફોરેનકે માફિક... હમ બડા ઈમાનદાર હૈ..."

સરજૂ ખિજાયો. તેના શરીર પર ધસી જતાં બોલ્યો : "અરે બાત છોડો ઈમાનદારીકી' યે સાલી ખાડી જ આખ્ખી બેઈમાન હય... કિસ વજહસે? માલૂમ હૈ? નહીં... તો સુન... ઇધરકા આદમી પાની પીતા વો ચોરીકા. પેટકે લિયે ધંધા કરતા વો ભી ચોરીકા, મકાનમેં રહેતા વો મકાન ભી ચોરીકા... કુછ ભી હક્કા નહીં ઇધરકા આદમીકો... પછી ઈમાનદાર લોહી ક્યાંથી પેદા થાય?... બોલ... જેવું અન્ન, જેવું પાણી, તેવું માણસનું લોહી... એટલે ઈમાનદારીની વાત તો તું અહીં કરતો જ નહીં. –"

મદ્રાસી આ સાંભળી કશું બોલ્યો નહીં. તેણે સરજૂને હળવેકથી હાથ પકડીને ઝૂંપડીમાં લીધો. તેની વાંસોવાંસ વાયોલિનવાળો પણ તેના પડછાયાની જેમ અંદર ઘૂસ્યો...

# 26

પાઇપ પર શામુની ગેંગ પાછી એકઠી થઈ હતી. શામુનો દોસ્ત બોલતો હતો :

"હું તે દિવસ કહેતો હતો ત્યારે મને અનાડી ને ગાંડો કહેલો! હવે જોયુંને!"

"એમાં હજું શું ખાટું-મોળું થઈ ગયું છે? ચાન્સ સારો મળી ગયો છે... ખાલી જગ્યા જોઈને જોઈએ તેટલી ઝૂંપડીઓ ઊભી કરવાની... ચારસો નહીં મળે તોય ત્રણસોમાંથી તો નહીં જ જઈએ.... સાલી રોજની આ પૈસા મેળવવાની માથાકૂટ પણ મટી જશે."

સૌના ચહેરા આનંદથી ખીલી ઊઠ્યા હતા... ઘણે દિવસે ખૂબ પૈસા મળવાનો ચાન્સ સામે ચાલીને આવ્યો હતો. જતાંજતાં શામુએ ભીખાને કહ્યું: "તૂ ઠેર રે, થોડા કામ હૈ."

ભીખો રોકાયો... બધા દૂર ગયા છે એની ખાતરી કર્યા પછી શામુએ પૂછ્યું : "સાલા, હમણાંથી તું કેમ લંગડાતો ચાલે છે?"

ભીખો મૂંઝાયો. સીધા ટટ્ટાર ઊભા રહેવાનો પ્રયત્ન કરતાં તે બોલ્યો : "જા, જા હવે હું ક્યાં લંગડાઉ છું.? બરાબર તો ચાલું છું!"

"નકામો બકવાટ ન કર! સાચેસાચું કહી દે!" શામુએ તેનું બાવડું પકડ્યું. ભીખો મૂંગો રહ્યો, નીચું મોઢું કરીને.

"બીમારી લાગુ પડી છ કે?"

ભીખો થરથરી ઊઠ્યો. હળવે સાદે તેણે શામુને કહ્યું :

"શામુ, મને તો સાલી બીક લાગે છે.. બંને સાથળમાં ગાંઠો...."

"તે હું એ જ કહું છું ને! મારાથી તું કેમ કરીને છુપાવી શકવાનો?... હું માણસનું મોઢું જોઈને તેનો રોગ પારખી શકું છું. ઠીક... જવા દે... ક્યાં છાણ ખાવા ગયો હતો, બોલ!"

ભીખાએ જવાબ ન આપ્યો.

"ફોરાસ રોડ જાય છે કે?"

"વચમાં જ્યાની સાથે જતો હતો... તું નહોતો ત્યારે... તે વખત બે-ચાર વાર ગયો હતો."

"બસ?"

"હા."

"હવે ક્યાં જાય છે?"

"ક્યાંય નહીં. મારી માના સમ."

"જૂઠું બોલે છ! એક વાર રાંડ પાસે ગયેલો માણસ પછી કોઈ દી સખણો રહે જ નહીં ને! એ ટેવ જ એવી છે.... બોલ, હવે ક્યાં જાય છે?"

"હમણાંથી નથી જતો... બીક લાગે છે.. બહુ તરાસ થાય છે, ખરેખરું તને કહું છું હોં! ઊઠતાં-બેસતાં તો જીવ જાય છે... સરખું ચલાતુંય નથી."

"મને ખબર છે શું-શું થાય તે... તારે કહેવાની જરૂર નથી.. હવે જાય છે કે નહીં એટલું જ કહે ને!"

"હાજીમલંગના સમ, નથી જતો."

"ઠીક છે. દવા શું કરે છે?"

"કાંઈ નહીં."

"મરશે ભડવા એમ તો નકામો સડીસડીને... દવા તો નાબકતોબ કરવી જોઈશે... અંજીશન લેવાં જોઈશે."

"મને તો કાંઈ સૂઝતું નથી.. કોઈને કહેતાંય શરમ આવે છે... આ તો તેં પૂછ્યું એટલે કહ્યું... નહીંતર બીજા કોઈને તો હજી વાત જ નથી કરી."

શામુ થોડીવાર મૂંગો રહ્યો. પછી બોલ્યો : "તારા બાપને જ પૂછી જો ને ! લંગડાને! તેને પણ આ જ રોગ લાગુ પડ્યો હતો."

ભીખો કાંઈ બોલ્યો નહીં.

"ચાલ, જવા દે! પિક્ચરમાં જવાનું છે નેપ્ચૂનમાં! મોડું થશે. તારી બહેન બૂમાબૂમ કરશે..." શામુ જવા માટે ઉતાવળો થયો.

"શામુ એક કામ કરીશ?"

"શું?"

"જયાને આ વાત ન કહેતો."

"નહીં કહું ભેનચોદ, હું શું કામ આવી વાત જયાને કહું?"

"અને તેને કહેજે, ભીખાએ દસ રૂપિયા મંગાવ્યા છે."

"એ કાંઈ આપશે નહીં."

"આપશે, આપશે." ભીખો આજીજી કરતાં બોલ્યો : "તેં જ તો કહ્યું છે ને ઇન્જેક્શન લેવાનું... પૈસા તો જોઈએ ને.. ઓ... ઓહ... બહુ દુખે છે હોં.... નથી સહેવાતું."

"ભડવા તારો શો ભરોસો? દસ રૂપિયા બે'ન પાસેથી લઈશ ને પછી ઇન્જેક્શન લેવાને બદલે જઈશ ફોરાસ રોડ –"

"ના, ના, હાજીમલંગના સમ."

"હવે ઘેર ગ્યો તારો હાજીમલંગ."

શામુ ઝડપથી ચાલતો થયો. ભીખો ખોડંગાતી ચાલે તેની પાછળ ચાલવા લાગ્યો....

ભીખો તાવથી શેકાઈને પથારી પર પડ્યો હતો. ગંગા તેના ઓશીકા આગળ બેસી પથ્થર પર કશીક દવા વાટી રહી હતી. કિશન ઝૂંપડીના બારણામાં બહાર પગ લટકાવીને બેઠો હતો. તેની સામે ઍલ્યુમિનિયમની એક થાળીમાં પંદર-વીસ બાફેલાં ઈંડાં પડ્યાં હતાં. કિશનનું ધ્યાન આ ઈંડાંનાં કોચલાં છોલવામાં હતું. ગંગા બડબડતી હતી, પણ કિશન તો જાણે એ સાંભળતો જ નહોતો – ગંગા દવા વાટતાંવાટતાં બોલતી હતી : "એક પછી એક છોકરાંને જનમ આપ્યો ને પછી ઉછેરીને વાટ જોતી બેઠી. મને હતું કે છોકરી ભલે છિનાળ નીકળી, પણ છોકરો તો સારો નીકળશે. સારો કામધંધો કરતો થશે. ઝૂંપડપટ્ટીમાંથી બહાર કાઢીને પોતાનાં માવતરને સારી વસ્તી બતાવશે... પણ મારાં નસીબ જ ફૂટેલાં હોય ત્યાં કોઈ શું કરે? આ આવડો નખ જેવડો છોકરોય આવી માંદગીથી પીડાઈને પથારી પર પડે એ તે શું કહેવાય! બાપે જ આ માંદગીનો પગ ઘરમાં ઘાલ્યો.... હવે છોકરો તેનાથી સવાયો થવા જાય છે... આમાં ભગવાન પણ બચારો શું કરે? મારું જ નસીબ ફૂટેલું, બીજું શું?" ગંગા જોરજોરથી દવા વાટતી હતી અને તેના દૂબળા હાથ તેટલા જ વેગથી આગળપાછળ જતા હતા. તેના હાથ દુખવા આવ્યા એટલે તે જરા થંભી, અને કણસી રહેલા ભીખા તરફ તેણે જોયું. તેની દશા જોઈને તેનું હૈયું સળગી ઊઠ્યું. હાથમાંની દવા બાજુએ મૂકી તે આગળ આવી અને છોકરાના કપાળ પર હાથ ફેરવવા લાગી : "દીકરા, આવી અવળી મતિ તને ક્યાંથી સૂઝી! ક્યાં જઈને તારું ગળું કપાવી આવ્યો આમ! અરે ! તને ઉતાવળ આવી'તી તો અમને કહેવું હતું ને! તારાં લગન જલદી કરાવી આપત હું... પણ હવે આ માંદગીનો શો ઉપાય કરવો મારે? અરે તારા બાપની આ જ બીમારી સાથે ઝઘડતાં તો મારું લોહી સુકાઈ ગયું. હવે તુંય તે એ જ ખાડામાં ક્યાં પડ્યો ભાઈ!"

કિશન ઊભો થયો અને અંદર ડોકાતાં બોલ્યો :

"હું જાઉં છું મારા કામે, ભીખાની મા."

ત્યારે ગંગાને ભાન આવ્યું. કિશનને રોકતાં તે બોલી:

"ગમે તેમ થોડા પૈસાની વ્યવસ્થા કર. છોકરાને દવા માટે ઇસ્પિતાલ લઈ જવો પડશે. મદ્રાસીને કહી જોજે... દસ-પંદર રૂપિયા આપે તો... ગમે તેમ કરીને પાછા આપી દેશું."

"મદ્રાસી એમ સાંભળે એવો નથી."

"તો પછી પૈસા ક્યાંથી લાવીશ?"

"તું જ લાવને ક્યાંકથી! કૉલોનીમાં શેઠાણી પાસે માગી જો."

"હજી તો ગયે મહિને જ પાંચ ને બે સાત રૂપિયા લીધા છે, એ તો હજી પાછા આપ્યા નથી... હવે પાછા કયે મોઢે માગું? મદ્રાસીને જ પૂછી જો ને!"

"મેંય તે તેની પાસેથી ઉધાર લીધા છે... હવે માગવાની હિંમત ચાલતી નથી."

ગંગા ભડકી. કાશીરામની ઝૂંપડીમાં મદ્રાસીએ ભઠ્ઠી શરૂ કરી ત્યારથી તેનો વર ત્યાં આગળ સાંજે બાફેલાં ઈંડાં વેચવાનો ધંધો કરતો થયો હતો. ઝૂંપડપટ્ટીમાં ઘેરઘેર ભટકીને ઈંડાં તફડાવી લાવતો અને તેને બાફીને દારૂ પીવા આવનારાઓને વેચતો. તેમાંથી કિશનને રોજ રૂપિયા-બે રૂપિયા મળી રહેતા. ગંગા પોતાના વરનો જવાબ સાંભળીને ખિજાઈ અને ઊભી થઈને બહાર આવતાં બોલી : "દારૂ માટે જ ઉધાર લીધા'તાને?" તો પછી ધંધો શીદને કરે છે? કમાણી પાવલીની ને ઉધારી રૂપિયાની? માણસો ધંધો કરે છે તે પોતાનાં છૈયાં-છોકરાં માટે કે નશાપાણીનો શોખ પૂરો કરવા માટે?"

"હવે ખબર છે મને."

"તો પછી પૈસાની વ્યવસ્થા કર. છોકરાની દશા તો જોઈને?"

"મેં કાંઈ ભડવાને રાંડ પાસે જવાનું કહ્યું નહોતું."

"પણ ઓલાદ તો તારી જ ને એ!"

"ઓલાદની વાત રહેવા દે! મેં તો ઝખ મારીને મારાં કર્યાં મેં ભોગવ્યાં... પણ આમ પગ ઊંચા કરીને પડ્યો હતો ક્યારેય ઘરમાં?"

"આમ પડ્યો તો નહોતો, પણ મારાં હાડકાં ગાળીને કાંડી કરી નાખ્યાં. હાથણી જેવી મજબૂત હતી હું... પણ હવે મારી દશા જો... આ હાડકાં બહાર નીકળ્યાં છે તે એને લીધે જ તો... આખો ભવ તેં બીજું કર્યું છ શું?"

"બહુ બોલબોલ કર મા હોં! મને કામ પર જવા દે. ભીખાની ચિંતા કર મા. એનું ઈ સંભાળી લેશે."

"તારે વખતે મેં આમ કહ્યું હોત તો આજે તું જમીન પર પગ પણ મૂકી શકતો ન હોત. માણસે કાંક વિચાર કરવો જોઈએ ને! આપણા જ પેટનું છોકરું છે એ!"

કિશને ઈંડાંની થાળી ઊંચકી. મીઠા-મરચાનું પડીકું થાળીમાં મૂક્યું અને તે લંગડાતોલંગડાતો મદ્રાસીની ઝૂંપડીની દિશામાં ચાલવા લાગ્યો... ગંગા જાણે બધું જોર ઓસરી ગયું હોય એમ ધબ દઈને બારણામાં બેસી પડી. ગોઠણ પર હડપચી ટેકવીને પોતાના વરને જતો જોઈ રહી.

એ કેટલીક વાર સુધી એમ બેસી રહી હશે એ તો કોને ખબર, પણ જ્યાએ બૂમ પાડી ત્યારે તે એકદમ ભાનમાં આવી. જ્યા તેની સામે આવીને ઊભી હતી. ઝગમગતી નાયલૉનની સાડી પહેરીને અને મોઢા પર ખૂબ પાઉડરનો થપેડો કરીને આવેલી જ્યા મોંમાંનું પાન બે આંગળીની ચપટીમાં લઈને ફેંકી દીધા પછી બોલી :

"મા, ભીખો માંદો છે?"

ગંગા ફાટેલી આંખે તેની સામે જ જોઈ જ રહી. એક વરસ પછી પહેલી જ વાર અત્યારે તે જયાને જોતી હતી. ખારના રેલવે યાર્ડમાં એક વરસાદી સાંજે તેને જોઈ હતી. એ પછી તેના ખબર ગંગાને કાને બીજા લોકો પાસેથી પડતા એટલું જ. ક્યારેક તે માહીમની ખાડીમાં આવતી ખરી, પણ ગંગાને મળતી નહીં. ગંગા પણ તેનું નામ લેતી નહોતી. કોઈ તેને વિષે વાત શરૂ કરે તો ગંગા ત્યાંથી ઊઠી જતી. અને આજે એ જ જયા તેનું ધ્યાન નહોતું ત્યારે તેની સામે આવીને ઊભી રહી હતી....

"શામુએ મને કહ્યું, એટલે મારો જીવ હાથ રહ્યો નહીં. દોડતી આવી.... કેમ છે ભીખાને?"

ગંગા મૂંગીમૂંગી ઊઠીને ઝૂંપડીની અંદર આવી અને પહેલાં બેઠી હતી ત્યાં ભીખાના ઓશીકા આગળ બેસી ગઈ. જયા પણ દબાતે પગલે ઝૂંપડીમાં આવી. ભીખાની બાજુમાં બેઠી અને તેણે તેનું ઓઢવાનું સરખું કર્યું. ભીખાએ આંખ ખોલી બહેન તરફ જોયું. એ હળવેકથી કાંક બબડ્યો અને તેણે ઓઢવાનું માથે ઓઢી લીધું.... કોઈ કાંઈ બોલતું નહોતું.

"બાપા ક્યાં ગ્યા."

"બા'ર ગ્યા છે?"

"અને સાયબુ ને રતન."

"નિશાળે."

"નિશાળે જવા લાગ્યા?"

"હા."

"ક્યારથી?"

ગંગાએ જવાબ ન આપ્યો. તેણે આંખ ઊંચી કરી જયા સામે જોયું. અને પછી પૂછ્યું:

"કેમ આવી છ તું અહીંયાં?"

જયા સહેજ હસી. બોલી: "કીધું ને, ભીખાની ખબર કાઢવા આવી છું. એ માંદો છે એ સાંભળ્યું એટલે."

"નહીંતર આવત નહીં કેમ?"

"શું કામ આવું? તેં જ કીધેલું કે તને ઘરમાં પગ નહીં મૂકવા દઉં."

"તે ન જ મૂકવા દઉંને! આજે શું કામ આવી ? કરી છે એટલી બે-આબરૂથી સંતોષ નથી થયો તો આજે પાછી આવી છે બેઆબરૂ કરવા અને તારાં આ કાળાં કામાં બતાવવા? જયાના મોટા થયેલા પેટ સામે આંગળી ચીંધતાં ગંગાએ કહ્યું.

જયાએ મોઢું ઢાળી દીધું. પણ થોડીવાર પછી બોલી : "હું તો ભાઈની ખબર કાઢવા

આવી છું. તારી દીકરી ભલે ન રહી હોઉં... પણ એની બહેન તો છું ને!''

''આ રસ્તો તેં જ બતાવ્યો છ ને ભાઈને! આખા જન્મારાનું કલ્યાણ કરી નાખ્યું!''

''હું કોણ વળી કલ્યાણ કરવાવાળી? આ ઝૂંપડપટ્ટીમાં પોતાનું નસીબ સૌ પોતે જ ઘડે છે. મારું નસીબ મેં ઘડ્યું! મા, તું આમ મે'ણાં માર મા! અહીં તો આ બધું ચાલ્યા જ કરે છે!''

''તેં કર્યું છે તેનો તને પસ્તાવો પણ નથી થતો?''

''પસ્તાવો કેવો વળી? મેં શું ખરાબ કામ કર્યું છે? અહીં તો કોળિયો અનાજ જોવા પણ મળતું નહોતું... તારી સાથે કૉલોનીમાં કામ કરવા આવતી તો સિંધીના છોકરા પાછળ પડતા... રૂપિયો-બે રૂપિયા આપી ઘાઘરામાં હાથ ઘાલતા... ઘરે બેસતી તો ભૂખી રહેતી... બાપ એવો, તું આવી... અડોશપડોશનાં માણસો તેય તે એવાં જ... ખાલી બેઠાંબેઠાં મારું તો માથું ભમી જતું... કાંઈ સૂઝ્યું નહીં ત્યારે હું ઘર બહાર નીકળી... મારે સુખ જોઈતું હતું...''

''તો હવે થઈને સુખી તું?''

''હોવે, હું સુખી જ છું, મને કાંઈ પસ્તાવો થતો નથી.''

''આ પેટમાં છોકરું કોનું છે?''

''તું કાંઈ એને તારું સગું ગણવાની નથી પછી તારે શી પંચાત?'' જ્યા એકીશ્વાસે આટલું બોલીને એકદમ ઊભી થઈ ગઈ. ચૂલા પાસે જઈને માટલામાંથી પાણી લઈને પીધું અને ફરી ભીખાની પથારી પાસે આવીને ઊભી રહી.

ગંગા તેની હાલચાલ તાકીને જોઈ રહી હતી. જ્યાનું પેટ ખાસ્સું ચાર-પાંચ મહિનાનું લાગતું હતું... પછી એકદમ ઊભરો આવ્યો હોય તેમ તે ઊઠી અને એકદમ જ્યાને ભેટી પડી... ગદ્દગદ્દ અવાજે ડૂસકાં ભરતાં બોલી :

''છોડી! છોડી! તેં આ શું કર્યું?'' તું આ જાળમાંથી કેમ કરીને બહાર નીકળી શકીશ? અરે, સુખ-સુખ કરતી દોડી, પણ અગનઝાળમાં જઈને પડી! જ્યા દીકરી, તારું હવે શું થશે?''

જ્યાએ તેના ખભા પર માથું ટેકવ્યું. તેણે ધીરજપૂર્વક જવાબ આપ્યો : ''મા, તું ગભરા મા... મને બધી ખબર છે.. હું જ્યારે ઘર છોડી ગઈ ત્યારે જ મેં આ બધાનો વિચાર કરી રાખ્યો હતો... તું રડ નહીં.... તારો જીવ બાળ નહીં... હું ખરેખર સુખી છું... હું ખૂબ આનંદમાં છું જો!'' કહી તે જરા હસી.

''ક્યાં રહે છે?'' ડૂસકાં શમ્યા પછી ગંગાએ પૂછ્યું.

''સાન્તાક્રૂઝ... ગોળીબાર વસ્તીમાં... પહેલાંની જગ્યાએ.''

"કોઈ કહે છે તને જવાહરનગરમાં જોઈ... કોઈ કહે છે તું ધારાવી રહે છે.... કોઈ કહે છે ફોરાસ રોડ જાય છે... શું સાચું ને શું ખોટું?... છોકરી, તું ભલે મને "મર" કહે છતાં તારી યાદ આવે છે ને મારું કાળજું કપાઈ જાય છે... તમે બે આ ઘરનાં મોટાં છોકરાં... તારી આવી દશા થઈ... આ ભીખાનીય આ દશા થઈ... મારા જીવને આ જોઈ શું થતું હશે તેનો તો વિચાર કર! હું હું કેમ કરી મારા દિવસો કાઢીશ, મારી દીકરી!" ગંગાને ફરી ડૂસકાં આવવા લાગ્યાં.

જયાએ ગંગાની આંખો લૂછી. તેને શાંત કરી. પછી બોલી :

"હું જાઉં છું... રાત પડે એ પહેલાં જલદી પહોંચી જવું જોઈએ..."

અને બાકીનું બોલવાનું અધૂરું મૂકીને જ તે અટકી ગઈ. પોતે કાંક ન બોલવાનું બોલી ગઈ છે એનો ખ્યાલ આવતાં જ તે મૂંગી થઈ ગઈ. ગંગાએ ચૂલા પાસેના ડબ્બામાં ખાંખાંખોળાં કરીને એક ડૉગ-બિસ્કીટ શોધી કાઢ્યું. જયાના હાથમાં મૂકતાં બોલી : "લે, આવી છ તો આ ખાતી જા.... ને જો.... ચા કરવા માટે ઘરમાં કાંઈ છે નહીં."

"રહેવા દે, આ બિસ્કીટ સાયબુને આપજે." બિસ્કિટ ગંગાના હાથમાં પાછું મૂકતાં તે બોલી : અને પછી પૂછ્યું : "ભીખાને કંઈ દવા આપે છે?"

"દવા કેવીને વાત કેવી?"

"એનો બાપ ક્યાંકથી મૂળિયાં લઈ આવ્યો છે એ વાટીને આપું છું."

"આ તું રાખ... એને અંજીશન અપાવજે... શામુ કહેતો હતો. આ માંદગીમાં અંજીશન તો લેવાં જ પડે."

જયાએ પોતાની પર્સ ખોલી અને દસ-દસની બે નોટો બહાર કાઢી. મા સામે ધરીને બોલી : "આ તું રાખ... એને અંજીશન અપાવજે... શામુ કહેતો હતો. આ માંદગીમાં અંજીશન તો લેવાં જ પડે."

પણ પૈસા લેવા ગંગા હાથ લંબાવી શકી નહીં. ઊલટાની તે એક ડગલું પાછળ હટી. પછી સુક્કા સાદે બોલી : "ના રે બાઈ! આ પૈસા મને ના ખપે. તારી ઇજ્જત વેચીને મેળવેલા પૈસા લઈને હું છોકરાંની દવા નહીં કરું. તારા પૈસા તારી પાસે જ રાખ. મારે નથી જોઈતા."

"આમ શું કરે છ મા? એને સાજો નથી કરવો તારે?"

"સાજો તો કરવો છે પણ આવા ગટરના પૈસાથી નહીં."

"મારી વાત માન. આ પૈસા રાખ. બાપા ઘરે હોત તો તેમણે લઈ લીધા હોત."

"પણ હું લેવા દેત નહીં ને! હું મારો જીવ આપી દઈશ, પણ તારા પૈસા આ ઘરમાં નહીં આવવા દઉં... જા બાઈ જા હવે મૂંગીમૂંગી... આમ મને સતાવ નહીં..." ગંગા

એકદમ છેલ્લે પાટલે જઈ બેઠી અને જયાને હાથ વડે ધક્કા મારતી બારણા પાસે લઈ ગઈ.

"તું નહીં લે તો ભીખાને આપતી જઈશ હું." જયાએ નોટો ભીખાના ઓશીકા નીચે મૂકી દીધી અને બારણા આગળ ઉતારેલાં રંગીન ચંપલ પહેરી તે જવા તૈયાર થઈ... એટલામાં ગંગાએ નોટો ઊંચકી અને ગુસ્સાથી તેનો જયાના શરીર પર ઘા કર્યો.

"લઈ જા આ વખ! તું તારે અમનચમન કર. દવા નહીં મળે ને ભીખો મરી જશે તોય હું રડીશ નહીં... પણ આ વખ તો મને ધ્રુસકેધ્રુસકે રડાવશે." નોટોનો ઘા કરીને તે ક્રોધથી બોલી.

જયાએ શાંતિથી નોટો ઊંચકી લીધી અને પાછું વળીને જોયા વગર જ તે ચાલતી થઈ.

ભીખો દુ:ખથી કણસતો આંખો ખોલીને આ બધું જોઈ રહ્યો હતો.... ગંગા અંદર આવતાં જ તે ક્ષીણ સ્વરે બોલ્યો:

"મા, બહુ દુ:ખે છે! મને દાક્તર પાસે લઈ જા. મારાથી સહન નથી થતી આ માંદગી...."

ગંગા ગળામાં આવતા ડૂમાને આવરીને વાટેલી દવા ભીખાની જીભે ચટાડવા લાગી....

થોડીવાર પછી સાયબુ અને રતન દફતર-પાટી લઈને ઝૂંપડીમાં દાખલ થયાં.

"છોકરાંવ! કેમ આજે આટલું બધું મોડું થયું?"

"મા, આજે અમને જયા મળી હતી.... રસ્તા પર અમારી જ વાટ જોઈને ઊભી હતી. અમને તેણે કુલફી અપાવી... " સાયબુ કહેવા લાગ્યો.

"અને મને ખારા ચણા અપાવ્યા." રતને કહ્યું.

ગંગા છોકરાંનું બોલવું સાંભળી રહી હતી. તેમના આનંદથી ઊજળા થયેલા ચહેરા જોઈ રહી હતી... ત્યાં જ સાયબુએ દફતરમાં હાથ નાખીને કહ્યું :

"અને મા! જો, જયાએ આ પૈસા પણ આપ્યા છે! કહેતી હતી, બાપાને કહેજો કે ભીખાનાં દવાદારૂ કરવા આપ્યા છે... બાપાને જ આપવા કહ્યું છે... પણ, તું રાખ હમણાં..."

ગંગાએ એ નોટો નિર્જીવપણે હાથમાં લીધી. શૂન્ય નજરે તેણે ભીખા તરફ જોયું – એ કણસતો હતો – "મા, મને જલદી દાક્તર પાસે લઈ જા... ખૂબ દુખે છે મને...."

# 27

સરજૂ ઘોડબંદર રોડની પાળ ઊતરીને ઝૂંપડપટ્ટીમાં દાખલ થતો હતો. ત્યાં જ તેને વાયોલિનવાળાએ રોક્યો. એ જાણે સરજૂની વાટ જ જોઈ રહ્યો હતો. સરજૂ દેખાતાં જ તે એકદમ આગળ વધ્યો અને નાના બાળકની જેમ સરજૂને પગે વળગી રડવા લાગ્યો.

"અરે, અરે, ટુનટુનિયા, કેમ રડે છે આમ? વધારે પડતો પિવાઈ ગયો છે કે શું...? મેં તો તને પહેલેથી કહેલું કે આ મદ્રાસીનો માલ બહુ પીતો નહીં... સાલો નવસાગર ખૂબ ચડાવે છે... અને આદમી લોગ હેરાન થાય છે ખાલીપીલી. ઊભો થા, આમ છોકરાની જેમ રડ નહીં."

છતાં વાયોલિનવાળો તેના બન્ને પગ પકડી જ રહ્યો. પછી રડતોરડતો બોલવા લાગ્યો :

"સરજૂદાદા! મારું વાયોલિન ચોરી ગયા... હવે શું કરું હું? મારું વાયોલિન પાછું આણી દે... નહીંતર હું ગાંડો થઈ જઈશ..."

સરજૂએ હાથ પકડી તેને ઊભો કર્યો.

"કોણ ચોરી ગયું તારું ટુનટુનિયું?"

"શામુ અને તેના દોસ્તારો. મેં એમનું કાંઈ બગાડ્યું નથી સરજૂદાદા! એ લોકો આવ્યા ને મને ચારે બાજુથી ઘેરી લીધો. બે-ચાર જણે મને માર માર્યો, મારાં કપડાં ફાડી નાખ્યાં અને પછી મારું વાયોલિન લઈને ચાલતા થયા... કહેતા ગયા – જા સરજૂડોસા પાસે જઈને કંપ્લેન્ટ કર... સરજૂદાદા, ક્યારનો તારી વાટ જોઉં છું... મારું વાયોલિન મને પાછું લાવી દે... મારે બીજું કાંઈ નથી જોઈતું સરજૂદાદા!"

આંખ અને નાક લૂછતાં વાયોલિનવાળો ગળગળા સાદે બોલતો હતો અને સાંભળતાંસાંભળતાં સરજૂની ભમ્મર વાંકી થતી હતી....

"ભેનચોદ શામુડો તારી પાછળ પડ્યો એમ? તારા જેવા ગરીબને હેરાન કરીને એ ભડવાના હાથમાં શું આવ્યું? ઊભો રહે અહીં તું. એ પેન્ટરને પહેલાં એક વાર પરચો બતાવ્યો છે તે ભૂલી ગયો લાગે છે... સાલાને ફરી સીધો કરવો પડશે... તું તારે જોયા કર જે થાય તે..."

અને વાયોલિનવાળાને ત્યાં જ ઊભો રાખીને સરજૂ ક્રોધથી ધૂંવાંપૂંવાં થતો પાઇપ

તરફ ચાલવા લાગ્યો. ક્યાંકથી જોકી આવી પહોંચ્યો અને તેની પાછળપાછળ ચાલવા લાગ્યો.... સરજૂએ જોકીને જોયો. "ચાલ રે, તું પણ... ભડવાઓને સીધાદોર કરી નાખીએ... ગરીબોને સતાવે છે વિનાકારણ..."

પાઇપ પર શામુ અને એની ગેંગ નિરાંતે બેઠી હતી. એક જણના હાથમાં વાયોલિન હતું અને તે તેને આડુંઅવળું વગાડવાની મહેનત કરતો હતો. સરજૂ તેની સામે જઈને ઊભો રહ્યો. શામુના શરીર પર ધસી જતાં ઘૂરક્યો : "શામુડા, આ ટુનટુનિયું પાછું આપી દે."

શામુએ દોસ્તારોને ઇશારો કર્યો એટલે એ લોકો એક પછી એક નીચે ઊતર્યા. સરજૂની આસપાસ કૂંડાળું વળી નાચવા લાગ્યા. સરજૂ રોજ ગાયા કરતો તે જ ગીતની મશ્કરી કરતા ગાવા લાગ્યા :

"યા દાંડ્યાવરૂન બુઢ્ઢા કોણાચા યેતો?"

ત્યા બુઢ્ઢયાચી ગોડ્ડ ધરા નિ ફિરકી તાણાડ્ડ...."

સરજૂ ખિજાયો. તેણે શામુની બોચી પકડી. હોઠ પર દાંત ભીડી તેણે ગર્જના કરી: "ભેનચોદ...."

તરત જ એની આખી ગેંગ સરજૂ પર તૂટી પડી. શામુ તેના પેટમાં બૂટની લાત મારતાં બોલ્યો : "ડોસલા, મારા પર રાતને વખતે મારા મોકલ્યા હતા એ ભૂલી ગયો? હવે જો, દિવસના અજવાળામાં જ હું તારું ખૂન કરીશ... સાલો બુઢ્ઢો થયો તોય આખા ગામની પંચાત કરતો ફરે છ! પકડો સાલાને! જીવતો છોડતા નહીં."

સરજૂએ જીવ પર આવીને સામનો શરૂ કર્યો. જોકી જોરજોરથી ભસવા લાગ્યો. શામુના સાથીદારોમાંથી એકનું પૅન્ટ તેણે પકડ્યું અને પેટમાં કકડાવીને બચકું ભર્યું. તરત જ તેણે ચીસાચીસ કરી મૂકી : "અરે, માદરચોદ કૂતરાએ બચકું ભર્યું! પહેલાં એને મારો!"

પણ જોકીનું રૌદ્ર સ્વરૂપ જોઈને શામુની ગેંગ ભાગી–ડોસો સરજૂ પગના નળા પર લાગેલા મારથી પીડાતો ધૂળમાં આળોટતો પડ્યો હતો. એ મોટે મોટેથી ગાળોનો વરસાદ વરસાવી રહ્યો હતો. પણ આટલી મારામારીમાં પણ તેણે વાયોલિન પોતાના હાથમાં લઈ લીધું હતું અને તેને પેટ પાસે જોરથી પકડી રાખ્યું હતું.

જોકી થોડી વાર સુધી ભસતો રહ્યો અને પછી સરજૂની બાજુમાં તેની રખેવાળી કરતો બેસી રહ્યો.

કેટલીયે વાર સુધી સરજૂ શરીર પર પડેલા મારને પંપાળતો પડ્યો રહ્યો. પછી એ હાથમાંનું વાયોલિન સંભાળતો હળવેહળવે ઝૂંપડપટ્ટીમાં પાછો આવ્યો અને સીધો દાદૂમિયાંની ઝૂંપડીના બારણા આગળ આવીને બેઠો. દાદૂ ઘરમાં જ હતો. "ક્યા

સરજૂદાદા, ક્યા હુવા?''

''હુવા ક્યા... સાલા યે બુઢ્ઢેપણ નહીં હોતા તો દિખાતા થા ભેનચોદકુ... અકેલા હૂં લેકિન ચાર જનોંકો ભારી હૂં... આજ જિંદા નહીં રહતા, દાદૂ... યે દોસ્તને બચાયા...'' સરજૂએ જોકીની પીઠ થાબડી.

દાદૂએ ચા મગાવી. સરજૂએ ગળું ફૂલાવીને ચા પીધી. વાયોલિન પગ પર ટેકવતાં તે બોલ્યો : ''આ ટુનટુનિયા માટે સાલા પેન્ટરનો ઊધડો લેવા ગયો અને માર ખાધો... દાદૂ, પેલો ટુનટુનિયાવાળો ક્યાં ગયો?''

દાદૂએ સરજૂ તરફ જોવાને બદલે તેના પગ પર જામી ગયેલા લોહી તરફ જોયું. ઘરમાંથી હળદર-ચૂનો આણીને ઘા પર લગાડતાં એ બોલ્યો :

''વો તો ચલા ગયા, સરજૂદાદા!''

''કહાં ગયા? સાલો એને માટે તો આ ઝઘડો કર્યો... નાના છોકરાની જેમ સવારે તો મારા પગ પકડીને રડતો હતો... કહેવા લાગ્યો – મારું ટુનટુનિયું લાવી દે, નહીંતર હું ગાંડો થઈ જઈશ...''

''એનાં સગાંવહાલાં આવ્યાં''તાં મોટર લઈને! એ તો મોટો આર્ટિસ્ટ છે ફિલમનો એમ કહેતાં''તા. એનો ફોટોય છપાયો હતો છાપામાં. કોકને ખબર પડી કે એ આ ઝૂંપડપટ્ટીમાં રહે છે... એટલે એના માણસો આવીને લઈ ગયા... એ તો જવા માટે તૈયાર નહોતો... આમથી તેમ ભાગતો હતો... પણ પરોણે પકડીને લઈ ગયા એ લોકો...''

સરજૂએ બધી વાત ધ્યાનપૂર્વક સાંભળી અને તે નિસાસો નાખીને ઊભો થયો. બોલ્યો :

''એ જે હોય તે પણ માણસ દિલાવર હતો... સાલાનું હૈયું નાના બાળક જેવું હતું. આટલો બધો પીતો.. પણ ક્યારેય તોફાન કર્યું નથી... કોઈને ગાળગલોચ કરી નથી... ટુનટુનિયું હાથમાં આવ્યું એટલે જાણે બાદશાહ! બાપડો ગયો પાછો પોતાના માણસો પાસે... જવા દે... છો સુખે રહેતો... નસીબનું ચક્કર ફરે ત્યારે બાદશાહે પણ ભિખારી બનવું પડે છે... આવડો મોટો રાજા રામ... પણ તેણેય વનવાસ જવું જ પડેલુંને...! આવડા મોટા પાંડવો...''

સરજૂ ઠીક ઠીક વાર સુધી બબડતો રહ્યો. પછી તેણે વાયોલિન હાથમાં લીધું અને પેલા મદ્રાસીની ઝૂંપડી તરફ ચાલવા લાગ્યો. એ ખૂબ ઉદાસ થઈ ગયો હતો અને એને દારૂની તરસ લાગી હતી...

# 28

શામુ તેની ગૅંગ સાથે પિક્ચરમાં જઈ રહ્યો હતો. ફોર્ટમાંના કોક થિયેટરમાં એક ખૂબ મજાનું પિક્ચર આવ્યું હતું. મારામારી, નાગી સ્ત્રીઓ અને તેને ભેટી પડતા હૃષ્ટપુષ્ટ પુરુષો! જીવ ગભરાઈ ઊઠે ત્યાં સુધી મોંમાં મોં ઘાલીને કરાતાં લાંબાં ચુંબનો... શામુનો એક દોસ્ત આ પિક્ચર જોઈ આવ્યો હતો અને તેણે કહેલો રિપોર્ટ સાંભળી આજે આખી ગૅંગ બપોરના શોમાં પિક્ચર જોવા ચાલી હતી. મદ્રાસી ઝૂંપડપટ્ટીમાં આવ્યો ત્યારથી આ ગૅંગને પૈસા કમાવાની નવી તરકીબ હાથ લાગી હતી. ખાડીની પાછલી ખાલી બાજુએ તેમણે જોતજોતામાં દસ-પંદર ઝૂંપડાં ઊભાં કરી દીધાં અને સો-દોઢસો રૂપિયામાં એકએક ઝૂંપડું વેચી નાખ્યું! કેટલાય ખ્રિસ્તી, કામાઠી, કેરલી લોકોએ ભવિષ્યનો લાભ જોઈને એ વેચાતાં લઈ લીધાં હતાં. ચાર-છ મહિનામાં આ ઝૂંપડપટ્ટી તૂટવાની હતી એ વાત નક્કી હતી અને ત્યાં સુધીમાં જે પૈસા મળે તે આ ગૅંગની દૃષ્ટિએ ફાયદો જ હતો. બધાંએ નવાં ટાઇટ વુલન પૅન્ટ સિવડાવ્યાં હતાં. ટેરિલીનનાં ચકચકતાં બુશશર્ટ પહેર્યાં હતાં. ગોગલ્સ અને પોઇન્ટવાળા બૂટ તો દરેકની પાસે હતા જ. આમ બધા બનીઠનીને નીકળ્યા હતા. વળી શામુને વરલી મટકામાં કાલે "મેંઢી" અને પરમ દિવસે "પંજો" લાગ્યાં હતાં. પૈસા જ પૈસા. આખ્ખી ગૅંગ તેની પાછળ પિક્ચર બતાવવા માટે પડી હતી. આગળ શામુ ને તેની આગળપાછળ બીજા બધા શરીર ઝુલાવતા વાંદરા સ્ટેશન તરફ જઈ રહ્યા હતા. તેમાંથી કોઈકે પૂછ્યું :

"શામુ, સાલા ભીખાની ઇન્કવાયરી કરી"તી કે? કે'છે કે ભોંયપથારીએ પડ્યો છે!"

"ભોંયપથારીએ ન પડે તો બીજું શું થાય? બીમારી જ બહુ ખરાબ-"

"પણ હવે જરા ઠીક છે. વાંદરાની મ્યુનિસિપાલિટીની ઇસ્પિતાલમાં રોજ જાય છે માને લઈને -"

"અંજીશન લે" એમ મેં જ તેને કહ્યું હતું... નહીંતર એમ ને એમ આખું અંગ ગળી જાત...."

બધા ખડખડાટ હસી પડ્યા.

"આવી પનોતી નોતરવા કરતાં આ આપણી રીત સારી! સાલા અંદરઅંદર જ મજા કરીને છુટ્ટા!"

"શું?"

બોલનારાએ બાજુના એક સોળસત્તર વરસના ગોરાગોરા દોસ્તારને પકડીને ખૂબ નજીક ખેંચ્યો અને તેને પાછળથી પગની આંટી મારી :

"ટાંગ તેરી ભેનચોદ! યે તો સબકો માલૂમ હૈ... હાથગાડી પેક્ષાં પણ હૈં ખરાબ..."

"એના કરતાં તો ફોરાસ રોડ સારો..."

હસતાંહસતાં મોટેમોટેથી ગમે તેમ મશ્કરી કરતાં એ લોકો વાંદરા સ્ટેશને આવ્યા. શામુ પ્લૅટફૉર્મ પર જતાં જ સીધો મુતરડી તરફ ગયો. તેની પાછળપાછળ બધા મુતરડીમાં ગયા એટલે શામુએ ખિસ્સામાંથી પેન્સિલ કાઢી... કરતાંકરતાં જ તેણે ઊભા રહીને સામેની ભીંત પર એક નાગી બાઈનું ચિત્ર દોરી કાઢ્યું... ઝડપથી.... ટેવાયેલા હાથે... બાજુમાં એક પુરુષ... એ પણ નાગો...

બહાર નીકળતી વખતે તેણે બધાંને પોતાની "કલા" બતાવી... બધા મન મૂકીને હસ્યા... એય આવી જ ટાઇટ હતી...

"મને તો રોશન જ યાદ આવે છે."

અને તને?

"મને તો પેલો પુરુષ જ ગમ્યો... તેં ચીતર્યો હતો ને તે... શું એનો... ટૉપ હતો." અંગૂઠો હલાવતાં એક જણ બોલ્યો. આ સાંભળી બધા એક વાર હસી પડ્યા, અને ગાડી આવવાની રાહ જોવા લાગ્યા. એક જણ સિગારેટ ફૂંકવા લાગ્યો. બીજો વાળનો ગુચ્છો ઠીક કરતો ગૉગલ્સમાંથી આવતી જતી છોકરીઓ તરફ તાકી રહ્યો. એકાદ ફાંકડી છોકરી દેખતાં જ તે મોંમાં આંગળી નાખી સીટી વગાડતો હતો. ત્રીજો પુલ પાસે જઈને ઊભો રહ્યો અને પુલ પર ચડતી-ઊતરતી સ્ત્રીઓમાંથી ફ્રોક કે સ્કર્ટ પહેરેલી જુવાન છોકરીઓના નીચેથી ખુલ્લા દેખાતા સાથળ જોવા લાગ્યો. શામુ અને તેનો એક જોડીદાર એક બાજુ જરા ગંભીર થઈને ઊભા હતા અને હળવે સાદે વાત કરતા હતા :

"સાલા બીજી એક પનોતી પાછળ પડી છે રે..."

"શું થયું?"

"રાંડ જ્યા–"

"તેનું શું? તું તો મજા કરે છે ને તેની સાથે પેટ ભરીને?"

"એ મજા જ આડી ઊતરી છે ને! સાલી બેજીવી થઈ છે."

જોડીદાર મૂંગો રહ્યો. જરા વાર પછી બૂટ જમીન પર પછાડી અને કમર લચકાવી એ અલિપ્તપણે બોલ્યો :

"હવે શું કરવાનો છે તું?"

"એ જ વિચારું છું. કાલે મોકલી હતી તેને તેની મા પાસે – "

"પછી?"

"પણ સાલી... તેને ઘરમાં ઘાલે એમ નથી એમ જ્યા કહે છે."

"ક્યાંથી ઘાલે? તું સાલો તેની સાથે એકલો રહેતો હોય તોય ઠીક હતું! પણ તેં તો તેની પાસે ધંધો કરાવ્યો... બાર જણનાં બી છે તેના પેટમાં તો... હવે એને ઘરમાં ઘાલવા કોણ તૈયાર થાય?"

"હુંય સાલો આ વખતે આઉટ થઈ ગયો છું. શું કરવું તે સૂઝતું જ નથી... ધંધો પણ બંધ થયો છે હવે તેનો..." બોલતાંબોલતાં શામુ થોભ્યો અને ગિરદીમાં દૂર જોતાં બોલ્યો :

"સાલીને છોડીને હું ભાગી જાઉં એવું પણ મને તો ક્યારેક થાય છે."

"વાહ રે વાહ! તેને પેક કરતી વખતે ખ્યાલ ન આવ્યો અને હવે બેઇમાન થવું છે... થૂ..."

"મને પણ વિચાર કરતાં એ બરાબર નથી લાગતું. પણ હું સાલો બરાબર ફસાઈ ગયો છું. સાલું નાનું છોકરું સંભાળવું એટલે તો ઘણી માથાકૂટ... કાંક ઉપાય કરવો પડશે ભેનચોદ...."

ત્યાં તો ટ્રેન આવી પહોંચી. માણસો ઊતરવા લાગ્યાં. શામુની ગૅંગ ટ્રેન ઊપડી ત્ય. સુધી પ્લૅટફૉર્મ પર રખડતી હતી. ટ્રેન ચાલુ થઈ કે પટાપટ બધાએ સ્ત્રીઓના ડબ્બાની આજુબાજુના ડબ્બા પકડ્યા. કોક ફૂટબોર્ડ પર લટક્યો તો કોક બે ડબ્બા વચ્ચેની જગ્યામાં ઊભો રહી ગયો. એક જણ તો સીધો સ્ત્રીઓનાં ડબ્બામાં જ ચડી ગયો અને પછી પાછળ વળી બીજા ડબ્બામાં ડોકાતા દોસ્તારો તરફ જોઈને દાંતિયાં કરી હસવા લાગ્યો. જોતજોતામાં શામુએ બાજુમાં ઊભેલા એક પેસેન્જરના ખિસ્સા પર આંખ ઠેરવી. પોતાના ખિસ્સામાં પહેલેથી જ ખખડતા પૈસામાં ઉમેરો કરવાની લાલચ તે રોકી ન શક્યો. તેણે પેલાનું પાકીટ તફડાવવાનું ઠરાવ્યું. તરત જ એકમેકને ઇશારા થયા. બધા સાવધ થયા અને પાકીટ પર નજર ઠેરવીને ઊભા રહેલા શામુની હિલચાલ તરફ કોઈનું ધ્યાન ન જાય તેવી રીતે ઊભા રહી ગયા.

ટ્રેન ઝડપથી દોડતી હતી.

મહાલક્ષ્મી અને બૉમ્બે સેન્ટ્રલની વચમાં લાગ મળતાં જ શામુએ પાકીટ પર હાથ અજમાવ્યો અને જે ધાર્યું નહોતું તે થઈને ઊભું રહ્યું... શામુ પાકીટ પોતાના સાથીદારને ''પાસ'' કરે તે પહેલાં જ બાજુમાં ઊભેલા એક ચકોર ઉતારુએ તેનો હાથ પકડ્યો. ''પાકીટમાર... પકડો!'' એવી બૂમ પડી અને શામુની ગૅંગ ચર્ચગેટ પહોંચે તે પહેલાં જ બૉમ્બે સેન્ટ્રલ સ્ટેશને શામુ પોલીસના હાથમાં સોંપાઈ ગયો.

શામુ વગરની શામુની ગૅંગ જાણે બાપ મરી ગયો હોય એવા રડમસ ચહેરે પાછી ફરી.

માહીમની ખાડી હળવેહળવે પોતાની કાંચળી ઉતારતી હતી. હવે ખાડીની બન્ને બાજુ બસ ઝૂંપડાં જ ઝૂંપડાં નજરે પડતાં હતાં. ઠેઠ પાણી સુધી ક્યાંય ખુલ્લી જગ્યા બાકી રહી નહોતી. પહેલાં ક્યારેય દેખાયા નહોતા એવા લોકો હવે ખાડીમાં દેખાતા થયા હતા. પહેલા કદી ચાલતા નહોતા એવા ધંધા હવે ખાડીમાં શરૂ થયા હતા. એક દિવસ સવારના પહોરમાં પોલીસે ધાડ પાડી. માહીમની ખાડીના જૂના રહેવાસી કાને પડેલી ખબર અને આંખે જોયેલા આ દૃશ્યથી અકળાઈ ઊઠ્યાં.... એ ઝૂંપડીમાં ગેરકાયદે ઢોરોની કતલ ચાલતી હતી. એક ભેંસના પગ બાંધી તેની ડોક પર છરો ચલાવવામાં આવતો અને "બડા ગોસ" વેચનારાઓ સાઇકલ પર થેલા ભરી એ વેચવા લઈ જતા હતા. બરાબર એ જ વખતે પોલીસે ધાડ પાડી. કતલખાનામાં થવું જોઈએ તે કામ આ ઝૂંપડીમાં ચાલી રહ્યું હતું.... સટ્ટાની બેટિંગ લેનારી એક નવી ગેંગ પણ ઝૂંપડપટ્ટીમાં ઊભી થઈ હતી... અને આ બધા ધંધા કરનાર લોકો બહારથી આવેલા હતા. દેશની દસે દિશામાંથી તેઓ અહીં આવ્યા હતા. તેમની ઝૂંપડીનાં છાપરાંને જાતજાતની ભાષા સાંભળવા મળતી... જાતજાતના લોકો જોવા મળતા... હમણાંથી દાદૂની ઝૂંપડીની સામેના ખાલી ઓટલા પર રોજ સાંજે વાવટાવાળા લીડરો આવી મીટિંગો ભરતા, લેક્ચરો આપતા. ખાડીમાં નવા રહેવા આવેલા મદ્રાસીઓ ને કેરલીઓ જ તેમાં વધુ તો હાજરી આપતા. "ઝોંપડ્યા તોડલ્યા તર આમ્હાંલા બદલી ચાંગલીં ઘરે પાહિજેત" એ આ લોકોની માગણી હતી. મીટિંગો અને મોરચાની ધમાલ રોજ ચાલતી હતી. ફાળો એકઠો કરવાવાળા ટાણે-કટાણે દરેક ઝૂંપડી સામે આવી ઊભા રહેતા હતા. રૂપિયોરૂપિયો ભેગો કરીને પાવતી ઝૂંપડાવાસીના મોઢા પર ફેંકી ચાલતા થતા. દરેક ઝૂંપડીમાં રોજ નવીનવી અફવાઓ ફેલાતી. "જાન જાય તો ભલે, પણ ઝૂંપડાં તોડવા નહીં દઈએ." એમ બોલાતું હતું. લોકો સાંભળતાં હતાં ને અંદરોઅંદર વાતો કરતાં હતાં... બધે જાણે ગરમગરમ પવન વાઈ રહ્યો હતો. અને છતાં માહીમની ખાડીના જૂના રહેવાસી હજી શાંત જ રહ્યા હતા. રોજરોજ બદલાતી જતી પરિસ્થિતિ સ્થિર આંખે જોઈ રહ્યા હતા... સરજૂ આખો દિવસ ઝૂંપડપટ્ટીના એક ખૂણાથી બીજા ખૂણામાં ભટક્યા કરતો. કિશને ઈંડાં વેચવાની સાથે બીજો એક ધંધો પણ શરૂ કર્યો હતો. સટ્ટા-બેટિંગના આંકડા આપનાર "મહારાજ,

'ગણપતિ' જેવાં ફરફરિયાં તે વેચતો. સાંજને વખતે તેની આજુબાજુ લોકોની ગિરદી થતી. મદ્રાસીએ પણ હવે ધંધો ખૂબ વધાર્યો હતો. ઘોડબંદર રોડ પર ક્યારેક એકાદ મોટર પણ ઊભી રહેતી અને તેમાંથી પણ મદ્રાસીનાં ઘરાક ઊતરતાં. જલદીજલદી પી લેતાં ને પછી ઝડપથી ગાડીમાં બેસી ચાલ્યાં જતાં. સરજૂ અને બીજા ઝૂંપડાવાસી અગાઉ જે ભઠ્ઠી પર પીતા હતા તે હવે લગભગ સુકાઈ ગઈ હતી. મદ્રાસી આવ્યો ત્યારે લોકોને જે કહ્યું હતું તે પાછળથી કરી બતાવ્યું હતું. એનો દારૂ ખરેખર સ્ટ્રૉન્ગ રહેતો, કન્ટ્રી જેવો લાગતો જ નહીં... રોજબરોજ તેના ઘરાકો વધતા જતા હતા. ફક્ત તે બને ત્યાં સુધી કોઈને પણ ઉધાર આપતો નહીં, રોકડા પૈસા વગર તે કોઈને બાંકડે બેસવા જ ન દેતો. અને છતાં ઝૂંપડપટ્ટીમાં થોડી ઉધારી તો રહેતી જ હતી. ધંધો છોડીને મદ્રાસી આ પૈસા વસૂલ કરવા જઈ શકતો નહોતો. મદ્રાસીનું દેવું વધી જાય એટલે લોકો બીજી ભઠ્ઠી પર જઈ પીવા લાગતા... મદ્રાસી આ વાતથી કંટાળી ગયો હતો. તેને શું કરવું તે સમજાતું નહોતું. તેવામાં કાશીરામ એક દી ફરી ખાડીમાં દેખાયો. તેણે શરીરે માત્ર એક હાફપૅન્ટ અને લાલ ગંજીફરાક પહેર્યાં હતાં. તેણે વાળ ખૂબ વધાર્યા હતા અને મૂછ તલવાર કટમાં કાપી હતી. કોઈ પીઢ 'દાદા' જેવો તે લાગતો હતો. એ આવ્યો અને મદ્રાસીની ઝૂંપડીના બારણામાં આવીને કિશનની સામે ઊભો રહ્યો... પહેલાં કોઈ દિવસ નહોતો ઊભો રહ્યો તેમ અકડાઈને ટટ્ટાર ઊભો રહ્યો અને પહેલાં કોઈ દિવસ નહીં બોલેલો એવા કઠોર અવાજે બોલ્યો :

"લંગડા! હું પાછો આવ્યો છું!"

"કાશીરામ, તું! સાલા ક્યારે આવ્યો?"

"કાશીરામ નહીં, કાશીરામદાદા કહે!" એમ કહીને કાશીરામે મૂછ પર હાથ ફેરવ્યો. ગંજીફરાક ઊંચું કર્યું અને પૅન્ટના પટ્ટા નીચે રાખેલું ચાકૂ બહાર કાઢીને તેનું પાનું ખોલી, મદ્રાસી સામે જોતાં બોલ્યો :

"હમને અભી યે ચાકૂ રખા હૈ... જોગેસરી છોડકે વાપસ આયા હૂં મૈં... ઇધરકા અભી અપુન દાદા. લંગડ્યા ધ્યાનમેં રખ... સીધી બાતેં કર..."

કાશીરામનો રોફ જોઈ કિશન ચમક્યો. હાથમાંની થાળી ખભા પર મૂકતાં તેણે નમ્રતાથી પૂછ્યું :

"તું તો પાછો નહોતો આવવાનોને કાશીરામ! સારું થયું આવ્યો તે... તારું બૉડી પણ બેસ્ટ થયું છે, હોં... દાદા તરીકે શોભે એવો થયો છે ખરો..."

કાશીરામે બાવડાં ફુલાવ્યાં. ફરી મૂછ પર હાથ ફેરવ્યો અને મદ્રાસીને હુકમ કર્યો:

"લાવ એક પાવશેર."

મદ્રાસી ગુપચુપ અંદર ગયો અને ચાની કીટલી જેવી દારૂની કીટલી લઈ બહાર

આવ્યો. કાશીરામે કિશનની થાળીમાંથી બે ઈંડાં ઊંચક્યાં. તેના પર મીઠુંમરચું ભભરાવ્યું અને તેણે મદ્રાસીને કહ્યું:

"પૈસા હમારે પાસ નહીં માંગના હાં."

મદ્રાસીને કાંક સૂઝી આવ્યું હોય તેમ તે એકદમ બોલી ઊઠ્યો :

"કાશીરામદાદા! તુમ ફુકટમે પીવો! લગેગા ઉતના પીવો, લેકિન હમારા એક કામ કરો..."

"બોલ."

"ઇધર ઉધારી બહોત સી રહેતી હય... અગર તુમ મદદ કરેંગે તો સબ વસૂલ હો જાયેગી.. તુમારા બી કામ હોગા, હમારા બી હોગા. ઔર એક... પોલીસકા હપતા... વો ભી તુમારે પાસ હમ દેગા..."

"બિલકુલ ઠીક." કાશીરામે ફરી પૅન્ટ નીચેથી ચાકૂ બહાર કાઢ્યું, અને તેને હાથમાં રમાડતો તે નિરાંતે પીવા લાગ્યો.

તે દિવસથી મદ્રાસીની ઉધારી અંગેની ચિંતા દૂર થઈ ગઈ...

મદ્રાસીની ચિંતો તો કાશીરામના ચાકૂએ દૂર કરી; પણ માહીમની ખાડીને હવે પોતાનાં બદલાતાં પાણીની જ ચિંતા થતી હતી. આ પાણી હવે ફરી વળશે, તેને કિનારે રહેનારા લોકોનાં ઝૂંપડાં પાડી નખાશે... આવી ચિંતાથી માહીમની ખાડી દિવસેદિવસે ખળભળવા લાગી હતી... તેનાં મોજાં સરજૂના હૈયામાં પણ ઊઠવા લાગ્યાં. એ મદ્રાસીને ત્યાં પીને કલાકોના કલાકો સુધી તેને બારણે બબડતો પડ્યો રહેતો. એક દિવસ તે આમ બેઠો હતો ત્યારે કાશીરામની ડોસી વાસુને લઈને ત્યાં આવી. વાસુના માથામાં જૂ પડી હતી. તેના કાન સુધી વધી ગયેલા વાળ કપાવવાના હતા. તે માટે પૈસા જોઈતા હતા. તે બોલી –

"સરજૂદાદા, આઠ આના આપીશ કે?"

"કેમ, તારો છોકરો તો હવે 'દાદો' થયો છે. તે ક્યાં મરી ગયો?"

"એવું અમંગળ મા બોલ... ગમે તેવો તોય મારે તો પેટનો દીકરો."

"હવે એ તો તને કોઈ દી યાદે નથી કરતો ને તું શીદને હજી એને વળગી રહે છે ડોસી!"

"તો શું તને વળગીને બેસે, ડોસલા!" – ઝૂંપડીની પાછળથી એકાએક કાશીરામ આવી ઊભો અને સરજૂના અંગ પર ધસી જતાં બોલ્યો –

"બહુ ગરબડ નહીં કર ડોસલા, પૈસા આપી દે દારૂના."

"તું કોણ મને કહેનારો?"

"તારો બાપ... ચાલ કાઢ પૈસા." કાશીરામે બાંકડા પર બેઠેલા સરજૂનું બાવડું

પકડ્યું. તેના બીજા હાથમાં ખુલ્લું ચાકૂ હતું.

કાશીરામની ડોસી આગળ આવી અને તેણે કાશીરામને પકડ્યો – "અરે, અરે, આ શું કર છ કાશીરામ? સરજૂદાદા તો તારા બાપ જેવો કહેવાય..."

"તું વચમાં ન પડ ડોસલી! આ ડોસો હમણાંથી બહુ ફાટ્યો છે! જ્યાં જુઓ ત્યાં ચમચાગીરી કર્યા કરે છે... કોઈનું સારું જોઈ જ નથી શકતો સાલો... દારૂ મફત પીવો છે... મદ્રાસી બોલતો નથી પણ હું કાંઈ મૂંગો નહીં રહું... હું બૉડીગાર્ડ છું મદ્રાસીનો... ચાલ કાઢ પૈસા સરજૂ..."

સરજૂ મૂંગોમૂંગો સાંભળી રહ્યો હતો. એ ઊભો થયો અને તેણે મદ્રાસીને પૂછ્યું: "કિતના પૈસા હય ભાઈ તુમારા –"

"સાડે સાત રૂપિયા."

"ડોસી! તારે કેટલા પૈસા જોઈએ છ?"

"અરે, છોકરાના માથામાં જૂ પડી છે... ખોડો થયો છે... તેના વાળ કપાવવાના પૈસા નથી... આ છોકરાના બાપને તો એની પડી જ નથી, હું શું કરું? આખા ગામમાં ભીખ માગીને છોકરાને જેમતેમ કરીને જીવાડું છું."

સરજૂ ઊઠ્યો. લથડિયાં ખાતો પોતાની ઝૂંપડી તરફ ચાલવા લાગ્યો. કાશીરામે બૂમ પાડી પૂછ્યું :

"પૈસા કોણ આપશે?"

સરજૂએ પાછું વળીને જોયું નહીં... પણ ગયો કે તરત અડધા કલાકમાં પાછો આવ્યો, હાથમાં દસની નોટ લઈને. નોટ મદ્રાસીના શરીર પર ફેંકતાં તે બોલ્યો :

"લે ભેનચોદ તારા પૈસા... તારી પાસે ફરી પીવા આવું તો હું છાણ ખાઉં બસ! કમ્મર પરનો ચાંદીનો કંદોરો વેચીને આ પૈસા લાવ્યો છું લે."

મદ્રાસીએ પાછા આપેલા અઢી રૂપિયા સરજૂએ કાશીરામની ડોસીને આપ્યા અને કાશીરામ તરફ થૂંકીને તે ઉપહાસ કરતાં બોલ્યો :

"આ દીકરાને જનમ આપવા કરતાં તો ડોસી, વાંઝણી રહી હોત તો જ સારું થાત."

ડોસી ડોકું ધુણાવતી ઊભી થઈ અને છોકરાને હાથે વળગાડી ચાલતી થઈ. સરજૂ ત્યાં જ બેસી રહ્યો... મુઠ્ઠીમાંના ચણા મોઢામાં નાખતો.

થોડીવારમાં ભીખો આવ્યો. કિશનના હાથમાંથી ઈંડાંની થાળી પોતાના હાથમાં લઈને તેણે બાપને કહ્યું :

"જા, જમી આવ. ત્યાં સુધી હું સંભાળીશ ધંધો... મા વાટ જુએ છે."

"પણ ગલ્લામાં કાંઈ ચાલબાજી ન કરતો હોં."

"હવે જા ને! જમી આવ –"

કિશન લંગડાતોલંગડાતો ગયો અને અશક્ત થઈ ગયેલો, ધોળી પૂણી જેવો ભીખો તેની જગ્યા પર બેઠો. તેના ગાલ બેસી ગયા હતા. એ આવતાં જ કાશીરામે પૂછ્યું : "કેમ રે ભીખા! મજા કરી તે હવે ભારે પડે છ ને! સાલા જરા આજુબાજુ જોઈને પગ મૂકતો હોય તો! અરે દરેક દરમાં કીડી તો હોય જ યાર... પણ કીડી કીડીમાંય ફરક હોય છે... પારખતાં આવડવું જોઈએ પારખતાં..."

"તને તો પારખતાં આવડતું હતું ને – સાળી સાથે આખા ગામમાં ભટકતો હતો ત્યારે ? – " ભીખાએ સરજૂ તરફ પીઠ ફેરવી કાશીરામને પૂછ્યું :

"અરે, એ રાંડ ઈમાનદાર નીકળી હોત તો તો પાછો શું કામ આવત? જોગેશ્વરીમાં તો હું બાદશાહ હતો બાદશાહ. બૉડી જો કેવું જમાવ્યું છે તે!"

"પણ મેના આમ બેવફા કેમ નીવડી? એ તો તારા પર આશક હતી ને!"

"હવે આશક કેવી! પેલો ધારાવીનો મોચી ત્યાં આવ્યો અને તેણે રાંડની સામે થોડી નોટો નચાવી એટલે રાંડ મને મૂકીને ભાગી ગઈ... જો ભીખા, તને એક વાત કહું....આખી જિંદગીમાં આપણા દુશ્મનનો ભરોસો કરવો, પણ સ્ત્રીની જાતનો કોઈ દી ભરોસો કરવો નહીં. સ્ત્રીની જાત જ સાલી હરામી... તારી પેલી છોકરી....દાદૂની ભત્રીજી... તને લટ્ટુ કરીને ચાલી જ ગઈને પોતાના દેશમાં...."

ભીખાએ સામે આવી ઊભેલા ઘરાકને ઈંડું વેચ્યું ને પૈસા આવ્યા તે ખિસ્સામાં નાખ્યા... આ જોઈ કાશીરામ આંખ મિચકારતાં બોલ્યો : "સાલા ચારસોવીસ, તારા બાપનેય બનાવે છે!"

ભીખો મનમાં ને મનમાં હસ્યો અને પછી ઊભો થયો. ખિસ્સામાં હાથ નાખીને સાથળ ખંજવાળવા લાગ્યો. ખંજવાળતાંખંજવાળતાં તે લીન થઈ ગયો. રોશનની યાદ મનમાં આવતાં તે બેબાકળો બની ગયો. તેની નજર આકાશ તરફ મંડાણી. તેને કાંઈ સૂઝતું નહોતું.

કાશીરામ તેના તરફ તાકી તાકીને જોઈ રહ્યો હતો. એ હળવેથી આગળ આવ્યો. ભીખાને ખભે હાથ મૂકીને હળવેકથી પૂછ્યું : "કેમ રે છોકરા! મજા કરેલી એની યાદ આવી ગઈ કે?"

"હેં...! ના... ના રે... ના રે ભાઈ..." જેમતેમ લોચા વાળતાં ભીખો હેઠે બેઠો.

"ના શું ? હું જાણુંને! એ તો એમ જ થાય ભાઈ! સ્ત્રીના ફંદામાં ફસાયેલો પુરુષ જ આમ ગાંડાની જેમ વર્તે, કેમ રે. હવે શું કર છ તું બોલ!"

ભીખો નીચું માથું કરી મૂંગો રહ્યો.

"મનેય સાલી મેના ખૂબ યાદ આવે છે... ચાર મહિના તે મારી સાથે રહી... જોગેશ્વરીમાં ઓરડી ફાંકડી મળી ગઈ હતી હોં... દિવસ ને રાત હું તેને ભેટીને પડ્યો

જ રહેતો.'' કાશીરામ રંગમાં આવીને પોતાની યાદ સંભળાવી રહ્યો હતો અને ભીખો મોંમાં પાણી આવતાં હોય તે રીતે તેની વાત સાંભળી રહ્યો હતો. સાંભળતાંસાંભળતાં વળી તે પોતાની યાદમાં ખોવાઈ જતો હતો... થોડીવાર પછી જાણે યાદ આવ્યું હોય તેમ કાશીરામે પૂછ્યું, ''ભીખા તારી બહેન ક્યાં છે હમણાં?''

''મને ખબર નથી.''

''કેમ રે, તેં જ તો એનો કૉન્ટ્રાક્ટ લીધેલો ને! શામુ તો ગયો જેલમાં છ મહિના માટે.''

પણ ભીખો મૂંગો જ રહ્યો.

''કોક કહેતું હતું... જયા બેજીવી થઈ છે.. હવે આવશે ઝખ મારીને અહીં બાપને ઘરે અને બેસશે માની છાતી પર, બીજે જાય ક્યાં?''

''એ આવશે તોય મા એને ઘરમાં ઘાલવાની નથી.'' અજાણતાં જ ભીખાથી બોલી જવાયું.

''પણ પછી એ ક્યાં જાય? સાલા, તું જ તેની આ આફત માટે જવાબદાર છે! તું ને તારો પેલો લંગડો બાપ... સાલા ભેનચોદ! સોના જેવી દીકરીનું સત્યાનાશ વાળ્યું તમે... એકવાર તો મને પણ લાલચ થઈ હતી તારી બહેનની... એ ખારના રેલવે યાર્ડમાં રહેતી હતી ત્યારે... પેલો બેશરમ શામુડો જ લઈ જવાનો હતો મને...''

''બહુ બડબડ કરવી હવે રહેવા દે હોં કાશીરામ!'' કોણ જાણે કેમ પણ ભીખો કાશીરામની વાતો સાંભળી ન શક્યો અને તે ખિજાઈને બોલ્યો.

એટલામાં કિશન પાછો આવી પહોંચ્યો એટલે ભીખો કંટાળીને ઊભો થયો અને ચાલવા લાગ્યો. અગાઉ પોતે ખિસ્સામાં મૂક્યા હતા તે પૈસા તેણે બાપ સામે ફેંક્યા.

જતાંજતાં તેણે જોયું. સરજૂ ક્યારનો ત્યાંથી ચાલતો થયો હતો.

# 30

વહેલી સવારમાં જ ખાખી અને સફેદ કપડાં પહેરેલા સરકારી માણસો માહીમની ખાડીમાં આવી પહોંચ્યા. તેમના હાથમાં વિચિત્ર જાતનાં સાધનો હતાં. મોતમાવલીના મેળામાં ફોટોગ્રાફર જેવી ઘોડીઓ ઊભી કરે છે એવી બે ઘોડીઓ ઊભી કરીને તેના પર તેમણે લાંબાં પાટિયાં ગોઠવ્યાં. તેના પર નકશા મૂકી તેઓ જોવા લાગ્યા. ઘોડબંદર રોડની પૂર્વ દિશાએ હાથ હલાવતાં એકબીજાને કાંક કહેવા લાગ્યા. તેમની સાથેના માણસો હાથમાં વાવટા લઈ દૂર પાઇપલાઇન પાસે ઊભા રહીને તેમના ઇશારા પ્રમાણે આગળ-પાછળ ખસવા લાગ્યા. ઘોડી પરના નકશાઓ પર નિશાનીઓ થવા લાગી... અને આ બધું નજરે પડતાં જ મદ્રાસીએ કિશનને કહ્યું :

''દેખ, સરવેયર લોક આ ગયે... અબ રોડ જલ્દી બન જાયેગા યહાં પર.''

મોજણીદારો આવ્યાની વાત પછી તો આખી ઝૂંપડપટ્ટીમાં આગની જેમ પ્રસરી ગઈ. બધા મોજણીદારોની આસપાસ ટોળું વળીને ઊભા રહી ગયા. આંખો ફાડીને કુતૂહલથી અને ચિંતાથી એ ઝૂંપડાવાસીઓ ત્યાં એકઠા થવા લાગ્યા. અંદરઅંદર વાતો કરવા લાગ્યા....

''અબ ઝોંપડપટ્ટી ખતમ હો ગયા, માલૂમ પડતા હૈ....''

''અરે હટ.... ઔર બરસો જાયેગી... યે ગવર્મેન્ટકા કામ ઐસા હી ચલતા હૈ...''

''નહીં યાર, પેપરમેં બી છપા હૈં.''

''તો પૂછ ઇનસે હી.''

કોઈકે હિંમત કરીને એકાદ છોકરડા જેવા મોજણીદારને પૂછી જોયું. તેણે નકશા પરથી નજર ઉઠાવ્યા વગર જ જવાબ આપ્યો : ''હાં યહાં પર બડા રાસ્તા હોનેવાલા હૈ... વેસ્ટર્ન એક્સ્પ્રેસ હાઈવે –''

''કબ હોનેવાલા હય સા'બ – ''

''અબી જલ્દીમેં હી કામ શુરૂ હોગા.''

''તો હમ ગરીબ લોગ કહાં જાયેંગે?''

''ગવર્નમેન્ટ તુમકો દૂસરા મકાન દેગા... ઇસસે અચ્છા.''

આ સાંભળીને બધાં મૂંગાં થઈ ગયાં. કેટલાક પોતાના ઝૂંપડામાં ગયાં. રસ્તો બંધાય

તો કયાં ઝૂંપડાં પહેલાં પાડી નાખશે એનો અંદાજ કેટલાક બાંધવા લાગ્યા. સરકારી અમલદારોને ઝૂંપડપટ્ટીમાં આવેલા જોઈને મદ્રાસીએ પોતાની ઝૂંપડીનું બારણું બંધ કરી દીધું અને તે મોજણીદારો પાસે આવીને ભોળાભટાક ભાવે ઊભો રહી ગયો... એક બાજુ અબ્બાસને આંગળીએ વળગાડીને દાદૂ ઊભો હતો. કિશન હાથમાં ઈંડાંની થાળી એમ ને એમ રાખીને જોતો ઊભો હતો. અને કાશીરામ મદ્રાસીની પાછળપાછળ ચાલતો હતો... એવામાં સરજૂ એકદમ આગળ આવ્યો અને મોજણીદારની ઘોડી સામે ઊભો રહીને બોલ્યો : "સાહેબ."

મોજણીદારે હાથનો હડસેલો મારી તેને બાજુએ ખસેડ્યો અને તે બાજુના મોજણીદાર તરફ જોઈને નકશા પર માપ લેવા લાગ્યો. તેણે એક આંખ બંધ કરી હતી અને મોઢું વંકાતું હતું. સરજૂ તેની બાજુમાં ઊભો રહીને ફરી બોલ્યો : "સાહેબ, મારી વાત તો સાંભળો." મોજણીદાર કાંઈ બોલતો નથી એ જોઈને સરજૂ જ આગળ બોલવા લાગ્યો: "સાહેબ આ નવો રોડ જલદી બનાવજો હોં... સાલી આ ઝૂંપડપટ્ટી જલદી પાડી નાખવાની જરૂર છે!"

આ સાંભળતાં જ મોજણીદાર ચમક્યો. નકશા પરથી નજર ઊંચકીને તેણે લાઇટના થાંભલાની જેમ ટટ્ટાર ઊભેલા એ કાળા ડિબાંગ ડોસા તરફ માંડી. સરજૂ તેની નજર પકડી લેતાં બોલ્યો :

"આ ખાડીમાં હવે ખૂબ પાપ એકઠાં થઈ ગયાં છે સાહેબ! અહીંયાં છોકરાં માને ઓળખતાં નથી, ભાઈ બહેનને ઓળખતો નથી, બૈરી પોતાના ભાયડાને દાદ દેતી નથી... પડોશી પડોશીને અને દોસ્ત પોતાના દોસ્તને ઓળખતો નથી."

"એ તો આખી દુનિયામાં એમ જ ચાલે છે ડોસા!"

"આખી દુનિયામાં હશે તેના કરતાંય આ ખાડીમાં તો વધારે છે.... મને તો થાય છે કે દરિયાનું મોટું મોજું આવે ને આ ખાડીના લોકોને તાણી જાય તો બહુ સારું."

"તે પછી તારા મનને સંતોષ થશે?" કાશીરામે આગળ આવતાં જ બૂમ પાડી.

"હા, હા, સંતોષ થશે. આ મને પૂછે છે ને સાહેબ! તેણે પોતાની બૈરીના હાલહવાલ કર્યા ને મારી નાખી અને પછી સાળીની સાથે ભાગી ગયેલો... ડોસી જીવે છે ને એક છોકરો જીવે છે....પણ તેનીય આ માણસ સંભાળ લેતો નથી.... તમે જ કહો, આવા સેતાન તે વળી શા માટે જીવતા રહેવા જોઈએ?"

"ચૂપ રહે – સાલા બુઢિયા... ગાંડો થઈ ગયો લાગે છે." કાશીરામ સરજૂ પર ધસી જતાં બોલ્યો. કિશન અને મદ્રાસીએ તેને પકડીને દૂર કાઢ્યો.

"ઝૂંપડપટ્ટી પડી જશે પછી તું ક્યાં જઈશ ડોસા?" મોજણીદારે ફરી નકશા તરફ જોઈ એક આંખ મીંચી અને ઘોડી પર પેન્સિલથી લીટીઓ દોરતાં, સરજૂને પૂછ્યું.

"હું ? હું તે વળી ઝૂંપડપટ્ટી વગર બીજે ક્યાં જઈશ? મુંબઈમાં ઝૂંપડપટ્ટીનો કાંઈ તોટો છે? મારો તો જનમ પણ અહીં થયેલો ને મરણ પણ અહીં જ થશે સાહેબ! ગમે તેટલા મોટા રોડ બાંધો, બિલ્ડિંગો બાંધો, પણ મુંબઈમાંથી ઝૂંપડપટ્ટીને નહીં કાઢી શકો... જેમજેમ બૉમ્બે મોટું થતું જશે તેમતેમ અહીંની ઝૂંપડપટ્ટી પણ મોટી થતી જશે... સાહેબ... આ જ ન્યાય છે આ દુનિયાનો... દુનિયામાં શ્રીમંતાઈ વધતી જાય તેમતેમ ગરીબાઈ પણ વધતી જ જાય છે... મોટાંમોટાં બિલ્ડિંગો ઊભાં થાય કે તરત તેના પગ આગળ પાંચ-પચ્ચીસ ઝૂંપડાં પણ ઊભાં થાય જ સાહેબ! એ વગર એ બિલ્ડિંગોની શોભા વધે જ નહીં હોં."

"બધી ઝૂંપડપટ્ટીનાં લોકોને સારાં મકાનો બાંધી આપીએ તો? ગવર્નમેન્ટ બાંધી આપવાની છે –"

"હવે ખાડામાં ગઈ ગવર્નમેન્ટ! સાહેબ! બૉમ્બેને લાગેલો આ ઝૂંપડપટ્ટીનો રોગ એમ ઝટ મટે એવો નથી. સરકાર અમને મકાન બાંધી આપશે તોય અમે તો ઝૂંપડપટ્ટીમાં જ રહેશું ને મકાન બીજાને વેચી મારશું! સમજ્યા ને?"

મોજણીદારે નકશા પરથી નજર ઉઠાવી, સરજૂ તરફ એકવાર તાકીને જોયું અને તે ખડખડાટ હસી પડ્યો.

મોજણીદારો સવારે આવ્યા તે પછી ઝૂંપડપટ્ટીમાં મચેલી ધમાલ હવે થોડી ઓછી થઈ હતી. સૌ શાંતિથી પોતપોતાના કામે વળગ્યા હતા. એકમાત્ર સરજૂ મોજણીદારોએ આંકેલી સફેદ ચૂનાની લાઇનોને સાચવવા બેઠો હોય તેમ, ત્યાં ને ત્યાં જ બેસી રહ્યો હતો. બપોર ચડી ત્યારે ઘોડબંદર રોડ પરથી ભીખો અને ગંગાબાઈ હળવેહળવે ચાલતાં આવ્યાં... સરજૂએ પૂછ્યું :

"કેમ ગંગાબાઈ! ક્યાં ગઈ હતી? ને આ પરાકરમી કેમ સાથે આવ્યો હતો?"

"તેનાં પરાક્રમને ધોવા માટે જ ગયાં હતાં – મ્યુનિસિપાલિટીના દવાખાનામાં."

ભીખો ઊભો ન રહેતાં લંગડાતોલંગડાતો પોતાની ઝૂંપડી તરફ ચાલતો થયો. તેના તરફ જોઈ રહેતા સરજૂએ પૂછ્યું :

"હજી સાજો નથી થયો?"

"ના રે, છોકરો તો જો, કેવો મરવા પડ્યો છે... કોક તો કહે છે એને ટી. બી. પણ લાગુ પડ્યો છે... દાક્તરને પૂછી જોયું... તો તેણે ચિઠ્ઠી લખી આપી... શિવરી લઈ જા એમ કહ્યું. સવારે પરોઢિયે લાઇન લગાડેલી તે છેક હમણાં નંબર લાગ્યો.... શું થવાનું છે આ છોકરાનું એ તો ભગવાન જાણે...."

"અને હા, હવે આ ઝૂંપડપટ્ટી પાડી નાખવાના છે."

"હેં, ખરેખર સરજૂદાદા?"

"ત્યારે શું હું ખોટું કહું છું? આ ચૂનો જો, આ લાઇનો જો. આ લાઇન અને પેલી લાઇન વચ્ચેનાં ઝૂંપડાં પહેલાં પાડી નાખશે....એમાં તારી ઝૂંપડી પણ આવી જાય છે હોં ગંગાબાઈ –"

"અરે ભગવાન!"

"લંગડાને કહેજે, બીજે ક્યાંક આશરો શોધી કાઢે... પેલો કાશીરામ ચાકૂ રાખીને મોટો દાદો થઈ બેઠો છે ને! એ આપશે કે આશરો, પૂછી જોજે ભેનચોદને..."

"સરજૂદાદા! ખરી પંચાત તો મારા જેવા ગરીબોને જ છે! ઝૂંપડાં તોડી નાખશે તો હું ક્યાં જઈશ બે નાનકડાં છોકરાંને લઈને? મોટો છોકરો તો માંદો પડ્યો છે... એનાં દવાપાણી..." બોલતાંબોલતાં તે એકદમ થંભી ગઈ અને કાંક યાદ આવ્યું હોય તેમ પૂછ્યું :

"સરજૂદાદા! મારા ઓલા ભવના વેરીને ક્યાંય જોયો હતો કે હમણાં?"

"કોણ તારો વેરી?"

"પેલો પેન્ટર! મૂઆએ મારા ઘરમાં આગ લગાડી. છોકરીનો તો આખો ભવ બગાડ્યો ને છોકરાને આવી માંદગીમાં ફસાવ્યો... ક્યાંક સામો મળી જાયને તો..."

"હવે તને ક્યાંથી મળવાનો એ? એ તો ગયો જેલમાં પથ્થર ફોડવા! ભડવાએ ટ્રેનમાં કોકનું પાકીટ તફડાવ્યું ને પકડાયો બરાબરનો... દેવનેય આંખો હોય છે હોં. તે દિવસે મને વિનાકારણ પકડીને મારેલો. હું વાટ જોતો જ બેઠો છું. છ મહિના પછી છૂટીને આવશે ત્યારે, જોજે એનો કેવો કાંટો કાઢી નાખું છું! સમજે છ શું એ પોતાની જાતને?"

"મારી છોકરીનો ભવ બગાડ્યો તે જોયું ને, જેલમાં જવું પડ્યું! પણ હવે છોકરીને હું કેમ કરી સંભાળીશ? છોકરી બેજીવી છે... ગમે તે કરે તોય પેટની માયા કાંઈ મને મૂંગી રહેવા દે... ક્યાં રહેતી હશે... શું ખાતી હશે... પહેલીવારની સુવાવડીની દશા તો બહુ ખરાબ હોય છે સરજૂદાદા!" ગંગા જ્યાની યાદ આવતાં ગળગળી થઈ ગઈ હતી. તેના શબ્દેશબ્દમાંથી છોકરી માટેની માયા નીતરતી હતી... પણ સરજૂને આ સાંભળી ગુસ્સો આવ્યો... તે બોલ્યો :

"આ જ તારી ભૂલ છે ગંગાબાઈ, આ જ તારી ભૂલ છે. જેણે તારી આબરૂ પર પાણી ફેરવ્યું એનું તો નામ પણ ન લેવું જોઈએ કોઈ દી પોતાની જીભથી... તારે માટે તો એ મરી ગઈ એમ જ માન, ને તું એને માટે મરી ગઈ ગણાય. તેની પર માયા રાખ છ?"

"સરજૂદાદા! તું ડોસો છે, મારા બાપ જેવો ગણાય. માણસનું શુદ્ધપણું કઈ રીતે પારખવું? ઝૂંપડપટ્ટીમાં રહે છે તે દરેક માણસ અશુદ્ધ જ હોય છે.... કારણ એ દારૂ

પીએ છે... રખાત રાખે છે.... ચોરી કરે છે... જુગાર રમે છે.... એને રોગ થાય છે... એ મારામારી કરે છે...''

''ખરી વાત છે... ઝૂંપડપટ્ટી જેટલી પાપી દુનિયા બીજે ક્યાંય જોવા નહીં મળે...''

''કોણે બનાવી આ પાપી દુનિયા, સરજૂદાદા?''

''કોણે એટલે? તેં અને મેં બનાવી વળી!''

''હા, હા, તેં અને મેં જ સફેદ કપડાં પહેરીને બંગલામાં રહેતા જેન્ટલમેન લોકોએ. આજ સવારે... તને શી વાત કહું સરજૂદાદા.... ભીખાને લઈને મ્યુનિસિપાલિટીના દવાખાનામાં ગઈ ને નંબર લગાડ્યો. મારી પાછળ એક સફેદ કપડાંવાળો માણસ આવ્યો. મારા ભીખા કરતાંય એની દશા ખરાબ હતી... એનાથી તો ચલાતુંય નહોતું... મોઢા પર પણ રોગ દેખાતો હતો... ટેક્સીમાં આવ્યો ને લાઇનમાં ઊભો રહ્યો. પછી ખીસામાંથી રૂપિયાની નોટ કાઢીને ત્યાંના છોકરાના હાથમાં સરકાવી દીધી અને છોકરો તરત તેને લાઇન તોડીને અંદર દાક્તર પાસે લઈ ગયો... અમારી નજર સામે જ... અમે ગરીબ લોક શું કરી શકીએ? અમે તો મફત દવા લેનારાં ગરીબ ઝૂંપડાવાસી... લાંચ આપવા માટે અમારી પાસે પૈસા ક્યાંથી હોય? એ તો ઇંજેક્શન લઈને પાંચ મિનિટમાં પાછો ચાલતો પણ થયો... ભીખાનો તો લાઇનમાં ઊભા રહીને જીવ નીકળી જતો હતો... સરજૂદાદા. મારા ભીખાએ છાણ ખાધું એમ જ એ માણસે પણ ક્યાંક છાણ ખાધું હશે... પણ ભીખાની પહેલાં તો એ સાજો થઈ જશે ને ફરી પાછો છાણ ખાવા લાગશે... ભીખાને સાજા થતાં મહિના થશે, વર્ષો થશે... એમાં વળી એને ટી. બી. થશે તો એની ઉધરસ સાંભળતાંસાંભળતાં જ હું એની ગરીબ મા એક દી મરી જઈશ'' – ગંગા હવે પોતાનાં ડૂસકાં રોકી શકી નહીં.

હવે કડકડતી બપોર થઈ હતી. સરજૂ મૂંગોમૂંગો ઊભો થયો અને ઘોડબંદર રોડ ઓળંગીને કોળીવાડામાંની પોતાની ઝૂંપડી તરફ ચાલવા લાગ્યો... ગંગા થોડીવાર ડૂસકાં ભરતી ત્યાં જ ઊભી રહી અને પછી એ પણ ત્યાંથી ચાલતી થઈ.

# 31

પછી તો એક દિવસ પોલીસની કાળી વાન આવીને ઘોડબંદર રોડ પર ઊભી રહી. તેની પાછળપાછળ બીજો એક ખટારો આવ્યો. તેમાંથી ભૂરા ડગલા પહેરેલા અને હાથમાં દંડૂકા લીધેલા કેટલાય પોલીસો નીચે ઊતર્યા. આ જોતાં જ ઝૂંપડપટ્ટીમાં ધમાલ મચી ગઈ. દરેક માણસ પોતાની ઝૂંપડી પાસે જઈને ઊભો રહી ગયો. પોલીસે લાઉડ સ્પીકરમાંથી બોલવાની શરૂઆત કરી : "ઝોપડકરૂ'નીં તાબડતોબ ઝોંપડ્યા ખાલીં કરૂન બાહેર પડાવેં. ઝોંપડ્યા પાડણ્યાંત યેણાર આહેત." – એવી જાહેરાત તેમણે કરી અને તેઓ નાની ટોળીમાં વહેંચાઈ જઈ વાટ જોતા ઊભા રહ્યા. ઝૂંપડાવાસીઓ હુકમ પ્રમાણે ઝૂંપડાં ખાલી કરે છે કે નહીં એ તેઓ જોવા માગતા હતા. તેમના અધિકારીઓ પણ નિરાંતે ઊભા હતા... ઝૂંપડપટ્ટીમાં હૂલકું પડ્યું હતું. કેટલાક બીકણ લોકોએ ગાંસડાંપોટલાં બાંધી ઝૂંપડાં ખાલી કરવાની તૈયારી શરૂ કરી, તો કેટલાક લોકો બધે ફરીને બીજાને ધીરજ રાખવા સમજાવતા હતા. કેટલાક પોતાનાં અહીંતહીં ફરતાં મરઘાં-બતકાં શોધીને ભેગાં કરવા લાગ્યા. કેટલાક બહાર ખુલ્લામાં રમી રહેલાં પોતાનાં છોકરાંને બૂમ પાડીને ઝૂંપડીમાં બોલાવી લેવા લાગ્યા. કાશીરામ, કિશન અને શામુ પેન્ટરની ગૅંગના છોકરાઓ ભેગા મળી હવે શું કરવું એનો વિચાર કરવા લાગ્યા. શામુનો એક જોડીદાર કહેવા લાગ્યો :

"સાલા, એમનેમ કાંઈ ઝૂંપડપટ્ટી તોડવા દેવાય! પહેલાં અમને મકાન આપો એમ કહેશું... સાલા બધા લીડર લોકો પણ ખરે વખતે ક્યાં રફુચક્કર થઈ ગયા ભેનચોદ! પૈસા ઉઘરાવવા તો બરાબર ટાઇમસર આવતા હતા! અત્યારે શામૂ હોત તો કાંક કરત–"

"હું જઈને કહી આવું લીડર લોકોને?"

"ક્યાં જઈશ તું? ત્યાં સુધી પોલીસ કાંઈ  તારી રાહ જોઈ બેસી રહેશે?"

"તો ટેલિફોન કરી જોઉં."

"તો પછી જલદી જા. કહેજે કે ભડવાઓ! આવો ઝટ ને બચાવો ઝૂંપડપટ્ટી.... નહીંતર પાછા મોઢું બતાવવા તો આવજો... ડાચાં જ રંગી નાખશું તમારાં...."

ટેલિફોન પર સંદેશો મળતાં જ લીડર લોકો આવ્યા અને તેમણે પોલીસના ઉપરી

સાથે વાતચીત કરી. કિશન, કાશીરામ વગેરે લોકો એક બાજુ તેમની વાટ જોતા ઊભા રહ્યા... આખી માહીમની ખાડી તેમનો ફેંસલો સાંભળવા માટે અધીરી થઈ ગઈ હતી... પછી લીડર લોકો ઝૂંપડપટ્ટીમાં આવ્યા અને એકઠા થયેલા ઝૂંપડાવાસીઓને તેમણે કહ્યું–

"દેખો ભાઈલોગ! યે ઝોંપડપટ્ટી ટૂટનેવાલી હૈ! જિસકો બદલી મકાન ચાહિયે ઉસકો ગોરેગાંવમે મકાન મિલેગા... યે પોલીસ અફસર સા'બ ઇસકે બારેમેં સબ કુછ બતલા દેંગે.... જો ગોરેગાંવમેં જા ન શકે, ઉસે ઝોંપડી છોડના હી હોગા. હમને મુશકિલસે આજકા દિનકી પરમિશન માંગા હૈ. આજ ઝોંપડી નહીં તોડેંગે પોલીસ... લેકિન કલ સુબહ વે લોગ અપના કામ જરૂર પૂરા કરેંગે.... યહાં પર બડા રાસ્તા હોનેવાલા હય! વો હોનેમેં આપ સબકા ફાયદા હી હૈ! બોમ્બે સિટીકા બડા ફાયદા હૈ... ઇસ વજહ હમ ઝઘડા નહીં કરેંગે... શાંતિસે અપની વસ્તી ખાલી કરેંગે... બોલો... ઝોંપડી સંઘ ઝિંદાબાદ...."

પણ આજુબાજુ એકઠા થયેલા ઝૂંપડાવાસીઓ રોજની જેમ 'ઝિંદાબાદ' બોલ્યા નહીં. એ લોકો નિરાશ થઈને મનમાં ને મનમાં ગાળો ભાંડતા ચાલતા થવા લાગ્યા. આજ આવનારું મોત કાલ પર તો ઠેલાયું હતું. પણ હવે કાલે ઝૂંપડાં તોડી નાખશે એ તો નક્કી... એના કરતાં અત્યારે જ ગાંસડાંપોટલાં ઉપાડી ચાલતાx થવું શું ખોટું એમ વિચારીને ઘણા લોકોએ પોતપોતાનો સામાન માથે ઉપાડીને ઝૂંપડાં ખાલી કર્યાં... કોકે ઘોડબંદર રોડની સામી બાજુએ દરિયાકિનારાના સૂકા ભાગમાં લાકડાના થાંભલા ઊભા કરીને પોતાના રહેઠાણનો હક નક્કી કરી લીધો... ઝૂંપડપટ્ટી ધીમેધીમે ખાલી થવા લાગી. મુંબઈમાં અનેક જગ્યાની ઝૂંપડપટ્ટી તૂટતાં આવેલા અનેક લોકો અહીં રહેતા હતા. તેઓ તો આ બધાથી ટેવાયેલા જ હતા. તેઓ પોતપોતાની ઘરવખરી માથે ઉપાડીને મૂંગામૂંગા ચાલવા લાગ્યા. ક્યાં ખાલી જગ્યા દેખાય ને ક્યાં નવી ઝૂંપડપટ્ટી ઊભી કરાય એના વિચાર કરતા એ લોકો ગયા. પણ ખાડીમાં પહેલેથી જ રહેતા લોકો એમ તરત નીકળવા તૈયાર નહોતા. એ લોકો તો એમ ને એમ બેસી જ રહ્યા. પોતાનાં ઘર તોડી નખાય એ સામે એમનો સખત વિરોધ હતો. સાંજ સુધીમાં અડધી ઝૂંપડપટ્ટી ખાલી થઈ ગઈ પણ મદ્રાસી, કિશન અને દાદૂનાં ઝૂંપડાં ખાલી થયાં નહોતાં.

રાત પડવા આવી ત્યારે તો ઝૂંપડપટ્ટીનો મોટો ભાગ ખાલી થઈ ગયો હતો. પોલીસો હજી બેઠાબેઠા ચોકી કરી રહ્યા હતા. અગાઉથી ચેતવણી આપતાં ઝૂંપડાવાસીઓ તોફાન કરશે એવી બીકને લીધે હમેશાં તેઓ આ રીતે આખી રાત ચોકીપહેરો ભરતા બેસી રહેતા...

દાદૂ અને સકીનાએ પોતાનાં વાસણકૂસણ એકઠાં કર્યાં અને ઝૂંપડીની બહાર ઢગલો કર્યો. સવારથી ચાલતી આ બધી ધમાલને લીધે જોકી આખો દિવસ સતત ભસ્યા કરતો હતો... અબ્બાસે તેને સાંકળ વડે બાંધી લીધો હતો... પણ ઝૂંપડપટ્ટીની આજુબાજુ ફરી રહેલા પોલીસો તરફ જોઈને તે ફરી ફરી ભસતો હતો. સકીનાએ દાદૂને કહ્યું :

"મેં જરા ગંગાબાય કે વહાં જાકે આતી હૂં."

"મા મૈં આઊં? મુઝે સાયબુસે મિલના હૈ."

"ચલ બેટા."

અબ્બાસે જોકીને થાંભલા સાથે બાંધી દીધો, અને તે સકીના સાથે ઊપડ્યો.

ગંગાએ પણ પોતાની ઘરવખરી એકઠી કરવાની શરૂઆત કરી હતી. હવે ક્યાં જવું એ પ્રશ્ન તેની સામે પણ ખડો થયો હતો. ભીખો ઝૂંપડીની બહાર સૂનમૂન બેઠો હતો. તેની પાંસળીઓ ચોખ્ખી ગણી શકાય તેમ દેખાતી હતી. સકીનાએ તેના તરફ જોયું અને તે હળવેથી ગંગાની ઝૂંપડીમાં ગઈ:

"ગંગાબાઈ, તૈયારી થઈ ગઈ કે?"

"તૈયારી વળી કેવી બાઈ? જે માથે આવી પડે તે મૂંગે મોઢે સહન કરી લેવાનું... ભગવાને માણસનો અવતાર આપણને શીદને આપ્યો હશે?... આપણા કરતાં તો મૂંગાં જનાવર વધારે સુખી છે...."

"પણ હવે તમે લોકો જશો ક્યાં?"

"મસાણમાં." હાથમાંના પોટલાની ગાંઠ મારતાં ગંગા કંટાળીને બોલી. સાયબુ અને રતન પાસે બેસીને આ પોટલાં બાંધવાની નવી રમત જોઈ રહ્યાં હતાં. પોતપોતાનો સામાન શોધીને માને આપતાં હતાં...સાયબુએ અબ્બાસને પૂછ્યું :

– "અબ્બાસ હવે આપણે નિશાળે કેવી રીતે જશું?"

સકીના બોલી : "જો બેટા! ઝૂંપડપટ્ટીમાં રહેનારાં છોકરાંના મોઢામાં નિશાળ ને ચોપડી એવા શબ્દો શોભે જ નહીં... એવા શબ્દો બોલીએ તો ખુદા સજા કરે!"

"શું સજા કરે?"

"આપણી ઝૂંપડપટ્ટી તોડી નાંખે."

કોઈ કાંઈ બોલ્યું નહીં...થોડી વાર પછી સકીના બોલી : "ક્યારે નીકળવાનાં, હમણાં કે સવારે?"

"અત્યારે રાત્રે ક્યાં જઈએ? સવારે જોઈશું... ચેમ્બુરમાં અમારાં સગાંવહાલાં રહે છે ત્યાં કદાચ જશું... ત્યાં મોટી ઝૂંપડપટ્ટી છે...જોઉં છું ભીખાનો બાપ શું કરે છે તે... એ તો લડી લેવા માગે છે.... મેં તો કહ્યું આપણું નસીબ જ ભિખારી છે... આપણે મૂંગાંમૂંગાં નીકળી જઈએ... પણ તમે લોકો ક્યાં જવાનાં છો?"

"અમે પહેલાં તો કતલખાના પાસેની મસીદમાં ચાર-છ દિવસ પડ્યાં રહેશું... અમારી જાતવાળા આવ્યા હતા સવારે... એમણે ફંડ ભેગું કર્યું છે... અબ્બાસના બાપને કહેતા હતા કે તમે અહીં વાંદરામાં જ રહેજો... અબ્બાસની મદરેસા પણ પૂરી થઈ શકે." સકીના બોલી.

"તમે તો સુખી માણસ છો બાઈ! તમારા તો જાતવાળાયે ધ્યાન રાખે છે! અમારો ધરમ તો ખાલી..." ગંગા બોલી.

"સુખી તે વળી કેવા? ગયું દોઢ વરસ આ ઝૂંપડપટ્ટીમાં રહેતાં હતાં ત્યારે તો એકે જાતવાળો ખબર પૂછવા ફરક્યો નહોતો... આ તો હવે મ્યુનિસિપાલિટીએ ઝૂંપડી તોડી એટલે આવ્યા મોટા આશરો દેવા!"

"તોય તમારે કાંક આધાર તો છે! મસ્જિદ તો મસ્જિદ! અમારાં તો મંદિર પણ ખાલી નથી હોતાં આ મુંબઈમાં..."

"ગંગાબાય... હવે હું જાઉં... ઓળખાણપિછાણ રાખજે... કાંઈ ભૂલચૂક થઈ હોય તો માફ કરજે હોં... છોકરાંને સંભાળજે... આવજે હોં સાયબુ... રતન કેમ દેખાતી નથી?"

"એ તો ગઈ છે પાઉં લેવા! રાત પૂરતું પેટમાં તો કાંક નાખવું પડશે ને – " ગંગા બોલી.

"ગમે ત્યાં જઈશ તોય એ છોકરી મને ખૂબ યાદ આવશે." સકીના જતાંજતાં બોલી. તેનો અવાજ ગળગળો થઈ ગયો હતો –

સકીના અને અબ્બાસને જતાં જોઈ રહેલી ગંગા ઝૂંપડીના બારણામાં જ બેસી પડી. કિશનનો હજી ક્યાંય પત્તો નહોતો. સાંજ હવે પૂરી થવા આવી હતી. અંધારું પ્રસરી રહ્યું હતું. રોજ આ વખતે અવાજથી ઊભરાતી ખાડી આજે સાવ ભેંકાર લાગતી હતી. તેણે બહાર નજર નાખી બૂમ પાડી : "ભીખા..."

પણ ભીખો તો ક્યારનો બહાર ચાલ્યો ગયો હતો.

લંગડાતોલંગડાતો તે પાઇપ પર પહોંચી ગયો હતો. ત્યાં તેના દોસ્તારો હંમેશની જેમ ભેગા થયા હતા. ભીખાને પાઇપ તરફ આવતો જોઈને બધાએ બૂમ પાડી : "બોલો ભીખાજી મહારાજ કી... જય..."

"બોલો રોશન રાની કી.... જય."

"બોલો ફોરાસ રોડ, કામાઠીપુરાકી જય."

ભીખો આ આ ઘોંઘાટ સાંભળીને થોભ્યો. પાઇપ પર જવાનું તેને મન ન થયું. પણ છતાં ક્ષણભર વિચાર કરીને તેણે આગળ પગલાં માંડ્યાં. સાથળો કળતી હતી. કમ્મર સખત દુખતી હતી. આટલું ચાલવા જતાં પણ જીવ નીકળી જતો હતો...છતાં

જેમતેમ કરી તે આગળ વધ્યો. શામુની ગૅંગમાંથી એક જણે – મંટુએ – તેને એક નવો ઉપચાર બતાવવાનું વચન આપ્યું હતું. એ ઉપચાર એક વખત કર્યો એટલે પછી કાયમ માટે આ રોગમાંથી છુટકારો થઈ જાય છે એમ એનું કહેવું હતું. ભીખાનો ચહેરો આશાથી ઊજળો થઈ ગયો હતો. શરીરમાં નવું બળ લાવીને તે આગળ વધ્યો. જોતજોતામાં તે પાઇપ પાસે પહોંચી ગયો.

"આવ્યો કે ભીખા?" મંટુએ બૂમ પાડી. અને ભીખો શરમાતાંશરમાતાં હસ્યો. પછી મંટુ પાઇપ પરથી કૂદકો મારીને નીચે ઊતર્યો. ભીખાની નજીક આવીને એના કાનમાં બોલ્યો :

"અહીં આ ઉલ્લુના પઠ્ઠાઓની વચ્ચે નહીં... જરા એક બાજુ ચાલ... ત્યાં કહું... શી દવા કરવી આ માંદગીની તે..."

બન્ને જણા પાઇપના એક છેડા આગળ ગયા. હવે અંધારું ફેલાઈ ચૂક્યું હતું અને તેમના પડછાયા ફક્ત દેખાતા હતા. મંટુ ધીમે સાદે બોલવા લાગ્યો :

"જો ભીખા! હું કહું છું એ ઉપાય જરા જોખમવાળો તો છે... થઈ શકશે કે તારાથી?"

"બહુ ખરચ થાય તેમ છે?"

"ખરચ તો એક પૈસાનોય નથી."

"તો તો કહે. તું જે કહીશ તે હું કરીશ."

"પણ જોખમ છે હોં!"

"તું કહે તો ખરો! સાલા મને તો હવે જીવવાનોય કંટાળો આવે છે! હવે તે વળી કયું જોખમ બાકી છે? તું કહીશ તે કરીશ. ફક્ત પૈસા ખરચી શકું તેમ નથી. સાલા ઇન્જેક્ષન પણ મફતિયાં લઉં છું... મ્યુનિસિપાલિટીના દવાખાનામાં...ત્યાં બસમાં જવાના દસ પૈસા પણ નથી મારી પાસે... હવે તો જીવ જવાનો વખત આવ્યો છે... બહુ કંટાળી ગયો છું હું તો...ફરી આ લફરામાં ક્યારેય નહીં પડું, એક વાર સાજો થઈશ તો..."

"પણ પહેલાં સાજો તો થા!"

"તે એટલા માટે તો આ તારી દાઢીમાં હાથ નાખું છું ને!.... બોલ, શું ઉપાય છે? એવું તે વળી કયું જોખમ છે?"

"કહું?"

"કહે."

"તો સાંભળ. આ બીમારી મારા એક દોસ્તને પણ થઈ હતી... તેનો ઇલાજ... એકાદી કુમળી છોકરીને પકડવાની... જેને હજી કાંઈ સમજણ પડતી ન હોય એવી

નાની છોકરી જોવાની અને પકડવાની..."

"અને પછી?" જે કાંઈ સમજ્યો તેથી ભીખો ધ્રુજી ઊઠ્યો. છતાં જિજ્ઞાસાથી તેણે પૂછ્યું :

"અને બીજું શું ભડવા! આટલુંય નથી સમજતો?... સીધી... બસ... રોગ ખલાસ...."

"અરે મા રે... આ તો બહુ અઘરી વાત છે." ભીખો જરા ગભરાતાંગભરાતાં બોલ્યો.

"આમ જો તો અઘરી, ને આમ જો તો સાવ સહેલી વાત છે! એકદમ સહેલી... મારા દોસ્તારે શું કરેલું ખબર છે?"

"શું?" ભીખાના પૂછવા પાછળ જબરજસ્ત આશા ડોકાતી હતી.

"રસ્તા પરથી જતી એક આઠ વર્ષની છોકરી જોઈ અને તેને "પિપરમિંટ આપું એમ કહી એક બાજુ લઈ ગયો."

"આઈડિયા," ભીખો આનંદથી બૂમ પાડી ઊઠ્યો.

"પણ તારે તો ભડવા! એટલુંય નહીં કરવું પડે! કાલ તો ઝૂંપડપટ્ટી તોડવાના છે ને? આજે જ... અત્યારે જ આ અંધારામાં કોક ગલ્લીકૂચીમાં એકાદ નાની છોકરી શોધી કાઢ... ને થઈ જા દરદથી છૂટો. એક વાર ઝૂંપડપટ્ટી તોડી નાખશે પછી આવો ચાન્સ ફરી નહીં મળે, સમજ્યો?"

"જોઉં."

"તો જા. અત્યારે ને અત્યારે, ભગવાન તારું ભલું કરે!"

ભીખો થોડો ગભરાઈ ગયો હતો. પણ એ જ વખતે તેના મને કશોક નિશ્ચય પણ કરી લીધો હતો. એ રોગથી ખૂબ પીડાતો હતો. ક્યારેકક્યારેક તો ટ્રેન નીચે કપાઈને મરીને જીવ દઈ દેવાનો વિચાર પણ એ છોકરાના મનમાં આવતો હતો. તેની સરખામણીમાં મંટુએ અત્યારે કહેલો ઉપાય સહેલો હતો. જતાંજતાં રસ્તામાં જે દેખાય તે છોકરીને હાથમાં પકડીને એક બાજુ લઈ જવાની... મોઢામાં ડૂચો મારવાનો અને...

અને તે પછીની પંદર મિનિટમાં ભીખાએ તે પ્રમાણે જ કર્યું... રોગથી મુક્ત થવાની કલ્પનામાં તે એટલો તો ખોવાઈ ગયો હતો કે અંધારામાં હાથમાં પાંઉ લઈને જઈ રહેલી છોકરી કોણ છે તે ઓળખવાની તેને સૂધ જ રહી નહોતી... એક પિશાચી ક્ષણે એ છોકરીને જોરથી પકડી... તેના મોંઢા પર હાથ મૂક્યો અને તેની બૂમાબૂમ રોકતાં તેને એક બાજુએ લઈ ગયો.

પણ તે કાંઈ કરી શકે તે પહેલાં જ કોકનાં પગલાં સંભળાયાં. ગલ્લીમાંનાં કૂતરાં એકાએક ભસવા લાગ્યાં. એટલે ભીખો ગભરાયો. તેનો હાથ ઢીલો પડ્યો; એટલે

તરત જ તે છોકરી ચીસો પાડવા લાગી... કોઈકે "ચોર... ચોર...." એવી બૂમ પાડી. માણસો પટાપટ દોડ્યા... પહેરો ભરી રહેલા પોલીસો પણ દોડ્યા... એમણે બૅટરીનો પ્રકાશ ફેંક્યો... અને પૅન્ટ કાઢીને ઊભો રહેલો ભીખો અને તેણે બાજુમાં પકડી રાખેલી એક સાતઆઠ વર્ષની બૂમાબૂમ કરી રહેલી છોકરી...તેનોય તે ઘાઘરો ફાટેલો...

"અરે... આ તો ભડવો ભીખો!"

"અને પેલી તો રતન છે. એની સગ્ગી બહેન!... અરે ભેનચોદ, કાય કરીત હોતા હેં?"

તાબડતોબ એ બકાલ માણસોના માથામાં કળિ દાખલ થયો. તેમણે આ બધાંનો હમેશનો અર્થ કર્યો અને ભીખા પર ગાળગલોચનો વરસાદ વરસાવતાં એ લોકો તૂટી પડ્યા. કોઈકે રતનને બાજુએ લઈ લીધી... એટલામાં પોલીસો પણ દોડ્યા. તેમણે લોકોનો માર ખાઈને અધમૂઆ ભીખાને પોતાના તાબામાં લીધો.

આખી ઝૂંપડપટ્ટીમાં બૂમાબૂમ થઈ રહી. પાઇપ પર બેઠેલી ગૅંગ પણ દોડી આવી. ભીખો બન્ને હાથે મોઢું છુપાવતો હતો અને મોટેમોટેથી રડતો હતો અને કાંક કહેવાની મહેનત કરી રહ્યો હતો. તેણે તૂટક શબ્દોમાં કહ્યું : "હાજીમલંગના સમ, મેં કાંઈ જ કર્યું નથી! મારી બહેનને મેં ઓળખી જ નહીં.. હું ગાંડો થઈ ગયો હતો... ભડવા મંટુએ મને પાગલ બનાવ્યો હતો... પણ મેં રતનને હાથ પણ નથી અડાડ્યો....હું હાથ જોડું છું... પગે પડું છું... પણ મને મારો નહીં." પણ કોઈ તેની વાત સાંભળવા તૈયાર નહોતું. દરેક જણ મોંમાં આંગળી ઘાલીને બોલતું હતું :

"ખૂબ ખૂબ પાપ એકઠું થઈ ગયું છે! હવે તો હદ થઈ ગઈ! સાલું આવું તો કોઈએ સપનામાં પણ જોયું નહોતું... આ તો કળિયુગનો મહિમા... ભાઈ ઊઠીને પોતાની સગી બહેનને...."

અને ગંગાને જ્યારે કોઈએ આ ખબર આપ્યા ત્યારે તે બળતા લાકડાની જેમ ભાંગી પડી. બન્ને હાથે છાતી કૂટતી તે પોલીસો પાસે આવી પહોંચી. ભીખો થરથરતો ઊભો હતો. અને બાજુમાં એક પોલીસનો હાથ પકડીને ઊભી રહેલી રતન ગૅંગણા અવાજે રડતી હતી. ગંગા દોડતી આવી અને તેણે રતનને તેડી લીધી. એ નાનકડી છોકરીને ગંગાએ તેડી લીધી ત્યારે ભીખો પણ રડવા લાગ્યો: "ઓ મા... ઓ મારી મા..."

પણ ગંગાએ ભીખા તરફ એક નજર પણ ન નાખી. ત્યાંથી રડતી-કકડતી તે પાછી ફરી. ક્રોધથી અને શરમથી ગાંડા જેવી થઈને તે પોતાની ઝૂંપડીમાં જઈ અંધારામાં મોઢું છુપાવીને બેઠી, અને પોશપોશ આંસુએ રડવા લાગી. બીકથી થરથરતી રતને હજી તેને ગળે વળગાડેલા હાથ છોડ્યા નહોતા...

પછી ગંગા એકદમ ઊભી થઈ. રતનને તેણે દૂર ધકેલી અને પોટલામાં બાંધીને મૂકેલી સાંઈબાબાની છબી તેણે બહાર કાઢી. અંધારામાં એક નજર એ છબી તરફ નાખીને તેણે એ છબી ક્રોધથી દૂર ઘોડબંદર રોડ પર ફેંકી દીધી, કોઈ ગાંડી સ્ત્રી પથ્થર ફેંકે તેમ –

તરત જ એ છબી પરથી એક મોટો ખટારો પસાર થઈ ગયો. ઘોડબંદર રોડ પર પડેલી એ છબીના ટુકડેટુકડા થઈ ગયા. આટલીવાર સુધી શાંતપણે એ જોઈ રહેલ ગંગાના હૃદયના બંધ તૂટી ગયા. ભાન ભૂલીને તે ફરી રડવા લાગી.....

* * *

Lasertypeset by M/s. Kalpan Mudrankan, Vadodara -390002
Printed at M/s. Jupiter Offset Works, New Delhi